શકે એવું મે કદી વિચાર્યું નહોતું બાળપણની એ કલ્પના જીવનના પાછલા ભાગમાં સાચેસાચ ખરી પડતી જોઈ તેને ભાગ્યની એક વિચિત્રતા માન્યા સિવાય રહેવાતું નથી.

શ્રી ઈન્દુભાઈ યાજ્ઞિકની ષષ્ઠિપૂર્તિના સમારંભમાં ચીનની એશિયા શાંતિ પરિષદમાંથી પાછા આવેલા શ્રી યશવંત શુકલને જોયા તે વખતે જ તેમને મળી તેમના પ્રવાસની વાત સાંભળવા ઈચ્છા થયેલી બીજે દિવસે બપોરે તો તે અને સુબોધભાઈ મારે ત્યાં આવી પહોંચ્યા ચીનના ખબર પૂછું તે પહેલા તો તેમણે મને પકડયો "હવે તમારો વારો છે તબીયત કેમ છે? લાંબો પ્રવાસ ખમી શકશો કે?" મે કહ્યું "હું રાજપ્રકરણમાં કશું જાણતો નથી કોઈપણ સ્થળે પ્રજાપ્રતિનિધિ બનવાની મારી લાયકાત ગણાય નહિ '

પણ આ તો પ્રજાઓની જ પરિષદ છે અને પ્રજાના દરેક વર્ગના, દરેક વર્ણ કે જાતિના લોકો યુદ્ધનીતિનો પ્રતિકાર કરવા પ્રજા પ્રજા વચ્ચે સદ્ભાવ સ્થાપવા જગતના અગ્રગણ્ય વિદ્વાનો, પંડિતો, વિજ્ઞાનીઓ અને કલાકારોની દોરવણી હેઠળ મળનારા છે અને તેથી જ તમે બીજા કરતા વધુ યોગ્ય ગણાઓ માત્ર યુરોપનો કારમો શિયાળો સહન કરવાનો છે, તા ૧૨મીએ વિયાનામાં વિશ્વના પ્રજાજનોની કોંગ્રેસ મળશે ગુજરાતમાંથી અને હિંદના બીજા પ્રાંતોમાંથી ઘણા પ્રતિનિધિઓ જવાના છે વડોદરાથી શ્રી રમણલાલ દેસાઈ પણ જનાર છે"

'તમારે ગુજરાત શાંતિ સમિતિ તરફથી જવાનું છે

આ એક પરિચિત નામ સાંભળી મે હા પાડી દીધી

બસ આટલી જ વાતમાં પ્રવાસનો ક્રમ નક્કી થઈ ગયો સ્થાનિક અધિકારીઓએ અને પોલીસખાતાએ બનતી ઝડપે કચેરીના સિક્કા પૂરા કરી આપ્યા

તારીખ ચોથીએ મે અમદાવાદ છોડયું ત્યારે શાંતિ સમિતિના સભ્યોએ સ્ટેશન પર જે ભાવભર્યું વિદાયસન્માન આપ્યું તે ભૂલાય એમ નથી.



"સ્ટાલિન પીસ પ્રાઇઝ"ના અધિકારી બનેલા ભારતીય નેતા ડૉ. સૈફુદ્દીન કીચલુનો શ્રી. રવિશંકર રાવળે કરેલો આ સ્કેચ સોવિયેટ પત્ર "ઓગ્નેવ"માં પ્રસિદ્ધ થયો હતો.

## Congress of the People for peace (જનતા વિશ્વશાંતિ સમ્મેલન)નો થોડો પૂર્વપરિચય

જગતની મહાસત્તાઓને બીજા વિશ્વયુદ્ધ પછી શસ્ત્રસરંજામ અને અટમ બોમ્બ, હાઇડ્રોજન બોમ્બ વગેરેમાં તેમજ જંતુપ્રસારક યુદ્ધનીતિમાં આગળ વધની જોઈ માંડ માંડ ઠરી જતી યુરોપ અને એશિયાની જે નાની અને નિરૂપદ્રવી પ્રજાઓ યુદ્ધના જખમો વિસરતી હતી તેના શાંતિચાહક પ્રજાજનોમાં ગભરાટ અને ચિંતા પેઠાં. ૧૯૪૯માં આંતરરાષ્ટ્રીય દબાણ નરમ પાડવા અને વાંધાવચકાનો નિકાલ લાવવા બળજોરીનો ત્યાગ કરી સમાધાની કે ચર્ચાથી નિકાલ લાવવાના માર્ગો સૂચવવા, પારિસ અને પ્રાગમાં મંત્રણા કરવા સમિતિઓ મળી.

એ જ વર્ષમાં પારિસમાં પહેલું શાંતિ સમ્મેલન મળ્યું અને તે પછી દેશ દેશ વચ્ચેના સબંધો સુધારવા અને સાંસ્કારિક આપલે કરવા દરેક દેશમાં મંડળો સ્થપાયાં એ અનુસાર હિન્દુસ્તાનમાં કલકત્તા ખાતે એક શાંતિ સમ્મેલન (Peace Congress) મળ્યું. તેમાં પરિમિત સંખ્યા હતી તેમાંથી ડૉ. આનંદ અને ડૉ. મુલ્કે એક

સયુક્ત જાહેરાત કરી જેમા શસ્ત્રસયમ માટે તેમજ વિરાટ માનવ-સહાર રોકવા અને દેશ દેશ વચ્ચે સદભાવ વધારવા સર્વ પક્ષો અને સર્વ સમાજોને સાથ આપવા વિનતિ કરી આની સારી અસર થઇ અને મહાસભા વખતે એક બાજૂ નાની સભા ભરી સહીઓ મેળવી. તેમા ઘણા કોંગ્રેસવાદીઓ, લેખકો અને કલાકારો જોડાયા

એ પછી થોડા વખતે ૧૯૫૧ના એપ્રિલમા તેમની બીજી અખીલ ભારતીય શાતિ પરિષદ ભરાઈ તેમા જુદા જુદા પક્ષના ૬૦૦ જેટના પ્રતિનિધિઓએ ભાગ લીધો અને તેને એક વિશિષ્ટ ભારતીય ઘાટ મળ્યો સર્વ દેશોને પોતાનુ સ્વાતત્ર્ય મળવુ જોઇએ, સામ્રાજ્ય શાહીનો અત આવવો જોઇએ, હિદ અને પાકીસ્તાનના સબધો સુધારવા જોઇએ અને કાસ્મીરનુ સમાધાન બહારની દખલગીરી વિના થવુ જોઇએ વગેરે ઠરાવો તેમા થયા અને "ઓલ ઇન્ડિયા પીસ કાઉન્સીલ"ની રચના થઇ તેના પ્રમુખ ડૉ કિચલુ થયા અને ભારતના બીજા પ્રાંતોમા તેની પેટા સમિતિઓ થઇ

ફેબ્રુઆરીમા એશિયાઇ સગઠન કરવાની વાત ચાલી અને એશિયાવાસીઓ વચ્ચે લડાઈ ન થવી જોઇએ એ ભાવના પર ચીને વાત ઊપાડી લીધી અને તેથી શાતિના કાર્યને જબરો ટેકો મળી ગયો જેમને લેવાદેવા નહોતી એવા રાષ્ટ્રોને પણ તેની વાસ્તવિકતા સમજાઈ.

એવામા ચીની સરકારના નિમત્રણથી હિદમાથી એક શુભેચ્છા દર્શક મડળી ડૉ કુમારપ્પા, ડૉ સુદરલાલ અને ડૉ મુલ્કરાજ આનદ વગેરેનુ બનેલુ ત્યા ગયુ તે પ્રસગે શ્રી મુલ્કરાજે ત્યાના શાતિકાર્યકરોને એશિયાઇ અને પેસીફિક દેશોના પ્રતિનિધિઓની એક શાતિ પરિષદ મેળવવી જોઇએ એવુ સૂચન કર્યુ અને તે તુરત વધાવી લેવામા આવ્યુ થોડા મહિના પછી એ પરિષદની એક "તૈયારી પરિષદ" પેકીનમા મળી, જેમા એ વિસ્તારોના પ્રતિનિધિઓ હાજર હતા તેમા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, સરદાર ગુરુમખસિહ, ડૉ કૌસામ્બી

પરદેશ જનાર દરેક મુસાફરે કોલેરા અને શીળીના ઈન્જેકશનો તાજેતરમાં લીધાનું સર્ટીફિકેટ તેમજ છેલ્લા પંદર દિવસની તબીયતની હાલતની હકીકતનું ફોર્મ હાથમાં રાખી ડૉક્ટરી તપાસ આપવી પડે છે તેમજ સામાનમાં દાણચોરી ચીજો નથી તેની ખાતરી આપવી પડે છે. અને કેમેરા, ઘડિયાળ, દાગીના વગેરેની યાદી પણ આપવાની હોય છે. સાથે કેટલું નાણું છે તેનો એકરાર કરવો પડે છે. હિંદી નાણું દરેક જણ ૨૭૦ રૂપિયા રાખી શકે છે અને "ટ્રાવેલર્સ ચેકો" રૂપિયા પાંચ હજાર સુધીના રાખી શકાય, "ટ્રાવેલર્સ ચેકો" પ્રવાસનું એક અમૂલ્યું સાધન છે. એક, દશ કે વીસ પૌંડનાં ચેક કોઈ પણ દેશમાં તે દેશનાં નાણાંની કીમતે વટાવી શકાય છે. આવા ચેકની કીમત પ્રવાસ કરનાર ઘડીઘડીમાં દેશોની હદ બદલે છે ત્યારે સમજાય છે. અલબત્ત, નાણાંના વટાવનું અને ભાવનું જ્ઞાન આવે પ્રસંગે બહુજ ઉપયોગી નીવડે છે.



"વિશ્વશાન્તિ પરિષદ"ના ભારતીય પ્રતિનિધિઓ પૈકીના ચાર ડાબી બાજુથી (૧) શ્રી રવિશંકર રાવળ (૨) ડૉ. મુલ્કરાજ આનંદ (૩) શ્રીમતી મણીબાઈ બેંકર (૪) શ્રી રમણલાલ દેસાઈ

અમારી ટુકડીમા ડૉ મુલ્કરાજ આનદ હતા એ અમારુ સદ્‌ભાગ્ય હતુ આજના પ્રવાસી અને પ્રસિદ્ધ લેખક તરીકે તેમજ કલાવિવેચક તરીકે તેમની ખ્યાતિ જાણીતી છે ઉપરાંત માર્ગ અને તેમનો પરિચય હિંદની કલાપ્રવૃત્તિ અગે ગાઢ બનેલો હતો ત્રીજા સાથી શ્રી રમણલાલ દેસાઇ પણ મારા સુપરિચિત ગુજરાતપ્રેમી મિત્ર હતા શ્રી માલતીબાઇ બેડેકર પૂનાના અગ્રગણ્ય સ્ત્રી-સાહિત્યકાર હતા તેમના પતિ અને તેમનો બાર વર્ષનો પુત્ર તેમને વિદાય આપવા એર પોર્ટ પર આવ્યા હતા

કસ્ટમ અને ડૉક્ટરની તપાસ પછી પ્રવાસીઓ મિત્રો અને સ્વજનો સાથે ભળી શકતા નથી એટલે જવાનો સમય થાય ત્યા સુધી લાકડાની આડને બે બાજૂથી સૌ અરસપરસ વાતો કરતા ઇંતેજારીથી સમય વીતાવે છે "એરપોર્ટ"ના વિશાળ પાદર પર જનારૂ પ્લેન પખા ધરરાવી રહ્યુ હોય છે અને બરોબર વખતે પ્લેનના 'પાયલટ અને સેવિકા પેસેન્જરોને નિશાની કરી પ્લેન તરફ લઈ જાય છે ચઢતી વખતે પોલિસ અમલદાર પાસપોર્ટ પ્રમાણે ઉતારૂઓની હાજરી તપાસી લે છે આવેઆવે વિદાય આપવા આવેલા સ્વજનોની સલામી લેતા દેતા પેસેન્જરો આમરશી મત્સ્યના આકારમા પેસી જાય છે અને અદર ઊભી હારોમાં ગોઠવેલી ખુરશીઓ પાસેની ગોળ બારીઓમાથી બહાર જુવે છે પણ બહારના લોકોને તેમના ચહેરા કે ભાવ જોવા જાણવાની તે વેળા તક રહેતી નથી દરેક જણને ખુરશી સાથે જોડેલા પટા કમર પર બાધી લેવાની સૂચના મળે છે સેવિકા દરેકને અવાજ રોકવા કાનમા ઓસવાના રૂના પૂમડા વહેંચે છે અને નવા મુસાફરનો ફફડાટ રોકવા દરેક જણને પીપરમીટ આપે છે મે અને રમણભાઈએ દરેક વખતે બબ્બે લેવાનો રીવાજ શરૂ કરી દીધો

જમીન પર એક લામી રપેટી મારી વિમાન જરા અટક્યુ અને

વગેરે હતા એ સમિતિએ નક્કી કર્યા પ્રમાણે ૧૯૫૨ના સપ્ટેમ્બરમા એને શાન્તિ પરિષદ બોલાવવાનો ઠરાવ કર્યો. તેમા ગુજરાતમાંથી પૂજ્ય શ્રી રવિશંકર મહારાજ, શ્રી. ઉમાશંકર જોષી અને શ્રી. યશવંત શુક્લ વગેરે હતા એમની સાથે ડૉ. ગીલ્ડરની નેતાગીરી હેઠળ બધા મળીને ૬૦ જેટલા ભારતીય ડેલીગેટ ગયા હતા તેમનો વૃત્તાન્ત ગુજરાતે જાણ્યો છે

તે પછી યુરોપને ઝડપથી શાન્તિ સમેલન મેળવવાની જરૂર લાગી, કારણ કે જર્મનીમા નવી ચૂંટણી સાથે યુદ્ધ પ્રતિ વલણ વધતુ દેખાતુ હતુ. આથી યુરોપના પ્રજાજનોએ મહાસત્તાઓ આગળ પોતાનો અભિપ્રાય મક્કમ રજુ કરવો જોઈએ એવુ તીવ્ર ભાન થઈ ગયુ ફ્રાન્સના પ્રખ્યાત વિદ્વાન ડૉ. જોલીયો ક્યુરીની નેતાગીરીથી ૧૨મી ડિસેમ્બરે વિયાનામા સમેલન ભરવાનુ ઠર્યું જગતને ચારે ખુણે પ્રતિનિધિઓને હાજરી આપવા માટેના નોતરા ગયા એમા ૮૫ દેશોના મુખ્ય શાન્તિચાહકો-મુત્સદ્દીઓ અને નેતા સહેતા પહોંચ્યા' એમની વચ્ચે અમે ભારતના નમ્ર સેવકો તરીકે હાજરી આપી શક્યા એ અમારુ મહાન સદ્ભાગ્ય હતુ એ દૃશ્ય ભાવના અને બુદ્ધિને પાવનકારી હતુ

## અમે શી રીતે પહોંચ્યા ?

અમારે તા. ૨૩ ડિસેમ્બર પહેલા વિયાના પહોંચવાની જરૂર હતી પણ પાસપોર્ટ તા ૫મીએ મંજૂર થયા

જે દેશમા જવાનુ હોય તે દેશના હિંદમા વસતા એલચીના સહીસિક્કા —'વીઝા'— પણ પાસપોર્ટમા જોઈએ હંગેરિયન એલચીખાતુ દિલ્હીમા હતુ એટલે વિયાના માટે એ સહી તો મળી પણ વખતના અભાવે ફ્રેંચ "વીઝા" રહી ગયો અને તેથી થોડીઘણી હરકત આ પ્રવાસમા થઈ પણ ખરી.

. પાસપોર્ટ પાસે હોય તો જ પરદેશના પ્રવાસ માટે વિમાની કે

સ્ટીમરની ટિકીટ લઈ શકાય.

તા. ૮મીની બપોરે અમને ખબર મળી કે પ્રતિનિધિઓને "એર ફ્રાન્સ"ના વિમાનની ટિકીટો મળી છે. નાતાલના દિવસો નજીક આવતા હોવાથી યુરોપ તરફ જતા પ્રવાસીઓ ભીડ કરી રહ્યા હતા. "એર ફ્રાન્સ" સાઇગોનથી નીકળી કલકત્તા અને દિલ્હી ઉતરાણ કરી, કરાચી રોકાણ કરી સીધું ફ્રાન્સ જાય છે. એટલે એમા ચાર જણની જગ્યા હોય તો જ અમે તાતાના "એર ઇન્ડીયા"માં કરાચી સુધી જઇએ અને તેમાં એમીએ એવો ઘાટ ઊતાર્યો હતો.

અમારી જગ્યાઓની ખાત્રી માટેનો તાર સાંજ સુધી ન આવ્યો એટલે સામાન તૈયાર કર્યા છતા અચોક્કસ સ્થિતિમાં હું વાંદરા ખાતે મારા મુકામે ઊંઘ લેવાની તૈયારીમા હતો ત્યાં ગત્રે લગભગ બાર વાગ્યે રૂમના બારણા ઠોકાયા ઊઘાડી જોતાં મુંબઇ શાંતિસમિતિના પ્રતિનિધિ શ્રીયુત ધાર અને ગુજરાતના મંત્રી શ્રી બાબુભાઈ પટેલ ગોંતતા શોધતા આવી ચડેલા તેમણ તુરત "એર ફ્રાન્સ"ની જાતનગતની ટિકિટો મારા હાથમા મૂકી અને જણાવ્યુ કે 'સવારે 'દસ વાગ્યે 'એર ફ્રાન્સ'મા તમારી સાથે બીજા ત્રણ પ્રતિનિધિઓ આવશે. કલાક પહેલાં ત્યા પહોચી જવુ." એમની ચિંતા અને એમને પરિશ્રમ માટે ધન્યવાદ.

પછી તો ઊંઘ શાની આવ ? જરા ઝોકું માર્યું ન માર્યું ત્યા ઘરના માણસો જાગી ગયા યુરોપની ઠંડીના ભય અને ચેતવણી સાથે મિત્રોએ પણ ગરમ કપડા અને જરૂરી સામાન બંધાવવાની ખૂબ કાળજી બતાવી, હતી. પણ પછી અનુભવે જણાયુ કે સાદો ઓવરકોટ અને બે જોડ ઊંચા, ગરમ સૂટ હોયતો યુરોપમા ગમે ત્યા જઈ શકાય. બીજા કપડાં ભારરૂપ લાગ્યાં હતા

સાન્તાક્રૂઝના એર પોર્ટ પર સામાનનુ વજન થતા ૬૫ રતલ દસ્તા બોજો વધી ગયો પણ સાથેના બીજા પેસેન્જરોના દાગીના એકસામટા જોખતા બધાનુ વજન સરભર થઇ ગયું.

પંખાનો વેગ વધારી એક ઝપાટે ઊંચું મોં કરતું અદ્દર થયું તે થયું જ. ઘડી બે ઘડી જમીન ઝાડવાં જોયાં અને પછી તો વાદળોની બિછાતમાંથી ક્યારેક સમુદ્રનો ભૂરો રંગ દેખાય.

લગભગ બાર અને એકની વચ્ચે પાયલટની કેબીનમાંથી એક પત્રિકા આવી, તેમાં અમે નવ હજાર ફીટ જેટલી ઊંચાઈ પર જઈ રહ્યા હતા અને નીચે ગિરનાર પસાર કરી રહ્યા હતા એમાં લખેલું હતું. અમે ખુરશી પાસેના બાકોરાના કાચમાંથી નજર કરી તો ખરેખર નાના ડુંગરા જેવો ગિરનારનો આકાર ઓળખાયો. પછી થોડી વારે રણનો પ્રદેશ આવ્યો. અમે વચ્ચે મોજ લેવા કોફી માગી અને રમણભાઈ પણ ખુશ થાય એવી સરસ કોફી અમને મેવિકાએ આપી. ફરી પીપરમીંટ પણ માગી લીધી. થોડી વારમાં સિંધુ નદીના ફાંટા સમુદ્રને મળતા દેખાવા લાગ્યા અને ત્રણ વાગ્યા ને શુમારે તો કરાંચીના એર પોર્ટ પર અમારું વિમાન ઊતર્યું અને અમારા સામાન સાથે અમને છૂટા પાડી દીધા.

અમે "ટ્રાન્ઝીટ" ના મુસાફરો છીએ જાણી કસ્ટમ બારી આગળ અમારી બહુ તપાસ થઈ નહિ. પોર્ટ પરથી "એર ફ્રાન્સ" ની ઓફીસમાં સામાન લઈ ગયા. ત્યાં અમને ખબર પડી કે રાત્રે ત્રણ વાગ્યે સાઇગોન—દિલ્હીનું વિમાન આવશે. આટલો બધો વખત ક્યાં ગાળવો તેની ચિંતા થઈ. જો પોલીસ અફસરો રજા આપે તો શહેરમાં જઈ આવીએ અને ફ્રેન્ચ વીઝા કરાવી લઈએ. તે માટે ટેલીફોન કર્યો પણ ઓફીસો બંધ થઈ ગઈ હતી. "એર ફ્રાન્સ"ની સેક્રેટરી તરુણ મુસ્લીમ બાનુની કાળજી અને ચોકસાઈ અમને ખૂબ જ રાહત આપનાર બની. અમારી પાસે પાકીસ્તાનનો વીઝા પણ નહોતો એટલે પોલીસ ઓફીસરે અમને સખત તાકીદ આપેલી કે એર પોર્ટ છોડવું નહિ. એથી પેલી બાઇએ "એર ફ્રાન્સ" ના મહેમાન તરીકે અમને પોર્ટની મોટી હોટલમાં ઓરડાઓ અપાવ્યા. ગુજરાતી બોલના

મુસ્લીમ મજુરોએ અમારો સામાન લઈ આપ્યો અને "એર ફ્રાન્સ" નો ક્વાર્ક પણ અમારી ગોઠવણ જોઇ ગયો સ્હાનો ઓર્ડર આપ્યો

સારી મનપસંદ સ્હા મળી એટલે રમણભાઇ ખુશ થયા ડૉ મુકરાજ આનંદને અમે અમારી બધી બાબતોનો નિર્ણય સોંપી દીધો હતો પણ મજુરે પાછળથી ખુશીની ઇનામી લેતા આ યા તેમની પાસેથી જાણ્યુ કે ભાન્તનો એક રુપિયો તો પાકીસ્તાનના અગિયાર આના બરાબર થાય છે! તેમને કેટલાક ફ્રાન્ક આપી જ બક્ષીસના બહાના કાઢી નાખવા હતા ડૉ મુકના ધ્યાનમા હતું કે ફ્રાન્સ પહોંચતા જ ફ્રાન્કની જરૂર પડવાની એટલે તેમણે તેમની પાસેથી લાભમા હિંદી નાણાનો વટાવ કરીને થોડા ફ્રાન્ક ખરીદી લીધા એ વાત એમણે પાછળથી સમજાવી હતી

હોટલ મોટી, ઘણા ઓરડાવાળી, નવી અને સ્વચ્છ હતી. અમે પડયા પડયા એકાદ કલાક આરામ લીધો ત્યા સંધ્યાકાળ થયો એટલે અમે ચારે જણા પોર્ટની આસપાસ લટાર મારવા નીકળ્યા. રસ્તા પર જતા ફરી એક પોલિસે રોકયા અને કહ્યુ કે "તમે પાછા મકાનની હદમાં જાઓ અમારા પાડોશી ભાઇઓમાથી કોઇની પાસેથી શુભેચ્છા કે સદ્ભાવનો એકાદ શબ્દ સાંભળવાની પણ ત્યા તક ન મળી, બલ્કે કાયદાનો અમે ભંગ કરવા માગતા હઈશું એવો તેમનો ભાવ જોઈ અમે મનમા ઓછુ અનુભવ્યુ

પાછા આવી હોટલમા જરૂર પ્રમાણે શાકાહારી ખાણાની વરદી આપી અને થોડી વારે ટેબલ પર બેઠા. ખાવાનુ સારૂ હતુ અને તહેનાતમા કાનપુરથી આવેલો એક જુવાન ઘણા વિનયથી વાત કરતો હતો અમે પૂછ્યુ "બેકારી છે ખરી?" તો કહે "મીલો માટે માણસોની જરૂર છે' તે પોતે કાનપુરની મીલમા હતો અને અહીં તેને ઠીક પડયુ હતુ

ગરે જેવુ તેવુ સૂતા અને "એર ફ્રાન્સ"નો માણસ જગાડી

ગયો કે અમે તૈયાર થઈ નીચે ગયા ને તેણે મજુરો પાસે સામાન મંગાવી લીધો. અમે દરેક જણે માત્ર હેન્ડબેગ જ સાથે રાખેલી. બાકીનો સામાન લગેજમાં મોકલ્યો.

પાસપોર્ટ, પૈસા અને ટિકીટ હમેશાં ખીસામાં રાખવાની સૂચના ડૉ. મુલ્કે આપેલી તે ઠેઠ સુધી ઉપયોગી જણાઈ હતી. દરેક પોર્ટમાં પ્લેનમાંથી પોર્ટમાં આવતાં જતાં પાસપોર્ટ અથવા પૈસાની તપાસ કે વટાવની જરૂર પડતી.

રાત્રે ત્રણ વાગ્યે અંધારામાં "એર ફ્રાન્સ"નું પાંચ એન્જીનવાળું મોટું વિમાન ઘરઘરાટી કરતું હતું. તેના ઉતારૂઓ પોર્ટના રેસ્ટોરામાં એકઠા થયા હતા. ત્યાં પાકીસ્તાની અફસરને પાસપોર્ટ બતાવી અમે પણ દાખલ થયાં સામાન પર "એર ફ્રાન્સ"નાં લેબલો લાગી ગયાં હતાં. ઉતારૂઓનાં ચીની, બર્મી, ફ્રેન્ચ અને બીજી યુરોપી પ્રજા હતી. વખત થતાં ફ્રેન્ચ સેવિકાએ પેસેન્જરોને પ્લેનમાં જવા સૂચના કરી. ડૉ. મુલ્કે કહ્યું કે "આગળના ઉતારુઓ તેમની સીટ પર બેસી જાય એ પછી ખાલી રહેલી સીટો પાછળથી જોડાયેલા ઉતારુઓએ લેવી એવો શિષ્ટાચાર છે." અંધારામાં દીવાની નિશાનીઓ પ્રમાણે પ્લેનના દાદર પાસે જઈ સૌ ઊભા રહે અને પાઇલટ પેસેન્જરોનાં નામ બોલી જાય તે પ્રમાણે ઉપર જવાનું હોય છે. ઉતરેલા પેસેન્જરોની હાજરી થયા પછી અમારાં નામો બોલાયાં અને અમે અંદર ગયા ત્યારે ઉડતા રાજમહેલનો લાંબો ખંડ હોય એવો ભાસ થયો.

હવે ફ્રેન્ચ અસર સ્પષ્ટ લાગી. સૂચનાઓ ફ્રેન્ચ ભાષામાં હતી. સેવક અને સેવિકાઓ ફ્રેન્ચમાં ચેતવણી આપતાં અમારી પાસે આવતાં ત્યારે અમે ફ્રેન્ચ નથી સમજતા જાણી તારની ભાષા જેવું અંગ્રેજી બોલતાં. પછી તો પ્લેન ઉપડે ત્યારે દરેક વખતના જેમ દરેક સીટના પટા કમર પર બાંધ્યા કે નહિ તે જોઈ લે અને વિમાન ઊંચાઈ પર જઈ સ્થિર બનિ પકડે ત્યારે એ ચેતવણી દૂર થાય. એ પછી જ કોઈને

પોતાની જગ્યા પરથી ઉડના દે અથવા "ટોઇલેટ રૂમ" (સફાઇ ઘર) મા જવા દે

સવારનો પ્રકાશ બારીઓમાથી દેખાયો તે વખતે વારાફરતી સૌ સફાઇઘરમા જઇ આવ્યા સેવિકાએ દરેક આગની સીટની પીઠમાથી એક પાટીયુ કાઢી, ખુરશીના હાથામા ભેગી ટેબલ બનાવી દીધા. સેવક અને સેવિકાએ પચાસ જેટના ઉતારૂઓને સાદો નાસ્તો અને પહેલી ચા પીરસી દીધા ઉડના મહેનતી સહનની આટની મઝા માટે સૌ ટાંપી રહ્યા હોય છે બાકી નફરાય કે ન ચાર જણ ભેગા એસી શકે અથવા ન તો બારીમાથી કોઇ બદનાતા દશ્યો જોવા મળે

નવ વાગતા પ્લેને નીચે ઊતરવાનો ઝોક ખાધો જમીન, ખેતરો અને ગામડા દેખાયા અમે પટા બાધ્યા ન બાધ્યા ત્યા વિર્માન બગદાદના પાદરે ઊભુ રહી ગયુ અમે જુદી જ જાતના પોનીસ—પોશાકો અને જુદા બાધાના માનવીઓ જોયા, સવારનો તડકો જરા ઠીક લાગ્યો ઉતરતી વખતે પોલીસે બધાના પાસપોર્ટ માગી લીધા અને સૌ રેસ્ટોરામા ધસ્યા

ટેબલો પર ભરપૂર ચ્હા, નાસ્તો, કોફી અને ફળો ગોઠવી રાખ્યા હતા પણ બગદાદ કયા ?

બગદાદ આવેની ટેકરીઓ પાછળ જરા જરા ડોકિયા કરતુ હતુ એકાદ બે ઘુમ્મટ સિવાય કશી નિશાની દેખાય નહિ બધા જ એર પોર્ટ શહેરોથી માઇલો દૂર વિશાળ, સપાટ જમીન પર બાધવામા આવ છે, જેથી શહેરના માનવીઓને તેના જોખમ અને અવાજથી બચાવ મળે અને વિમાનોને ઊડવા માટે અને ઉતરવા માટે પૂરતી જગ્યા મળે પોર્ટમા બગદાદના સિક્કા, ફોટોગ્રાફો વગેરેની દુકાન હતી ફ્રાન્સના સિક્કા ત્યા ચાલતા એટલે ટો મુકે એક ચિત્રકાર્ડ નઈ, ત્યાંનો જ પોસ્ટલ સ્ટાપ ખરીદી, એ કાર્ડ લખીને ત્યા જ પેટીમા નાખ્યુ કલાકના રોકાણ પછી બધા જ પ્રવાસીઓ પોર્ટના

કાટક પાસે એકઠા થયા અને પોલિસ ઓફિસરે પાસપોર્ટમાં જોઈ જોઈ, નામ પોકારી, ચહેરા ઓળખી સૌ સૌના પાસપોર્ટ પાછા આપ્યા. પછી સૌ એક પછી એક પ્લેનમાં ચઢી ગયા.

કરાંચીથી ગીધી લીટીમાં જ પ્લેન આકાશમાં જતું હતું. તેના નકશામાં મુલ્કો, પર્વતો, નદીનાળા કશા હિસાબમાં નહોતાં. પ્લેનનું પેટ્રોલ ભરવા અને ઉતારૂઓની ભરતીઉતાર કરવા અને તેમના પેટની સામગ્રી પૂરી પાડવા જરૂર લાગે ત્યાંના એર પોર્ટમાં તેનાં રોકાણ ઠરેલા હોય છે.

બાર વાગતાના સુમારે સાઉદી અરેબિયાના પહાડી, ટેકરાળા અને સૂકા પ્રદેશો પર વિમાને ઊતાર લીધો. કોઈક મોટી સમડીની પેઠે ગામો અને નાળાં ઉપર થઈને એક વિશાળ ખડકાળ જમીન પર તે ઠર્યું. બાબાઆદમના યુગની આ વેરાન ભૂમિ પર એર પોર્ટ નંદનવન જેવું લાગતુ હતુ. દૂરથી ચાલી આવતી વીજળીના થાંભલાની હારો અને પાણીની ટાંકીઓ નવા યુગની વિજ્ઞાનશક્તિનો વિજય ગાતાં હતાં. હવાને યોગ્ય ફૂલપાન અને વૃક્ષોની ત્યાંની સજાવટ પ્રવાસીનો થાક ઊતારે એવાં હતાં. મારકણો ઠંડો પવન શરૂ થઈ ગયો હતો. પોર્ટના માણસો બધા ઉતારૂઓને રેસ્ટોરાંમાં લઈ ગયાં

ફ્રેન્ચ ઢાકની પૂરી છાપ ત્યાં દેખાય, મોટા આરસા, હીરા ઝૂલાવતા ઝુમ્મરો, મખમલી પડદા અને ભરપૂર ખાણીપીણી સાથે આસવના બાટલાઓનાં જૂથ ફટાકડાની પેઠે ઊરતાં હતાં. હિંદ વટાવી આવેલા યુરોપી મુસાફરોને દિવાળીની મિજબાની લાગે. કેટલાક બર્મી વિદ્યાર્થીઓ યુરોપમાં અભ્યાસ માટે નીકળેલા હતા. તેઓ ટેબલ પર બહુ જ સાદા, શાંત અને સ્વસ્થ હતા. તેઓ પણ ફ્રેન્ચ બોલતા એટલે વાતો ન થઇ પણ તેમની સાથેનુ એશિયોઇ સામ્ય મનોભાવની સાક્ષી પૂરતું હતું.

ખાવાના પદાર્થોમાં ડૉ. મુલ્કનું માર્ગદર્શન અમને બહુ ઉપયોગી

થતુ. માનતીમાઇનિ લીવે ટેમન પર રેસ્ટોરવાળા વધુ વિવેક વાપરતા પણ તેમની ઊંચી વાનીઓ અને આસવાના કદરદાન કોઇ ન જોતા નિરાશ થતા

એ કલાક પાછા આકાશી મત્સ્યના પેટમા સૌ ભરાઇ ગયા. રમણભાઇએ હવે તેમની કલમ હાથમા લીધી મે પણ થોડુ લખી નાખ્યુ પણ પછી કટાળો આવ્યો ખબર પડી કે હવે તો ફ્રાન્સને દક્ષિણ કિનારે સાજે આઠ વાગે નીસના પોર્ટમા ઊતરવાનુ થશે ડૉ મુ'કે કહ્યુ "ફ્રાન્સનો વીઝા નથી એટલે થોડી ગરબડ થશે પણ હીકમતથી કામ લેવાનુ છે"

અધારામા વિમાન ઊતરતુ દેખાયુ દીવાળી જેવી રોશનીભર્યુ કોઇ શહેર હશે એમ લાગ્યુ એ જ ફ્રાન્સનુ હવા ખાવાનુ સુન્દર સ્થાન નીસ નગર!

બધા પેસેન્જરો સાથે અમે પણ ઊતર્યા પોલીસ અફસરે વીઝા ન જોતા રોકયા ડૉ મુ'કે વાત સમજાવી

"અમાને પાસપોર્ટ મોડા મળ્યા તા ૧૨મીએ વિયાના પહોચવુ છે શહેરમા જવુ નથી વિમાન બદલવા પુરતી સગવડ કે રાહત લેવી છે સાથે બાઇ માણસ છે

આ બધુ સાભળી પોલીસે "ટ્રાન્ઝીટ" સિક્કો મારી આપ્યો અને અમે રસ્ટોરામા ગયા એ સાદુ, સુન્દર અને નવી ઢબનુ રસ્ટોરા હતુ આવનારની ગંધ જોતા જ પીરસણીયા ઊભા હતા ડૉ મુ'ક નિશાની કરી તેમ અમે ચાર જગ્યા એક સાથે ખાણાના ટેબલો પર રોકી લીધી હવે અમારી વાતચીત માત્ર ડૉ મુ'ક સાથે જ થતી તે સભાળીને જેવુ તેવુ ફ્રેન્ચ બોલે અને અમારે માટે ચીજો મગાવી દયે

રાતના ખાણામા ભાતભાતની ચીજો હોવા છતા અમારા કામની બેચાર જ વસ્તુઓ મળી ફળો ઘણા હતા ડૉ મુ'કે જમતા

જમતા કહ્યુ કે "અર્ડાના પોલીસે ભિક્ષો માગી આપ્યો એટલે હવે પારિસના સમયના થી દસ વાગ્યે તો આપણે ત્યા ઊતરી જઈશુ અને કાલ અગીયાર વાગ્યા સુધી પારિસની કોઇ હોટલમા રહેવુ પડશે"

ખાણુ પતાવી, ટાઢમા જતા અમે પાછા વિમાનમા સવાર થયા ખબર મળ્યા કે પારિસમા બરફ વરસવો શરૂ થઈ ગયો છે અમે થોડી જ વારમા પારિસ પહોચવાના એ વિચાર સહેજ અસ્વસ્થ થઇ ગયા

વાતવાતમા વિમાન જમીનતરફ ઊતરવા લાગ્યુ નીચે રોશનીનુ વન હોય એવુ લાગ્યુ વિમાન જમીન પર સ્થિર થઇ ગયુ અને એકેએક પ્રવાસી પોતાનો સરજામ ઊઠાવી ઉભો થઈ ગયો બારણુ ઊઘડયુ, દાદર મૂકાયો અને જેવા અમે બહાર પડયા કે કડકડતી ઠંડી અનુભવી વરસાદ પડી ગયો હોય તેવુ લાગ્યુ ડા મુન્શે કહ્યુ "સભાળીને ચાલજો. જમીન ચીકણી અને લપસણી થઇ ગઇ હશે' એકબીજાની ઓથ શોધતા પોર્ટના માણસોની દોરવણી પ્રમાણે, અમે કસ્ટમના છાપરામા દોડી ગયા

પહેલા તો સર્વો સામાન હાથ કરવાનો હતો અહીં કસ્ટમના મજૂરી બચાવની યત્રરચના જોઈ ચકડાની વચ્ચે લાંબી સાદડીના પર રબરના ગોઠવેલા હતા તે ફરતા લાગ્યા અને તે પર બહારથી પેટીઓ, સામાનની બેગો વગેરે ખેચાતા આવ્યા. પછી ફ્રેન્ચ મજૂરો તેમને ઊંચકીને ચારે તરફની પાટો પર મૂકવા લાગ્યા ઊભેલા પેસેન્જરો પોતાનો સામાન ઓળખી ઓળખીને, એકત્રિત મૂકાવીને, કસ્ટમ ઓફિસરોને બતાવવા લાગ્યા

એટલી વારમા ડૉ મ ' એર ફ્રાન્સના એક એજન્ટને પકડી પાડી પરિસ્થિતિ સમજાવી દીધી. તેણે પોલિસ ઓફિસર પાસે જઈ અમારો કેસ સમજાવ્યો નીસની પોલીસે "ટ્રાન્ઝીટ"ની છાપ આપેલી જોઈ તેણે

વાંધો ન લીધો. આથી અમને બહાર જવાની રજા મળી ગઇ. દરમિયાન અમારો સામાન રોલર પરથી ઊતરી ગયો હતો. અમે કસ્ટમવાળાને એ ખોલી ખોલીને બતાવ્યો અને જલ્દી ચોકડીઓ પડાવી બહાર ખોટી થતી બસમાં પહોંચાડયો. પોલિસે નવા રૂક્કા કરી આપ્યા અને અમે એજંટ સાથે બસમાં શહેરની ઓફીસ તરફ ઊપડયા. ત્યાં પણ બસ ઉપરથી સામાન ઊતારવા રોલરવાળો દાદરો લગાડી સામાન બધો ઓફીસના માળ પર ચઢાવ્યો. ઓફિસ એટલે રેલ્વે સ્ટેશનના મોટા પ્લેટફોર્મ જેવું મકાન. "એર ફ્રાન્સ"ના ખાનામાં જઈ, એજંટ ભાઇએ ટેલીફોન કરી, અમારા માટે એક હોટલમાં બંદો-બસ્ત કરી ચીઠી આપી. એક. ટેક્સી મંગાવી, તેમાં સામાન ચડાવી અમે હોટલ પર પહોંચ્યા ત્યારે પારિસની ઘડિયાળમાં બારવાગ્યા હતા.

## વિશ્વશાંતિ પારેષદમાં

## [ ૨ ]

હોટલના નોકરોએ સામાન સંભાળીને ઉતારી લીધો અને અમારા પાસપોર્ટ જોઈ, નામો અને નંબરો લખી મેનેજરે નંબ-રોવાળી મોટી કૂચીઓ દરેકને આપી. લિફ્ટવાળીએ ત્રીજે માળ ૭૪ નોની રખવાળને અમારી ભલામણ કરી. તેણે વળી બીજી બાઇને બોલાવી. તે અમને રૂમ બતાવવા આવી. લાંબી ગલી જેવી ચાલીની બન્ને બાજુ સેંકડો બારણાં હતાં. અમને ખૂબ જ છેટે છેટે નંબરો મળ્યા. ડૉ. મુકુંદે સવારે સાત વાગે તૈયાર થવા ઉતાવળી સૂચના આપી.

હું અને રમણભાઈ એક જ રૂમમાં સાથે રહ્યા એટલે શાન્તિ અને છૂટ અનુભવ્યાં. કપડાં ઉતારી ગરમ પાણીથી શરીર હલકું કર્યું અને બે દિવસનો થાક ઉતારે એવી ગાઢ ઊંઘને આશરે મનાર પાડી વહેલી ચા પીવાની ટેવ એટલે બહાર નીકળી ફ્રેન્ચ દાસીઓને નિશાની કરી પણ કોઈ અમારી વાત સમજ્યું નહિ. આખરે નવા અનુભવ પ્રમાણે વધુ ગરમ કપડાં લઈ, સામાન તૈયાર રાખી અમારા સાથીઓને શોધવા ચાલ્યા. એક બે વાર વચ્ચે ચા પી આવ્યા પણ નંબરો નક્કી કરી શક્યા નહિ. આખર ડૉ. મુન્શી પૂરી તૈયારી કરી અમને શોધતા આવ્યા એટલે ભારતીયોના નંબર શોધી અમે એમને મળ્યા. સ્નાનાગારની ટિકિટો લઈ નીચેના "ટી-રૂમ"માં ગયા. ડૉ. મુન્શી અમને મૂકી શહે-રમાં મિત્રોને મળવા ગયા. બહાર તો ધુમ્મસ અને ઠંડી હતા. અમે એકલા નીકળવાની હિંમત કરી શક્યા નહિ.

બાર વાગે તો પ્લેન ઉપર પહોંચવાનું હતું છતાં એક બે કલાક પારિસમાં ફરવાનું મળે તો ઠીક એમ લાગ્યું એટલે ટેલિફોન બુક-માંથી એક મિત્રનું સરનામું શોધી કાઢ્યું. ફોન મૂકવાની રીત આવડે આના જેટલી હતી છતાં એ વખતે એની ગણતરી શી? ફરીથી નંબર જોડાયો. કોઈ હિંદીમાં બોલ્યું. ગુજરાતી શેઠનો હિંદી દરવાન વાત કરી રહ્યો હતો. 'શેઠ બહાર ગયા છે અને અગિયાર વાગ્યા સુધી પાછા આવનાર નથી.' થયું! નામ લખાવીને ફોન બંધ કર્યો. જેમનેમ વખત વીતાવ્યો ત્યાં ડૉ. મુન્શી આવી ગયા. તેને પણ બહુ મહેનતે તેના મિત્રના મકાનનો પત્તો લાગ્યો હતો. સાતઆઠ રૂપિયા જેટલું મોટર ભાડું ખરચી પંદર મિનિટની મુલાકાત માણી આવ્યા હતા. યુરોપની મોંઘવારીની આ વાનગી હતી. હવે તો જલ્દી આગળ નીકળી જઈએ એમ થયું.

દરવાને ટેક્સી મગાવી આપી, હોટેલના મજૂરોએ સામાન ગોઠવી આપ્યો. જેમનેમ બધું દસાવી મજૂરોને ખુશ કરી હોટેલ Palais De

'O'racy (પેવેડી ઓગરશી)ને ગમગમ કર્યા.

બહાર ખૂબ જ ધુમ્મસ હતુ. વૃક્ષો માત્ર ઠૂંઠાં હતા પારિસના બગીચાઓ અને ફુવારાઓ પર બરફની ચાદર પથરાતી હતી રસ્તે જતા તરવરિયુ લોકજીવન જોયુ. મરીમો પણ ગર્વિષ્ટ ચાલે ચાલતા જણાતા ધુમ્મસમા "એફિલ ટાવર"ની ટોચ દેખાઇ સિનેમાથી, પુસ્તકોથી, વાર્તાઓથી અને ચિત્રપટોથી પારિસ એટલુ બધુ પરિચિત થઈ ગયું હતુ કે તેના રસ્તા, પૂલો અને નાકા વટાવતા બહુ નવાઈ ન લાગી. એર પોર્ટ ઉપર કસ્ટમે અને પોલીસે વખત ન લગાડયો માત્ર છેલ્લે એક ઓફિસરે જરા પંચાત કરવામાંડી તે વખતે સ્વીસ પ્લેનમા અમારો સામાન ચઢી ગયો હતો અને અમને જ ઓફિસરે રોકયા હતા તે જોઇ પ્લેનની સેવિકાએ આવીને તેને સમજાવ્યો અને અમને ધીરજ આપી કે "તમારા માટે જ પ્લેન થોડી મિનીટો મોડુ કર્યું છે. ગભરાશો નહિ '

એ ધન્યતા અને મીઠાશથી સ્વીસ પ્લેનમા દાખલ થતા જ અમે બહુ સુખમય વાતાવરણ અનુભવ્યુ પ્લેન નાનુ પણ સુઘડ અને રૂચિકર ગોઠવણ વાળુ હતુ સેવિકાઓની મુખમુદ્રા મધુર હવા આપતી સુપ્રસન્ન હતી, તેમનુ આતિથ્ય પણ એવુ જ એમની પીપરમીટોમા કોફીમા અને બપોરના ખાણા સુધીમા કંઈક નવી તાઝગી અને મીઠાશ હતા, જે એ પછી બીજા વિમાનોમા ફરી જોવા મળ્યાં નહિ પણ એનો આસ્વાદ થોડા જ કલાક ટકયો ત્રણ વાગ્યે તો આલ્પ્સના શિખરો જોતા જોતા, સ્વીસ ગામડાઓ પર ચક્કર મારી ઝુરીચના એર પોર્ટ પાસે અમને છૂટા પાડી દીધા

ઝુરીચના વેઇટીંગ રૂમમા ખબર પડી કે બીજુ કોઇ વિમાન તુરતમા મળશે નહિ તેમજ આગળ જવા માટે અમારી જગ્યા "રીઝર્વ" કરવાની તેમને કોઈ સૂચના પહોચી નહોતી અમે તો ચિંતા કરતા બેઠા એટલામા લંડનથી વિયેના જતુ એક મોટુ બ્રિટિશ "એર પ્લેન"

પાંચ સાડા પાંચ વાગ્યે તો અંધારું થતું લાગ્યું દિવાબત્તી વખતે વિયેનાના એર ફિલ્ડ ઉપર ઊતરી ગયા ઠંડી વધી ગઈ હતી. બધી રીતે શરીર લપેટતા અમે ઝડપથી કસ્ટમઘરમા પહોંચ્યા ત્યારે શ્વાસ ઠેકાણે આવ્યો અહીં પોલિસે પાસપોર્ટ બરાબર તપાસ્યા, અમારી પાસેના નાણાની વિગતો લખાણી અને સામાન રીતસર જોયો એ વખતે મને ખબર પડી કે મારી પાસે એક છૂટું કાગળનું બંડલ હતું, જેમા મે ભારતીય ચિત્રોની છાપો, ચિત્રપોથીઓ વગેરે સાહિત્ય-સામગ્રી લીધી હતી સામાન સાથે એ બંડલ નહોતું ! ઓફિસમાએક મદદ જાણ અંગ્રેજ જાણતો લાગ્યો. તેને મે ઘણી મહેનતે સમજાવ્યું કે ઝૂરીચમા વિમાન-ફેરવણીમા એ બંડલ આડું ચડી ગયું, પણ કંઈ વળ્યું નહિ શહેરમા ઉતારૂઓને લઈ જતી બસ ખોટી થઈ રહી હતી બસમા મૂકેલા સામાન સાથે કદાચ પેલું બંડલ હશે એવા અનુમાને હું પણ હેવે બસમા ચડી ગયો વિયેના શહેર ત્યાંથી ૭૫ માઇલ દૂર હતું



'વિયેના યુનિવર્સિટીનો પગથાર"

કેટલાક દોઢ કેટલાક બસ દોડ્યા પછી ખૂબ રોશનીવાળા રસ્તા,

હોય તેમ શાન્તિના ભક્તો એક બીજા જોડે ગુફતેગોમાં ભળી જતા દેખાતા દુનિયાની નવી નવી બારીઓ ખુલી ગઈ હતી અને માનવ-હૃદયમાંથી સ્નેહ અને ભ્રાતૃભાવના વાયુ લ્હેરાતા હતા

ઉછળતા સાગર જેવા આ વાતાવરણમાં મને અને રમણભાઈને ખાણાના ટેબલ પર મેજમાનની જગા ય મળતી થઈ નહિ ત્યાં અને ટોસ્ટ મગાવી, શાન્તિથી બધું જોતા જોતા અમે વખત વીતાવ્યો એવામાં બીજા જમી આવ્યા એટલે ફરી સર્વને એકઠા કરી, સામાન હાથોહાથ ઊંચકાવી બહાર ઊભેલી દગવન નંબરની બસમાં હિંદી ડેલીગેશન ગોઠવાયું અને તેમને દોરનાર ને સંભાળનાર બે દુભાષિયા—એક તરુણ અને એક તરુણી—આગળ ગોઠવાયા

વિનેના શહેરમાં ચાર હકૂમતો છે એમ કહેવામાં આવ્યું એકમાં અંગ્રેજ હકૂમત, એકમાં ફ્રેન્ચ, એકમાં રશિયન અને ચોથામાં અમેરિકન "હોટેલ ક્રુસેનો" રશિયન હદમાં હતી અમારે ઊતરવા માટે નક્કી થયેલી હોટેલ "મોઝાર્ટ" અમેરિકન હદમાં હતી ચારપાંચ માળની એ હોટેલમાં મુંબઈની "તાજમહાલ" કરતા પણ સ્વચ્છ અને સગવડભર્યા ખંડોના અમને નંબરો આપી દીધા કોઈને એકલા રહેવાનું તો કોઈને સાથી સાથે રહેવાનું નક્કી થઈ ગયું દરેક ખંડમાં હવા, પ્રકાશ, વીજળી, ગરમી અને બાથરૂમની પૂરી સોઈ તેમજ નોકરોની હાજરી—આ બધું યુરોપની રીત અને વ્યવસ્થાશક્તિ દર્શાવતા હતા કબાટોમાં અને ટેબલો પર સામાન સાહિત્ય છૂટા કરી અમે નિવૃત્ત થયા આરામ અને રાહત અનુભવ્યા

તા ૧૨ થી તા ૨૦ સુધીની સવારના નાસ્તાની ટિકિટો, સભાગૃહમાં રોજ જવા, કૉફી કે પીણાં માટેની કૂપનો, 'હોટેલ ક્રુસનો' આ રોજ બે વખત ભોજનની કૂપનો—એમ આઠે દિવસ માટેની કૂપનો સૌને મંત્રી રમેશચન્દ્ર તરફથી મળી ગયા ડેલીગેશનના નેતા અને પીસ કાઉન્સીલના પ્રમુખ ડૉ. કિચલુ પણ અમારી સાથે એ જ હોટેલમાં

હતા ભારતમા ધર્મપ્રતિનિધિ જેવા શ્રદ્ધા માતાને પણ ત્યા મે પ્રથમ જ જોયા ચારેક ભાનુઓ, ચારેક પત્રકારો, બે પાર્લામેન્ટના મેમ્બરો, બે પ્રોફેસરો, બે સર્વોદય કાર્યકરો, બે વ્યાપારી વર્ગના ગૃહસ્થો અને બે લેખકો અને વાર્તાનવેશો, યુનિયન મંત્રીઓ,—વગેરેનુ વિવિધરંગી અભાઠ બત્રીશ જણનું ડેલીગેશન વિયેનામા એક વિશિષ્ટ સમાચાર જેવુ થયું હતુ

**શાંતિ પરિષદનો પ્રારંભ :** શાંતિ પરિષદ "કોન્ગ્રેસ"ની બેઠક વિયેનાના પ્રખ્યાત કોન્સર્ટ હાલમા રાખવામા આવી હતી આ હાલ યુરોપભરમા તેની વિશાળતા અને સુંદરતા માટે પ્રસિદ્ધ છે તે ૧૯૧૭મા બંધાયો હતો ૧૯૨૭ મા તેમા મહાન સંગીતકાર બીથોવનની પહેલી શતાબ્દિ ઉજવાઇ ત્યારે યુરોપભરના મહાન કલાકારો અને પ્રસિદ્ધ પુરુષો ત્યા અંજલી આપવા આવ્યા હતા આજ તેના નીચેના હોલમા બીથોવનનુ બાવલુ મૂકેલુ છે તે પણ કલાનો એક અપ્રતીમ નમૂનો છે એનુ મુખ્ય બેઠકનુ ભવન બે હજાર માણસની બેઠકવાળુ છે તેની સાથે બીજા ૭ નાના ઓરડાઓ છે જેમા "મોઝાર્ટ હૉલ" પણ છે

ત્યા પહોંચવાને દરેક ડેલીગેશનના ઉતારા પાસે સવારે નવ વાગ્યે મોટી બસ હાજર રહે એવી ગોઠવણ હતી અમે સાડા સાત વાગ્યે ઊઠવાની, તૈયાર થઇ જઇ, નીચે હોટેલમા નાના ભોજનગૃહમા [illegible] થયા ત્યા બીજાઓ આવી મળ્યા એટલે સૌ સાથે વિયેનાના સુંદર માર્ગો અને મકાનોની શોભા માણતા કોન્સર્ટ હોલ પહોંચ્યા અમારા માર્ગમા જ એક પ્રખ્યાત ચર્ચ અને યુનિવર્સિટીનુ મકાન આવતા

વિયેના ખરેખર પૂર્વ યુરોપનુ પારિસ છે, એ તેના પહોળા માર્ગો, તેમની પરની ગાડીઓની હાર અને મકાનોના અવનવા ઘાટ તથા રૂપ શણગાર જોતા ખાત્રી થઇ 'કોન્સર્ટ હૉલ'ની પાસે ડાન્યુબ નદી છે નદીમા એક "સ્ટીમ બોટ" એરપોર્ટની બરફ પર લપસણી કરતા કરતા ફરવા, નાચવા, અને કૂદવાનુ મેદાન છે તે પર અમે જતા અને

મકાનો અને પછી ભવ્યચક્ર બજારો વચ્ચે થઈ બસ "એર ફ્રાન્સ"ની ઓફિસે જઈને ઊભી. અમે અહીંથી બહાર નીકળ્યા એ પહેલા કેટલીય સ્ત્રીઓ અને કન્યાઓએ તેમજ ગૃહસ્થોએ "પીસ ડેલીગેટ વેલ કમ!" કરી ગીતો ઉપાડયાં, અમને ફૂલછડીઓ આપી અને ઓફિસમાંથી આગળ સામાન ખેંચી લાવ્યા. જેને જે હાથ આવ્યો તે સામાન લઈ સ્વાગતની બીજી બસમાં મૂકી દીધો અને બધાય અતિથિઓને "હોટલ ક્રુસેલો"માં લઈ ગયા. યુરોપની જીંદગીનો પ્રથમ પરિચય અહીંથી શરૂ થયો.

દૂર દૂરથી આવતા પ્રતિનિધિઓના જુદા જુદા સ્થાન રાષ્ટ્રની શહેરની ૭૦ હોટલોમાં વહેંચી નાખ્યા હતા પણ સૌને જમવાની ગોઠવણ તો "હોટેલ ક્રુસેલોમાં" જ રાખી હતી એટલે અમે પહોંચ્યા ત્યારે "વિઝીટ રૂમ"માં ભારે ભીડ થયેલી જોઈ અનેક લોકો મળતા હતા. ઓળખાણો થતી હતી, વાર્તાલાપ થઈ રહ્યા હતા. અમારા હિંદી સાથીઓ જે બીજા માર્ગેથી આવી પહોંચ્યા હતા તે એક પછી એક મળતા ગયા. દીલ્હીથી આવેલા પેરીન બેન અને ચંદ્ર, પંજાબથી આવેલા સરદાર કેટા અને લાંબી દાઢી વાળા સરદાર ગુરુબક્ષસિંહ, એગી હજાર ગઝલો મેળવનાર બાનુદીન ભટ્ટ અને વડોદરાના મિત્રો ઈશ્વરભાઈ પટેલ અને વિનુભાઈ શાહ રોમને રસ્તે આવેલાં મળ્યા. એ બધા ભાઈબહેનોને ઊતરવાથી પ્લેનનો સીધો મળ્યા નહિ એટલે પ્લેન કંપનીએ તેમને ટ્રેનમાં રવાના કરી વખતસર પહોંચતા કરી દીધા હતા. આથી માર્ગમાં તેમને ભૂમિનું સૌન્દર્ય તથા લોકજીવન જોવાની તક મળી ગઈ. વચ્ચે વચ્ચે પ્રેસ ફોટોગ્રાફરો જુદા જુદા જૂથ પર નિશાન રાખી ઝબકારો મારી જતા, સ્થાનિક દુભાષિયા મળતેમળતા માનવીઓને જાણીતા મિત્રો બેટાડી દેતા વચ્ચે તેઓ દુભાષિયાનું કામ કરતા. એ જ વખતે અમને એક જુવાન ફ્રેન્ચ પત્રકારનો પરિચય થયો. જાણે કેમ એક બીજાની નાડ જોતા બેઠા




જ્યાં વિશ્વશાંતિ પરિષદમાં ૮૫ દેશની પ્રજાઓએ એકતા અને શાંતિનો દિગંત નાદ પ્રસર્યો એ 'કોન્સર્ટ હૉલ'નો વિયેનીઝ ચિત્રકાર રૂડોલ્ફ હરમને દોરેલો 'સ્કેચ'

હોય તેમ શાંતિના ભક્તો એક બીજા જોડે ગુફતેગોમાં ભળી જતા દેખાતા દુનિયાની નવી નવી બારીઓ ખુલી ગઈ હતી અને માનવ-હૃદયમાંથી સ્નેહ અને ભ્રાતૃભાવના વાયુ વહેતા હતા

ઉકળતા સાગર જેવા આ વાતાવરણમાં મને અને રમણભાઈને ખાણાના ટેબલ પર બેસવાની જગા ય મળી થઈ નહિ. ચા અને ટોસ્ટ મંગાવી, શાંતિથી બધું જોતા જોતાં અમે વખત વીતાવ્યો. એવામાં બીજા જમી આવ્યા એટલે ફરી બેસવાને એકઠા કરી, સામાન હાથોહાથ ઉઠાવી બહાર ઊભેલી કારાવન નંબરની બસમાં હિંદી ડેલીગેશન ગોઠવાયું અને તેમને દોરનાર ને સંભાળનાર બે દુભાષિયા—એક તરુણ અને એક તરુણી—આગળ ગોઠવાયા

વિયેના શહેરમાં ચાર હકુમતો છે એમ કહેવામાં આવ્યું. એકમાં અંગ્રેજી હકુમત, એકમાં ફ્રેન્ચ, એકમાં રશિયન અને ચોથામાં અમેરિકન "હોટેલ ક્રુસેલો" રશિયન હદમાં હતી અમારે ઊતરવા માટે નક્કી થયેલી હોટેલ "મોઝાર્ટ" અમેરિકન હદમાં હતી ચાર પાંચ માળની એ હોટેલમાં મુંબઈની "તાજમહાલ" કરતા પણ સ્વચ્છ અને સગવડભર્યા ખંડોના અમને નંબરો આપી દીધા કોઈને એકલા રહેવાનું તો કોઈને સાથી સાથે રહેવાનું નક્કી થઈ ગયું દરેક ખંડમાં હવા, પ્રકાશ, વીજળી, ગરમી અને બાથ રૂમની પૂરી સોઈ તેમજ નોકરોની હાજરી—આ બધું યુરોપની શિસ્ત અને વ્યવસ્થાશક્તિ દર્શાવતા હતા કબાટોમાં અને ટેબલો પર સામાન સાહિત્ય છૂટા કરી અમે નિશ્ચિત થયા આરામ અને રાહત અનુભવ્યા

તા. ૧૩, થી તા. ૨૦ સુધીની સવારના નાસ્તાની ટિકીટો, સભા-ગૃહમાં [illegible], કૉફી કે પીણા માટેની કૂપનો, 'હોટેલ ક્રુસેલો' માં રોજ બે વખત ભોજનની કૂપનો—એમ આઠે દિવસ માટેની કૂપનો સૌને મંત્રી રમેશચંદ્ર તરફથી મળી ગયા ડેલીગેશનના નેતા અને પીસ કાઉન્સીલના પ્રમુખ ડૉ. કિચલુ પણ અમારી સાથે એ જ હોટેલમાં

હતા ભારતમા ધર્મપ્રતિનિધિ જેવાં શ્રદ્ધા માતાને પણ ત્યા મે પ્રથમ જ જોયા. ચારેક બાનુઓ, ચારેક પત્રકારો, બે પાર્લામેન્ટના મેમ્બરો, બે પ્રોફેસરો, બે સર્વોદય કાર્યકરો, બે વ્યાપારી વર્ગના ગૃહસ્થો અનેગેત્રણ લેખકો અને વાર્તાનવેશો, યુનિયન મત્રીઓ,–વગેરેનુ વિવિધરંગી અમારું બત્રીશ જણનુ ડેલીગેશન વિયેનામા એક વિશિષ્ટ સમાચાર જેવુ થયું હતુ.

**શાંતિ પરિષદનો પ્રારંભ :** શાતિ પરિષદ "કુન્સેલો"ની બેઠક વિયેનાના પ્રખ્યાત કોન્સર્ટ હોલમા રાખવામા આવી હતી આ હોલ યુરોપભરમા તેની વિશાળતા અને સુન્દરતા માટ પ્રસિદ્ધ છે તે ૧૯૧૭મા બધાયો હતો ૧૯૨૭ મા તેમા મહાન સગીતકાર બીથોવનની પહેલી શતાબ્દિ ઉજવાઇ ત્યારે યુરોપભરના મહાન કલાકારો અને પ્રસિદ્ધ પુરુષો ત્યા અજલી આપવા આવ્યા હતા આજે તેના નીચેના હોલમા બીથોવનનુ બાવલુ મૂકેલુ છે તે પણ કલાનો એક અપ્રતીમ નમૂનો છે એનુ મુખ્ય એ'કનુ ભવન બે હજાર માણસની જોગવાઈવાળુ છે તેની સાથે બીજા ૭ નાના સભાભવનો છે, જેમા "મોઝાર્ટ હૉલ" પણ છે

ત્યા પહોચ્યાને દરેક ડેલીગેશનના ઉતારા પાસે સવારે નવ વાગ્યે મોટી બસ હાજર રહે એવી ગોઠવણ હતી અમે સાડા આઠ વાગ્યે પરવારી, તૈયાર થઇ જઇ, નીચે દરમા નાના સભાગૃહમા ટોળે થયા ત્યા બીજાઓ આવી મળ્યા એટલે અમે સાથે વિયેનાના સુન્દર માર્ગો અને મકાનોની શોભા માણતા કોન્સર્ટ હૉલ' પહોચ્યા અમારા માર્ગમા જ એક પ્રખ્યાત ચર્ચ અને યુનિવર્સીટીનુ મકાન આવતા

વિયેના ખરેખર પૂરા યુરોપનુ પારિસ છે, એ તેના પહોળા માર્ગો વીથીઓ, તેમની પંક્તિબદ્ધ છટા અને મકાનોના અવનવા ઘાટ તથા રૂપ શણગાર જોતા ખાત્રી થઈ 'કોન્સર્ટ હૉલ'ની પાસ કાયુન્ય નદી છે નદકમા એક "સ્કેટીંગ રીંગ' એટલે સરફ પર લપસણા કરતા કરતા ફરવા, નાચવા, અને કૂદવાનુ મેદાન છે તે પર અમ જતા અને

ખડનુ બીજુ બાણુ પણ બધ હોય આથી બહારની હવા તો બહાર જ રહે અને ખડની અદર જઓ ત્યા ગરમીની નળીઓથી ઉષ્ણ દેશો જેવુ જ હવામાન લાગે. તુર્ત બધા ઓવરકોટ કાઢી નાખે દરેક ઘરમા પહેલી પરસાળમા ઓવરકોટ ઉતારવાનુ મોટુ "સ્ટેન્ડ" હોય મોટા હોલમા સેકડો જણના ઓવરકોટ સાચવવા માણસો રાખ્યા હોય તે તમારો ઓવરકોટ લઈ નબરવાળુ ચકતુ આપે એટલે તમે બહાર નીકળતી વખતે ચકતુ બતાવી, તમારો કોટ મેળવી, પહેરીને જ બહાર જાઓ આ પદ્ધતિ આખા યુરોપમા છે ઘણે ઠેકાણે આ કામ માટે જુજ ફી કે બક્ષીસ આપવી પડે છે નાટકશાળામા તો ફી હોય છે જ ત્યા ઓવરકોટ વગર કોઇ બહાર નીકળે નહિ સાથે હાથના મોજા પણ હોય જ વળી ઠડી વખતે ચાલુ જોડા ઉપર બીજા બૂટ પણ પહેરવા પડે છે એ "ઓવરશૂઝ' પણ ઓવરકોટ સાથે મૂકી શકાય તે ઉપરાત વધારાની બેગ સ્ક્રેન, ચોપડીઓ, ટોપીએ બધુ પણ તમારા ઓવરકોટની સાથે એક જ નબર પર આપી શકાય એ કામ કરનારાઓની ચીવટ, ધીરજ અને ચાલાકી જોઇ અમે ઘણા અજબ થતા કેટલીક સ્ત્રીઓ જે મજૂરી ન કરી શકે તે આ કામમા ગુજારો મેળવી શકે છે ગૃહસ્થોને ઘેર તમે જાઓ તો તમારો ઓવરકોટ તેઓ જાતે લાવી આપે અને તમે હાથ નાખો ત્યારે પહેરી ત્યો તેમા સત્કારની રીત ગણાય છે એ જ રીતે ઓવરકોટના ખાતાવાળી સ્ત્રીઓ પણ તમારો ઓવરકોટ પકડી રાખવાનો વિવેક કરે છે ઘણી વાર એ જરૂરનુ પણ લાગે છે કોટની બાય પકડીને કોટમા હાથ પરોવવા એ કસરત કરાવે એવુ છે

ઓવરકોટનો ભાર ઓછો કરી અમે ઉપરના હોલમા જવા માટે પહોળા પગથિયા ચડવા માડ્યા કે બે બાજુ ફંટાતી સીડીઓ વચ્ચેના ઓટલા પર ઊભેલા માર્ગદર્શક દરેક જણની પ્રવેશપત્રિકા જોઈ વિવેકથી આવકાર આપતા એક જણ દરેકને શાન્તિપ્રતીક સફેદ કબૂતરની "પીન"

ભરાવતો, જ્યારે બીજો અર્ધ ફૂ'સ્કેપ સાઇઝનુ મજબૂત, કાળુ લેધરપેડ જેમા પેન્સીલ, કાગળો, કવરો વગેરે હતા તે 'પોક્યુગ" આપે તેના પર સોનેરી અક્ષરે ૭ ભાષામા "જનતા જાતિ પરિષદ' એમ છાપેલુ હતુ

અમારો પ્રવેશપત્ર જોતા જ દ્વાર પરની સ્વયસેવિકા અમને એક-દમ પ્રમુખ પીઠની આગળની પહેલી હાર પાસે લઈ ગઈ ત્યા ભારત, પાકીસ્તાન, ચીન કેન્યા અને રશિયાના પાટિયા એક જ પંક્તિમા ૭ ૭ જગ્યા મૂકી લગાવેલા હતા તેની પાછળની દરેક ૭ જગ્યા તેમના ૭૮ ડેલીગેશનના સભ્યો માટે સમજવાની હતી દરેક જગ્યા પર કાન પર ચડાવવાનુ 'હેડ ફોન (શ્રવણયંત્ર) પડેલુ હતુ બેઠા પછી એ 'હેડ ફોન' બેઉ કાન પર ચડાવી, આગળની સીટની પાછળ ચોટેલી ચાવીનો કાંટો તેના ચક્ર પર લખેલી ભાષાના આંક પર મૂકતા તે ભાષામા અનુવાદ સાભળવા મળે એવી ગોઠવણ હતી મુખ્ય વક્તાનો અવાજ પ્રમુખ પીઠની સામેની ભીતમા કાચની બારીવાળી કેબીનમા બેઠેલો અનુ-વાદકાર સાભળે કે તુરત તે પોતાના માઇકમાથી બોલે તે સાથોસાથ પ્રસારિત થાય એટલે વક્તા પ્રસગોમા જે ભાવ જમાવે તે પ્રમાણે અનુવાદની ભાષા પણ જમતી આવે અને તાળીઓ વખતે તાળીઓ જ પડે એ શક્ય થયુ હતુ

આવુ વિશાળ વ્યાખ્યાનગૃહ હિંદમા જોવા મળ્યુ જ નહોતુ તેમ યુરોપમા પણ તેની ખૂબ પ્રસિદ્ધિ હતી વિયેનાની પ્રજાએ મહાસ-ત્તાઓ આગળ ધા નાખતા આ મહાન પ્રસગ યોજ્યો, તેની જહેમત અને જવાબદારી ઘણી મુશ્કેલ છે પણ તેમા આવેલા પ્રતિનિધિઓની પ્રતિષ્ઠા પ્રયાસ અને પુરુષાર્થથી સાર્થક બની લાગી છે પશ્ચિમી પ્રજાઓએ ઇતિહાસમા પહેલી જ વાર આમ એક આરે આવી અંતરનો નાદ વ્યક્ત કર્યો. સર્વદેશથી વિખરાઈ બનતા તે યુરોપીયનો ઇતર વર્ણના અરબો, હબસીઓ જાપાનીઓ, ચીનાઓ કે એશીઓને સાથ બેસીને

ભેટયા, એકતા અને શાંતિના સ્વરો સાથે ઘૂંટયા અને માનવહૃદયનાં ઊંડાણે છુપાયેલા અનિર્વચનીય એકતાના અને પ્રેમભાવના તારો ઝણઝણાવ્યા જેમણે ત્યાં હાજરી આપી, જેમણે જગતની માતાઓ અને પત્નીઓની તેમજ બાળકોની કારુણ્યભરી કાકલૂદી સાંભળી તેઓ યુદ્ધો અને માનવસંહારની કોઈ પણ કલ્પના કે તરકીબોની હસ્તીને કે સંગ્રહને ઈસ્તમાલ કરશે નહિ

ઇસ્પીતાલો, યુનિવર્સીટીઓ, ઉદ્યોગગૃહો, આનંદગૃહો, તેમજ સંસ્કાર, સજ્જનતા, સમૃદ્ધિ અને સુખસાધનોને ઉજાડનારી યુદ્ધપ્રવૃત્તિઓ, યુદ્ધવિજ્ઞાન, એટમ બોમ્બ, હાઇડ્રોજન બોમ્બ અને જંતુ વિસ્ફોટક બોમ્બ વગેરેને ધારણ કરનારી સત્તાઓ મનુષ્યને પિચાશથી પણ બદતર અવસ્થામાં મૂકનારી છે એવો અભિપ્રાય આ પરિષદના ઉચ્ચ, ન્યાયી અને સત્યપરાયણ લોકનેતાઓ તરફથી દર્શાવાયો અને તેમની અનેકવિધ ચર્ચાવિચારણા પછી જે મહાન મુદ્દા ઉપર બાર સત્તાઓને વિજ્ઞપ્તિ મોકલવામાં આવી છે તેનો પડઘો તેમના પર અને તેમની પ્રજાઓ પર પડયા વિના રહેશે નહિ

ભારત ગર્વ લઈ શકે એવી બીના એ હતી કે આજના નવભારતના મહાન નેતા ગાંધીજીના શાંતિના આદર્શોને શોભે એ રીતે ભારતીય પ્રતિનિધિ મંડળના નેતાઓએ અને મોવડીઓએ પરિષદની વિચારણામાં અગ્ર ભાગ લઈ ઘણી સુન્દર છાપ પાડી હતી અને ચીન, ભારત તથા વિયેનાના અનુભવોથી કાયદામ નીવડેલા ડૉ. કિચલુને "સ્તાલીન પીસ પ્રાઇઝ" એનાયત થયાની જાહેરાત ત્યાં જ સાંભળવા મળી હતી. આવું પારિતોષિક આ જ વર્ષે બીજા દેશોના ચાર કાર્યકરોને પણ મળ્યું છે એનો નિર્ણય કાયમે ઠરાવના એક નિષ્પક્ષ પંચદ્વારા થાય છે તેથી આ પારિતોષિક લેનારની યોગ્યતા વધુ પ્રતિષ્ઠાપાત્ર ઠરે છે આ ઉપરાંત અમને ડૉ. મુલ્કરાજને પણ "સ્તાલીન શાંતિસાહિત્ય પારિતોષિક" મળ્યાના ખબર મળ્યા પરિષદની પીઠ મર્યાદી ઉપરાંત અંતરંગમાં



શ્રી રવિશંકર રાવળના મિત્ર બનેલા વિયેનીઝ ચિત્રકારશ્રી. રૂડોલ્ફ હરમનનો શ્રી. રાવળે દોરેલો સ્કેચ. આ વયોવૃદ્ધ કલાકારને નાઝી તંત્રમાં ઘણું સહન કરવું પડયું હતું. તેણે કરેલાં હિટલરનાં કાર્ટૂનો કાતીલ છે. તે સારા "પોર્ટ્રેટ પેઇન્ટર" તેમજ પ્રાણી સ્વભાવના આબાદ આલેખક છે. તેમની ઉમરના તેમનાં બહેન વિયેનામાં "સન્ડ્રી સ્ટોર" ચલાવે છે

પહોંચાડવામા આવતી. ચીન તરફથી જતુંદ્રાવક ઓમ્બનુ પ્રદર્શન, નિરૂપણ અને સાહિત્યપ્રકાશન પ્રતિનિધિઓ માટે રજૂ થયાં હતાં. ઉપરાંત એ દેશ તરફથી એક સિનેમાગૃહમાં પેકીંગ પરિષદની "ડોકયુમેન્ટરી ફિલ્મ" પણ બતાવવામા આવી હતી અમારા ડેલીગેશનના કેટલાક સભ્યોને માહિતી મળતા સ્વ. નેતાજીસુભાષબોઝના પત્નીને તેઓ મળ્યા એ સન્નારી પણ હિંદી પ્રતિનિધિઓને મળવા આતુર હતા. આથી કોન્સર્ટ હોલમાં આવી એ સૌને મળ્યાં સાંભળ્યુ છે કે તેઓ ભારત તરફની કોઈ પણ જાતની મદદ લેતા નથી પણ ટેલિફોન ઓફિસમા નોકરી કરી સ્વાશ્રયથી જીવન ગુજારે છે તેમની પુત્રી અનિટા બોઝ ૧૧ વર્ષની થઇ

સોવિયેટ શાંતિપ્રવૃત્તિ જોવાનું નિમંત્રણ મળ્યું છે. આનો કોઈને ય પહેલેથી ખ્યાલ નહોતો એટલે ઘણાના પાસપોર્ટમાં તેની નોંધ કે ઉલ્લેખ નહોતાં. અને તે ન હોય તો બીજા દેશનું એલચીખાતું પ્રવેશ ન જ આપે. આથી વિયેના ખાતેના ભારતીય એલચીખાતાના પ્રતિનિધિ ડૉ. રામસ્વામી પાસે અમે અમારા પાસપોર્ટમાં નોંધ કરાવવા ગયા. તેઓ વિયેનામાં નહોતા અને અમારા જવાના એક દિવસ પહેલાં જ આવ્યા. આથી અમારે છેલ્લી ઘડીએ તેમની સમયાનુસાર નિર્ણયશક્તિ અને સદ્ભાવ પર છોડવાનું હતું.



વિયેના પરિષદમાં મળી ગયેલા બે ચિત્રકારો (૧) પોલ હોગાર્થ, ઇંગ્લાંડના ચિત્રકાર અને શિલ્પી આપણા તરુણ કલાકાર વિનુ પંડ્યાના તે પ્રોફેસર હતા એમ જણાયું. (૨) વિયેનાવાસી ચિત્રકાર આઈશા જેણે પરિષદની બેઠકની રોજરોજના મહત્ત્વના પાત્રોના "સ્કેચ" કરી સ્થાનિક પત્રોમાં પ્રસિદ્ધ કર્યા હતા.

પરંતુ ડૉ. કિચલુને સોવિયેટ પ્રજા તરફથી "સ્તાલીન પ્રાઇઝ" મળ્યું છે અને તેથી ભારતને ગૌરવ મળ્યું છે તો ભારત સરકાર આ તકને આંતરપ્રાંતીય શુભેચ્છા તરીકે વધાવી લે એ જ સુગ્ય છે એવા વિચારે પણ એમણે અમારા પાસપોર્ટ મંજૂર કરી આપ્યા. અને તુરત સોવિ-




"ક્રાંતિનાદ કરતી જનતા"–આર્ગેન્ટાઇન કલાકારે સ્મૃતિ રૂપે શ્રી. રવિશંકર રાવળને ભેટ આપેલો "સ્કેચ"

એટ શાંતિ મંત્રીઓએ તેમના એલચીખાતામાંથી દરેક જણ માટે એક ઓપેરાના પ્રવેશપત્રકો કઢાવી આપ્યા. એક બે ભારતીય પ્રતિનિધિઓ માટે તેમના સ્ટેટમાંથી ચોક્કસ મર્યાદા મૂકવામા આવી હતી તેમના માટે મધ્યસ્થ સરકાર પર તારો કરવામા આવ્યા પરંતુ મંજૂરી આવે તે પહેલા તો એ પ્રતિનિધિઓ નિરાશ થઈને પાછા વળી ગયા

અમે તા ૨૨મીની સવારે વિયેનાની હોટલ "મોઝાર્ટ"નો વાસ છોડયો. સોવિયેટ ડેલીગેશનના ૧૫૦ જેટલા સભ્યો હતા કેટલાક ચીની ડેલીગેટો પણ આમંત્રણ પામ્યા હતા કોરીયનો પણ હતા એ બધા સાથે અમે ૨૬ ભારતીજનો વિયેના રે'વે સ્ટેશન પર ખાસ તૈયાર રાખવામા આવેલી સ્પેશ્યલ ટ્રેઈનમા અણુવાર્યા, અણકલ્પેલા જગતની વિવિધ ચિકિત્સાનુ કેન્દ્ર બનેલા માનવજીવનના અવનવા સંસાર-પ્રયોગ અને વિચારશક્તિનો પ્રાદુર્ભાવ નિરખવા ભૂગોળના નકશામા આઘે પડેલા ટપકા જેવા મૉસ્કો નગર તરફ ચાલ્યા

છે. તેને તેઓ સારી કેળવણી આપે છે. બન્ને અંગ્રેજી ભાષામાં સારી રીતે વાત કરી શકે છે. બાલિકા ઘણી ચપળ અને ઊર્મિશીલ છે. બાઇ પણ સુચતુર છે.

ભરચક્ક કાર્યક્રમોને કારણે તેમજ દુભાષિયાની તંગીને લીધે કોઇ વ્યક્તિગત રીતે ભાગ્યે જ બહાર જઇ શકતું. છતાં પરિષદ તરફથી નગરપર્યટન કરનારી બસોની વારાફરતી ગોઠવણ થતી એટલે દરેક જણે વિયેના શહેરની પરિક્રમા કરી લીધી. એક વિયેનીઝ "ઓપેરા" નાટક પણ જોયું. તેમાં ડોન જુઆનનો પ્રસંગ હતો.

કેટલાક સભ્યો "ફેક્ટરી સ્કૂલ" જોઇ આવ્યા. કિન્ડરગાર્ટન શાળા પણ જોઇ. પરંતુ વિયેના શહેર બે યુદ્ધોના જખમોથી ઘાયલ થયેલું જણાયું. અનેક મોટાં મકાનો બોમ્બથી તારાજ થયેલાં હજી વિરાટ હાડપીંજર જેવાં શહેરના રસ્તા પર સુન્દર શરીરમાં ઘાવો પડ્યાં હોય એવાં અળખામણાં શોભે છે.

છતાં વિયેનાની કળાકારીગીરી અને કારખાનાં વેગપૂર્વક પ્રગતિ કરી રહ્યાં છે. દુકાનોમાં ગોઠવેલો માલ મોંઘો લાગ્યો પણ તેની સફાઇ અને સુન્દરતામાં લેશમાત્ર મણા નહોતી. વિયેનાનાં મ્યૂઝીઅમો અને ચિત્રાલયો યુરોપમાં પસિદ્ધ છે. વેનીસના પ્રખ્યાત ચિત્રકાર ટીશાનનાં ઘણાં ચિત્રો ત્યાં જોવા મળ્યાં. બરફ અને ધુમ્મસને લઇને તેમજ વખતના અભાવે વિયેના પૂરેપૂરું જોવું કે નવી નવી મુલાકાતો યોજવી એ શક્ય નહોતું; છતાં એકએ કલાકારોનો પરિચય થયો, જેમાં હોલનું ચિત્ર દોરનાર જર્મન કલાકાર રૂડોલ્ફ હરમન મને એક જૂના સ્નેહી જેવા લાગ્યા. તેને નાઝી અમલ દરમિયાન જર્મની છોડવું પડેલું. હિલ્વસનાં નેણે કાતીલ કાર્ટૂનો બનાવેલાં. હમણાં તે બાળનાં વન્ય પ્રાણીઓનાં સુન્દર "ઇચીંગ" કરે છે. મેં તેનો "સ્કેચ" કર્યો અને તેણે મારું પણ સુન્દર ચિત્ર દોર્યું. આ ઉપરાંત જૂના રાજમહેલ અને તેમાંનાં મુગલ સમયનાં ચિત્રો વગેરે જોઇ સ્વલ્પ સંતોષ લીધો. આટલું કરવાની સગ-



ચિનકાર ફૂડોન્ ઇન્મનનુ "હચિંગ ચિત્ર જાનવરની પ્રાકૃતિક મુદ્રા અને રેખાથી જ મટન પિંડ બતાવવાની શકિત

વડ થઇ તે માટે મુબઇના માગ કમાણી મિતેના એજન્ટ મી પેટ્રીમ અને તેના જમાઇ સ્ટ્રોની સુજનતાભરી મોબનનો હુ આભારી બન્યો છુ

યુરોપની રળીયામણી તુ મે માસ છે, જ્યારે વસત ત્યા બેસે છે તે વખતે વિએના કેવુ લાગતુ હશે તે ફોટોગ્રાફ પરથી સમજાય છે સૈકાઓથી સાહિત્ય કલા સગીત ઉદ્યોગ કારીગરી અને રસિકતાનુ કેન્દ્ર વિએના સાગ ય યુરોપનુ એક વાર શિરોમણી હતુ આજે ત્યા ચાર ચાર મહાસત્તાઓ પગ૦ડો ગખી તેની નગૃતિઓ અને શકિતઓનો કબજો ગખી તેનો રસ ખેચી રહી છે એટને ડગે અને તગીનો ભોગ બનેની પ્રજા હારી રહી છે પણ અડગ ધૈર્ય અને આશાથી શાતિનુ છત્ર સાચવવામા તે પોતાની ઉન્નતિ અને સરક્ષણ જુએ છે

વિએનાથી અમે ક્યા જઇશુ એ તા ૨૦ સુધી નક્કી નહોતુ. એ તારીખે અમારી મહેમાનગતિ બધ થવાની હતી પણ એકાએક વાત આવી કે મોસ્કોની શાનિ સમિતિ તરફથી હિંદી ડેલીગેશનને

# મોસ્કો જતાં રેલ્વે ટ્રેનમા

# [ ૩ ]

૧ ઉપરના ડિસેમ્બરની ત્રીસમીએ સવારે હોટલ મોઝાર્ટની ફૂટપાથ આગળ અમારા સામાનનો ઢગલો થયો. એટલામા બસ આવી તેમા કલકત્તાની જ્યૂટ યુનિયનના મંત્રી શ્રી ઉસાની અને વડોદરાના શ્રી ઇશ્વરભાઇ પટેલ બસને છાપરે ચડી ગયા. તેમની જાતમહેનતનો દાખલો વિયેનાવાસીઓ જોતા રહ્યા. ના ના સ્ટેશને જઈને મજૂરોની ગેંગને સામાન સોંપી દીધો. આવેલા યાર્ડમા એક સ્પેશ્યલ ઊભી હતી ત્યા પહોંચ્યા એટલે મી. આચાર્યે નામ ગણીને દરેકને કેબીનનો કબજો સોંપ્યો. ત્યા મજૂરોએ દરેકના દાગીના પહોંચાડી દીધા.

અમે જોયુ કે ટ્રેનમાં બીજા ઘણા શાંતિ–પ્રતિનિધિઓ હતા. સોવિયેટ ચીન કોરીઆ અને ભારત એમ થઈ એક સ્પેશ્યલ પૂરતી સવારીઓ હતી. ડા. કીચલુ અને શ્રદ્ધામાતા સિવાય દરેક બબ્બે જણ વચ્ચે એક કેબીન વહેંચાઇ ગઇ. કેબીનની સજાવટ ઊંચી મોટરગાડીમા હોય તેવી હતી. સૂવાનુ ઉપર નીચે હતુ પણ દરેક કેબીનમા સ્માર્ટ અને તેમાથી ખુલતી નીકળે એવી મો ધોવાની કુંડી પાણીની ચકલી, એક નાનુ મેજ, તે પર ઢાંકણાવાળી વીજળી બત્તી અને ગરમી આપનાર યંત્ર હતા. ઉપરાંત કેરેજ (ડબા)ની ગભેવાળ બાઇને બોલાવવા માટે વીજળીનુ બટન હતુ. દરેક બારી પહોળી અને મોટી હોવા છતા તે ઠંડી ન પડી જાય એ માટે મખમલના પડદા નાખેલા હતા. કેબીનનુ

બારણુ સરકતુ પણ ચપ બધ થાય એવુ હતુ એટલે ચાનીના માર્ગમા કોઇને નડે નહિ. સફાઇખાનામા જગ્યાનો કઇક સંકોચ હતો તેમજ ભારતીય સેકન્ડ ક્લાસના સફાઇખાનાથી ઊતરતા હતા

સ્પેશ્યલ સાથે ખાણાનો ડબો નહતો એટલે બપોર માટે અમને દરેકને અમારા યજમાન તરફથી નાસ્તાની કોથળીઓ મળી પહેલાથી અન્નાહારી અને આમીશાહારીના ભેદો સ્પષ્ટ કરી દીધા હતા એટલે અમારી પાસે આવેલી કોથળીઓમા ફળો, ચોકલેટ, સેન્ડવીચ કરેલ પનીર, માખણવાળી બ્રેડ વગેરે એટલા સારા પ્રમાણમા નીકળ્યા કે એક જ કોથળીથી હુ અને રમણભાઇ ધરાઇ ગયા પીવા માટે સોડા કે ફ્રૂટ વૉટરની બાટલીઓ આવતી શુદ્ધ કરેલુ જળ અપ્રાપ્ય હતુ

એ પહેલો દિવસ થોડા અણગમાથી નીતાવ્યો વચ્ચે વચ્ચે અમે હિંદી ભાઇઓનો પરિચય સાધવા એક બીજાની કેબીનમા જતા ડૉ મુ'ક તો વિયેનાથી જ જુદા પડી લડન તરફ ગયા હતા એટલે અમે જાતે હળીતામળીતા થવાનુ કર્યું વિયેનામા આવી નિરાત અને વખત નહોતા મળ્યા ટ્રેનના દરેક રોકાણ વખતે અમારા ડબા પાસે સિપાઇઓ પહેરો રાખતા

ચા વાગે ઓસ્ટ્રીઆની હદ પૂરી થઇ ત્યારે એ છૂટયા અને હગેરીયન પોલિસ અફસરોએ આવી, વિવકથી અમારા પાસપોર્ટ માગી લીધા થોડી વારે તે પર સિક્કા મારી પાછા આપી ગયા આ કામને લીધે ગાડી મોડ ગેનાઇ હતી રાત્રે દસ વાગે બ્યુડાપેસ્ટ પહોચી જઇશુ એવા ખબર મળ્યા નવ વાગે ખબર મળ્યા કે ત્યાના પ્રજાજનો અને પ્રધાન પુરૂષો શાતિ-પ્રતિનિધિઓનો સ્ટેશન પર જાહેર સત્કાર કરવાના છે એટલે બધાએ પૂરા પોશાકમા સજ્જ રહેવુ હુ ફાળી કેબીનમા આખો દિવસ નિરાતે વીતાવેલો પણ હવે પાછા ડ ડીને મેદાન આપવાનુ આવ્યુ પરતુ બ્યુડાપેસ્ટ સ્ટેશને અમે જે દૃશ્ય જોયુ તેથી એક નવીન પ્રકારનો જ રોમાચ અનુભવ્યો




મોસ્કો જતાં રેલ્વે ટ્રેનમાંથી જોયેલા, રશિયન પ્રદેશમાંનાં વિવિધ દશ્યોના "સ્કેચ"

મુંબઈના સેન્ટ્રલ સ્ટેશન જેવા વિશાળ સ્ટેશનના પ્લેટફોર્મ પર એન્જિનના અવાજો વચ્ચે સ્વચ્છ નાગરિકોનો ઘીચ જમાવ હતો ઊતરતાં ઊતરતાં અમને હર્ષના પોકારોથી વધાવ્યા બાલિકાઓ અને યુવતીઓ ફૂલછડીઓ વહેંચતી ગઈ પ્લેટફોર્મ પર જ મીનીસ્ટરોએ અને શાંતિ પ્રમુખે મુખ્ય મહેમાનો સાથે હાથ મિલાવ્યા અને લાઉડ સ્પીકર ઉપર સ્વાગતનુ ભાષણ વાચ્યુ વચ્ચે વચ્ચે પ્રેસ ફોટોગ્રાફરોના કેમેરા ઝબકી ઊઠતા ચીન તરફથી વળતો જવાબ ડૉ કોમોજોએ આપ્યો ભારત તરફથી ડૉ કિચલુ બોલ્યા અને સૌને સ્ટેશનના મોટા ઉપાહારગૃહમા ચા-નાસ્તા માટે આમંત્રણ અપાયા. થોડે દૂર જનતા બરોબર મર્યાદા રાખતી, હાર બાંધી રોકાઈ હતી અમે એ સૌને નમન કરતા ઉપાહારગૃહમા દાખલ થયા તે વખતે અમારા પર ઘણી ફૂલછડીઓ પડી. "શાંતિ અમર રહો!' 'પ્રજાઓ આબાદ રહો!' "યુદ્ધખોરી નાશ પામો!' વગેરે પોકારો ચાલુ જ હતા

બ્યુડાપેસ્ટથી ગાડીની દિશા બદલાઈ એન્જિનનુ મો ફરી ગયુ. અમે ઉત્તર તરફ જવા લાગ્યા બરફનુ સામ્રાજ્ય વધતુ ચાલ્યુ રાતની વખતે ફેનોના પૂરવાળા મોટા મોટા સ્ટેશનો અને જંકશનો જાય પણ ભૂગોળ કે નકશો પાસે નહિ એટલે બધુ સ્વપ્નતરંગ જેવુ લાગે

બીજે દિવસે સવારે નવ વાગે 'ચૂપ' નામના સ્ટેશન આગળ હંગેરિયન હદ પૂરી થઈ પછી અમે રશિયન સરહદમા પેઠા ત્યા અમારે સ્પેશ્યલ બદલવાની હતી દરમ્યાન સ્ટેશનના રેસ્ટોરામા અમારે માટે ચા-નાસ્તાની મોટી તૈયારીઓ થયેલી જોઈ અહીથી રશિયન આબાદીના ચિહ્નો દેખાવા માડયા ટેબલો ભવ્ય હતા ભીંતો અને બારીઓ પર નકશી અને સજાવટ હતા ચારે બાજુ તૈલ રંગના મોટા નિસર્ગ-ચિત્રો હતા નાસ્તા પર જે, માગો તે મળે એવી તૈયારી હતી ચોવીસ કલાક પછી ગરમ ચા-કોફી પૂરા ઠાઠથી અમે માણ્યા. બેન્ડે વિદાય-ગીતથી સલામી આપી.

કવિ મીર્ઝા તુર્સનઝાદે મોસ્કો સ્પેશ્યલ ટ્રેનમાંના મુસાફરો સાથેના આકસ્મિક પરિચયો પૈકી આઝ્રગીઝનના આ કવિનો પરિચય બહુ આહ્લાદક બન્યો હતો. ઊંટ ચારનારના આ પુત્રે સોવિયેટ તંત્રમાં અભ્યાસ કરી 'ડોક્ટરેટ'ની પદવી મેળવી. તેમના ઘણા કાવ્ય ગ્રંથો પ્રગટ થયા છે. તેમની ફારસી કવિતાઓ જૂની શિરાઝી શૈલીએ રચાયેલી છે. એમના મંત્રો સાંભળી અમારી મંડળી ડોલી ઊઠી હતી.

---

રશિયન સ્પેશ્યલમાં દરેક કેબીનમાં ચાર જણની ગોઠવણ હતી એટલે બીજા બે નવા મિત્રોનો સાથ મળ્યો. એક હતા શ્રી યશપાલ જે લખનૌના પ્રગતિશીલ લેખક, વિપ્લવના સંપાદક અને સારા વાર્તા લેખક હતા. બીજા હતા, શ્રી ચતુર્વેદી જે કાનપુરના પ્રસિદ્ધ વકીલ હતા. એટલે અમને તેમની સામસામી ચોટ કરતી દલીલબાજીમાં બહુ મજા મળતી. રશિયન મહેમાનીની પહેલી શરૂઆતમાં તો દરેક જણ

માટે સિગારેટોનાં બબ્બે બાક્સો અમારા કેરેજ રખેવાળે અમને પહોંચાડયાં. હું અને રમણભાઇ તે વાપરવાના જ નહોતા એથી અમારા બીજા બે સાથીઓને ઓર ખુશાલી થઈ.

હવે તો ખાણાની ગાડી પણ સાથે લાગી ગઇ હતી બપોરે કોને શું શુ જોઇએ તેની યાદીઓ થઇ ગઇ અને દરેક રખેવાળે પોતાની કેબીનમા ન્હાનુ ગરમ પાણી અને દૂધ ગમે ત્યારે તૈયાર છે એમ જણાવી દીધુ. પીવા માટે સ્વચ્છ પાણીની પણ ગોઠવણ થઇ ગઇ બીજા ત્રણ દિવસ આ રીતે ગાડીમા વીતાવવા પડશે એ જાણી અમે રમેશચંદ્રને દરખાસ્ત કરી કે મુલાકાતો અને સંપર્કો ગોઠવાય. તે પ્રમાણે તેઓ બીજા "ડેલીગેશનો"મા ફરી આવ્યા અને "ઇન્ટરપ્રીટરો" સાથે ચીન, કોરિયા, રશિયા વગેરે મંડળના લેખકો અને સંસ્કાર નેતાઓને મળવાના સમયો નક્કી કરી દીધા. જગ્યાની પૂરી તંગી હતી એટલે જુદા જુદા વિભાગો પાડી નાખ્યા અને જેને જે પ્રકારનો રસ હોય તેના




એક રશિયન સ્ટેશને ટ્રેનના ડબ્બામાંથી જોયેલા દશ્યોના "સ્કેચ

જૂથમાં નિમાણુકો કરી. રમણભાઈ અને યશપાલ અમારામાં હતા. એટલે લેખકો, કવિઓ, નાટકકારો અને સીનેમાના નાયકો માટે અમારી કેબીન મુલાકાતનું સ્થાન બની. વેપારધંધા યુનીયનો વગેરેમાં ડૉ. કુમારાપ્પા અને બીજાઓ જોડાયા. પાંચસાત બહેનો હતી તેમાં શ્રદ્ધામાતા પણ હતા. તેમની વાતચીત મોસ્કોના ધર્મગુરૂ સાથે ઠરાવી.

આમ પ્રવાસના એકધારા બંધીયરપણામાં વિચાર અને સંસ્કારની તાઝગી સ્ફુરી. દરમિયાન રશિયાનાં સ્ટેશનો આવતાં ત્યારે બારીમાંથી વિવિધ પ્રાંતોની જનતા અને ગામડાં જોવા મળતાં. કવચિત્ રોકાયેલી પેસેન્જર ટ્રેનમાંના ઉતારૂઓમાં સ્ત્રીઓ, બાળકો, ખેડુતો અને વિદ્યાર્થીઓ પણ જોવા મળતાં. બહુ નાનાં બાળકોને ઠંડીમાં ફેરવવાને ગોદડાની કોથળીમાં ઢીંગલાની જેમ ઢબુરાયેલાં—ઝીણું ગોળ મોં અને ચમકતી આંખો—જોતાં બહુ મઝા મળતી.

બરફનો અસીમ વિસ્તાર આંખો માટે એક નવો જ અનુભવ હતો. પૃથ્વી જાણે ઠરી ગયેલો ક્ષીરસમુદ્ર બની ગઇ ન હોય! ઉપર કયાંક ગામડાંની આકૃતિઓ કે ખેડૂતાં છૂટાં ઝૂપડાં એક રંગની પીછીથી ચીતરેલાં લાગે! ઘોડાઓ કે માણસો ભાર ખેંચવાને પૈડાવાળું વાહન વાપરવાને બદલે લપસણી "સ્લેજ" ભારી ખેંચી જતા દેખાતા.

ધીરે ધીરે રેલ્વે લાઇનની બે બાજુ પાઇન વૃક્ષોની હારોની હારો શોભતી દેખાઈ. તેનો ખુલાસો મળ્યો કે સખત વાયરાથી ઊડી આવતો બરફ રેલ્વેના પાટા ઉપર જામી જાય તે રોકવાને આવા ગાઢ જંગલોના ગઢ ઊગાડવાની યોજના અમલમાં મૂકવામાં આવી છે એમ છતાં બરફ પરથી પૈડાં લપસી ન જાય તેની સંભાળ રાખવા ઘણી વાર ગાડીની ગતિ ધીરી થઈ જતી હતી. આગળ જતાં પાઇન વૃક્ષો પર બરફના હળવા આચ્છાદનથી જાણે જાદુગરની નગરીમાં પરીઓ વૃક્ષ બનીને ઊભી હોય એવું મનોહર દૃશ્ય લાગતું હતુ. ચાંદની રાતમાં એ હીમમય પ્રદેશનો પ્રવાસ સ્વપ્નાભાસ જેવો જ લાગતો હતો. બહાર ટેમ્-

લી ઠંડી હશે તેનો અંદાજ કાઢવો મુશ્કેલ હતો. બારીના કાચ અમે ઊંચાં કરી શકતા નહિ. અંદરનાં યંત્રોથી ગરમી એટલી રહેતી કે ઘણી વાર ઓઢવાનું બાજુએ મૂકી દેવું પડતું.

ત્રણે દિવસોમાં નાસ્તા કે ખાણા પછી એકાદ પ્રવાસી પ્રતિનિધિની મુલાકાત ઠરેલી. તેમાં ચીનના એક કવિ અને નાટ્યલેખક આવી ગયા. કોરીયાના લેખક અને પત્રકારો મળ્યાં. મોસ્કોના એક ફિલ્મ-સર્જક અને ડિરેક્ટર મળ્યા. આઝરબીઝનના કવિ મીરઝાં તુર્સનઝાદે મળ્યા. દરેક જણ પોતાના પ્રાંતની ભાષા જાણનાર દુભાષિયાને સાથે લાવતો. એ પોતે તો પોતાની જ ભાષામાં સવાલ જવાબો કે વાત કરે. આથી સમય ઘણો લાગી જતો અથવા પ્રશ્ન સ્પષ્ટ કરવા મહેનત કરવી




મેડમ ગેલીના ક્રિવોપાલોવા જેમણે મોસ્કો શાંતિ સમિતિ વતી અમારી આખી મંડળીની તહેનાત ઊઠાવી લીધી હતી.

વર્સિટી અને સન્માન આપ્યા તેણે અભ્યાસ કર્યો અને સાહિત્યમા "ડૉક્ટરેટ" (પંડિત પદવી) મેળવી આજે તે પોતાના દેશમા યુનિવર્સિટીમા પ્રોફેસર છે તેના વેતન મુલકમા આજે શહેરો, ઉદ્યોગો અને બાગબગીચાનુ નવચેતન છે નારીઓ પુરુષ સરખા હક્કોમા મહાલે છે

અમે જેમ જેમ મોસ્કો નજીક જતા ગયા તેમ તેમ મોટા સ્ટેશનો આવતા ગયા માલથી ભરેલા ભારખાના, સ્ટેશનની ચારે બાજુ કારખાનાના ભૂંગળા, વજન કરનારા યંત્ર-સાધનો, વીજળીથી પ્રકાશિત રેલ્વે યાર્ડો —એ સર્વ નવી સૃષ્ટિનો ખ્યાલ આપતા હતા સૂરજ ત્રણ દિવસથી જોવા જ મળ્યો ન હતો આ પ્રદેશના જીવનસંઘર્ષમા બરફ મુખ્ય પ્રશ્ન છે રેલ્વેના ડબાનુ તળીયુ માથાપૂર ઊંચુ અને ચડવાના પગથિયા સીડી જેવા નહિ પણ અમેરિકાની જેમ એક પર એક આટલી ઊંચાઇ સુધીનુ ખુલ્લુ પ્લેટફોર્મ ક્યાય પણ નહોતુ કારણ બરફનો જમાવ એ જ! અને ગાડીઓ અનિયમિત થઇ જાય તેમા પણ બરફનુ જ વિઘ્ન કારણભૂત હોય ઉપર જતા ગયા તેમ તેમ ઘડિયાળ બદલવી પડતી કાંટા પાછળ લઈ જવા પડતા દિવસ ટૂંકો થતો ચાલ્યો, લગભગ ત્રણ વાગ્યે આપણી સમી સાંજ જેવુ લાગે બહારની ઠંડીનો ખ્યાલ તો માણસોને સામસામા વાત કરતા જુઓ ત્યારે નાક એક મોમાથી વરાળો નીકળતી દેખાય તે પરથી આવી શકે રશિયાના એન્જિનો મોટાં તોખાર લાગે કામ કરનાર માણસો બહુ જ મૂંગા કોઈ પણ સ્ટેશને કકળાટ કે ઘોંઘાટ સાંભળ્યો નહિ તારીખ ૭ ત્રીસમીની બપોરે ખબર પહોંચ્યા કે સાંજના ત્રણ વાગ્યે સ્પેશ્યલ મોસ્કો પહોંચી જશે

વિયેનાથી મોસ્કો શાંતિ સમિતિ વતી "જેનીના ક્રિવોપાલોવા" નામે બાઇએ અમારી આખી મંડળીની તહેનાત ઉપાડી લીધી હતી એ બાઇની સૌ માટેની ચિંતા, લાગણી અને સેવાતત્પરતાથી અમારા સરખા અજાણ્યા ભિન્નભાષી મુસાફરોને એ ફિરસ્તા જેવી આશીર્વાદ

રૂપ થઈ પડી હતી અને અમારા નિવાસના દરેના દિવસ સુધી તેની એ વત્સલ મુદ્રા કાયમ રહી તે પણ તેની ધી જ અને ક્ષમતાનુ અનન્ય પ્રતીક જ છે મૌને તે માતા સમાન લાગતી. ઉત્સાહ અને કાર્યમા તેની આગળ અમે બચ્ચા બની જતા ડૉ કુમારાપ્પા તો વિનોદમા કહેતા "મેડમ! તમે તમાન ઘેટા ગણી લીધા? બરાબર છે? આ બાઇના પતિ યુદ્ધમા ગત થયા બાદ તે એક પુત્રને ભણાવી રહ્યા હતા અને પોતે શાતિ માર્ગમા જોડાયા હતા દરેક જણ પોતાની ફરિયાદ કે સૂચવણ તેને કહે તેની પાસેથી માર્ગ જડે અથવા તો તે કામ પતાવી આપે

છેવટે ઘણી બાજુની રેલ્વેના પાટા એક માર્ગે જોડાવા લાગ્યા મોટા યાર્ડો આવવા લાગ્યા મોટા શહેરના પરાઓ અને કારખાનાઓ દેખાતા હતા. અમારા હૃદય ધબકતા હતા થોડી વાર પછી જમીન પર ઊતરીશુ અને રશિયન પ્રજામા ફરતા થઈશુ!

મુબઈના ચર્ચગેટ સ્ટેશન જેવડા પણ એન્જિનોની મેશથી કાળાં બની ગયેલા છાપરાવાળા જૂના મોસ્કો સ્ટેશનમા અમારી ગાડી અટકી. એન્જિન અટકે છે ત્યા આડા પ્લેટફોર્મ પર લેનીનનુ બાવલુ હતુ દરેક મુસાફર તેને યાદ કરે છે એને મનથી નમન કરે છે અને લેની નની એ પ્રતિમા એક હાથે મોસ્કો શહેર તરફ પ્રવાસીને આવકારે છે પ્લેટફોર્મ છોડી અમે એક મોટા વેઇટીંગ રૂમમા થોડીવાર રોકાયા એટ લામા મોટી રોલ્સરોય્સ જેવડા માપની આન્ડસ મોટરો આવી પહોચી તેમા ચાર ચાર જણ ને ગોઠવી મોટરો હાકી મૂકી મેડમ ક્રિવોપાલોવા છેલ્લા અમારી સાથે બેઠા. કોઈને ટપાલની ટિકિટો જોઈતી હતી તો કોઈને ફિલ્મ "ડેવલપ કરાવવી હતી તેણે કહી દીધુ જુઓ, તમારે કોઈએ ચિંતા કરવાની નથી તમારી કોઈની પાસે અહીનુ નાણુ નથી એ અમે જાણીએ છીએ. તમારે જે જોઈએ તે માગી લેવુ હુ બદોબસ્ત કરી આપીશ.

લેનીનગ્રાડ હાઇ રોડ પરના ઊંચાં મકાનો ઝડપથી દોડી જતી

મોટરો, ટ્રામો અને બસો વચ્ચેથી અમે આલીશાન મહેલ જેવા મકાનના પગથિયા આગળ ઉતરી ગયા. છેલ્લાં એક વર્ષમાં એ નવી બંધાયેલી હોટેલ "સોવિયેટસ્કાયા" અમારો મુખ્ય નિવાસ બની. એકસો રાજશાહી સજાવટવાળા ઓરડાઓ અને રોશનીના ચમત્કારભરી છતવાળું ભોજનગૃહ અને સુન્દર ચોક તથા ફુવારા સરજનારા શિલ્પીને આ કામ માટે "સ્ટેલીન પ્રાઇઝ" મળ્યું હતું. પાછળથી અમને તેની પણ મુલાકાત થઇ હતી. આ હોટલની નવીનતા, શણગાર, સગવડો અને સરભરા અમારી જિંદગીનો અપૂર્વ અનુભવ બની રહ્યાં. ભોંયતળીયાની વિશાળ પરશાળમાં એક બાજુ ટેબલ પર બેઠેલી સેક્રેટરી બાઇએ દરેક જણના પાસપોર્ટ માગી લીધા અને પછી દરેક બે બે જણ વચ્ચે ઓરડાનો એક એક નંબર અપાઇ ગયો. સેવિકાઓએ આગળ દોડી દોડી ખંડો બતાવ્યા, સગવડો વર્ણવી, ઝુમરો સળગાવ્યાં અને છેવટે જરૂર પડે ત્યારે બોલાવવાની ચાંપ બતાવી. અમે અમારાં ગરમ બખ્તરો એકદમ ફગાવી દીધાં, વસ્ત્રો અને સામગ્રી ઘરવખરીની જેમ ગોઠવી દીધાં. એ હતું અમારું એક માસનું પ્યારું આરામધામ!



## મોસ્કોમાં એક માસ

## [ ૪ ]



"Life is action, creation, the aim of which is the uninterupted growth of priceless individual faculties, to reckon his victory over the forces of nature, his health and longivity, his supreme joy of living on earth which he can to meet his ever-growing needs, remake as beautiful dwelling place for mankind united into a single family.–Gorky

"ક્રિયા અને સર્જનથી માનવજીવન પ્રતીત થાય છે, એટલે કે તેમા અમૂલ્ય શક્તિઓનો અનવરુદ્ધ વિકાસ થયા કરે છે, પ્રકૃતિના બળો ઉપર અધિકાર મેળવવો. આરોગ્ય અને ચિરાયુ પણ એનુ લક્ષ્ય હોય તેમજ માનવીની સતત્ વધતી જતી આકાંક્ષાઓ અને આવશ્યકતાઓ પાર પાડવાને અને એક જ કુટુમ્બરૂપે સકળાયેલ માનવસમૂહને માટે સુદર નિવાસસ્થાન બનાવી જીવનનો સર્વોત્તમ ઉલ્લાસ અનુભવવો એ બધાનો સમાવેશ થાય છે" ગોર્કી



મનુષ્ય પ્રકૃતિના બળને વશ કરવા મથી રહ્યો છે

પ્રકૃતિનુ બળ વશ થતા મનુષ્યનો વિજય



માનવપુરુષાર્થના આ બે પ્રતીકો રશિયામા જ્યા ત્યા રાજમાર્ગો પર મૂકાયા છે

અદૃશ્ય રહ્યુ ! એતો બરફથી ઢંકાઈ ગયો હતો અને તે પર બે ટરો મળવાનુ મુશ્કેલ હતુ એટલે અમે પાછા વળ્યા

બારેક વાગ્યે ઠરાવ્યા પ્રમાણે મોસ્કોની પીસ કમીટીના મથકે પહોંચ્યા. બારણા આગળ શાંતિ સમિતિના પ્રમુખ કવિ ટીકિનોવે દરેક જણ સાથે હાથ મિલાવી અમને અંદર આમંત્ર્યા. અંદના ખંડો જૂના સમયની શૈલીથી શણગારેલા હતા. ભીંતો પર મઢેલમાળો અને મખમલ કવરોમા મઢેલી બેઠકો કોઈ વીસરી શ્રીમંતના ઘરનો ખ્યાલ આપતા હતા. પ્રમુખના ખંડમા ટેબલ પર નાસ્તા માટે ફળો, ચા વગેરે તૈયાર હતા. સૌને ટેબલે બેસાડી પ્રમુખે સૌની ઓળખાણ કરી. પછી પૂછ્યુ કે "ડેલીગેશન શુ શુ જોવા જાણવા માગે છે?" ડૉ. કુમારપ્પાએ પોતાના આગળના પ્રવાસના અનુભવો યાદ કરી એક લાંબી લખેલી યાદી સંભળાવી. એ યાદીમા ખેતીવાડી કારખાનાઓ, નાટકો, મ્યુઝિ, શાળાઓ, નિવાસગૃહો, ખેતરો વગેરે આવી જતા હતાં. સ્ત્રી જાતી બાબતો પર બીજા મિત્રો બોલ્યા. મે પણ જણાવ્યુ કે "કલાશિક્ષણની સંસ્થાઓ આરંભથી માંડીને શિરોગ્ય સુધી ક્રમશઃ મારે જોવી છે' મદ્રાસના એક ઉત્સાહી ભાઈએ જણાવ્યુ કે 'બને તો માર્શલ સ્તાલીનને જોવા છે"

બધાનુ સાંભળી લઈ ટીકિનોવ બોલ્યા "આપની બધી ઈચ્છાઓ તો પાર પાડી શકાશે, માત્ર આ છેલ્લી ઈચ્છા માટે હુ કાંઈ કરી શકતો નથી. અમને બધુ ગોઠવી આપવા આપ કેટલો સમય આપો છો તે પ્રમાણે અમે કાર્યક્રમ આપી શકીશુ ' અમે ત્રણ અઠવાડિયાથી વધી ચાર અઠવાડિયા આપ્યા એટલે તેમણે ડૉ. વુકરો અને તેમના હાથ નીચે બીજા ચાર દુભાષીઓને અમારી તહેનાત માટે નક્કી કરી આપ્યા. આ બધી વાતો દરમિયાન હુ ટીકિનોવનો સ્કેચ કરી શક્યો. એ ભાવવત્સલ સુંદર જોતા 'કોમ્યુનિસ્ટ" શબ્દનો બધો ડર ઓસરી જતો હતો.

બે વાગ્યે અમે હોટલ પર પહોંચ્યા. નિયુક્ત થયેલા તહેનાતી મિત્રો સાથે જ હતા. ખાણા ઉપર દરેક જણની ઈચ્છા તેઓ પીસ

નાગ્ને સમજાવતા  અમારામાના ઘણા મીજાજ કે તરફેડ કરતા પણ તેઓ બહુ સ્વસ્થતાથી તેમનુ સમાધાન કરી દેતા

તે સાજે અમને બે બહુ જ આકર્ષક અને રજક રોકાણો મળ્યા

ચારથી ૭ સુધીમા મોસ્કોની ભૂગર્ભ રેલ્વે જોવાનુ હતુ  શહેરના રસ્તા પરનો વાહનવ્યવહવાર ખૂબ જ ઝડપી અને ભરચક હોય છે એટલી જ ત્વરિત અને ભરચક અવરજવર ભૂગર્ભની રેલ્વેથી ચાલે છે મોસ્કોની ભૂગર્ભ રેલ્વેને લોકો "મેટ્રો" નામથી પિછાને છે

"મોસ્કો મેટ્રો' સોવિયેટ એન્જીનીયરીંગ શક્તિની તાકાત અને સાહસબુદ્ધિનો અપ્રતિમ નમૂનો છે સોવિયેટ વિજ્ઞાન કયા સુધી પહોચ્યુ છે તેનો એ માપદંડ છે "મેટ્રો" આજે દુનિયામા સૌથી શ્રેષ્ઠ ભૂગર્ભ રેલ્વે ગણાય છે ન્યૂયોર્ક અને લંડન જઈ આવેલા અમારામાના કેટલાક જેઓ એ પછી ત્યા ગયેલા એ સૌ એક મતે "મેટ્રો"ને વખાણે



મોસ્કો પીસ કમીટીના પ્રમુખ શ્રી ટીખેનોવ, જેઓ કવિ અને લેખક પણ છે તેમનો સ્કેચ ૨ મ ગ

સોવિયેટ સંસ્કૃતિની સમીક્ષા કરતુ ગોર્કીનુ આ વચન સર્વાંગે પ્રત્યક્ષ કરનારી કાર્યસિદ્ધિઓ સાથે જો શાંતિ, સમાનતા અને સુરક્ષણની યોજના હોય નહિ તો એ આશાઓ કદાપિ ફલિત થાય નહિ એ સ્પષ્ટ છે શાંતિ માટેના પ્રયત્નોમા રશિયા આગળ પડતો ભાગ લેવા બહાર પડયુ છે તેમા પણ આ દષ્ટિ હશે એમ લાગે છે

"સોવિયેટસ્કાયા" હોટલની રૂમ નબર ૩૧૭મા બેસીને અમે કાગળો લખી નાખ્યા ઇશ્વરભાઇ પટેલ તો નાકીવોઇને તૈયાર થઇને અમને ભોજનપાટ પર લઈ જવા આવ્યા સમયનો નિયમ બાજુએ મૂકીને પણ અમને ૭ વાગે ખાનાનુ પીરસવામા આવ્યુ "ડાઇનીગ હૅાલ"ની શોભામા ઉપરના રોશનીમંડિત ચક્રાકાર ઘુમટ–તોરણો નવીન આકર્ષણ લાગ્યા ટેબલ પરની વાનીઓ અને સજાવટ રાજસી ઠાઠના હતા બે ટેબલ માત્ર શાકાહારીઓ માટે તૈયાર કર્યા હતા તેમા પણ રૂચિકર વાનીઓ ઘણી હતી રગરગના કાચા શાક, ફળો, માખણ, ક્રીમ, બ્રેડ, વટાણા અને છેવટ ફળોનો રસ કે આઇસ્ક્રીમ–એટલાનો અમારી સવારની ભૂખે પૂરો ઇન્સાફ કર્યો પણ ગરીનુ ભોજન છોડી દેવુ પડયુ રાત્રે ૮।। વાગ્યે ડો કીચલુના ખડમા બધા પ્રતિનિધિભાઇઓ ભેગા થયા અને કાર્યક્રમોની ચર્ચા થઇ પણ કઇ નક્કી થઈ શકયુ નહિ બીજી સવારે માત્ર નગરપ્રદક્ષિણા માટે નીકળવુ એટલુ જ મજૂર થયુ.

તા ૨૭–૧૨–'૫૨ શનિવારની સવારે ૭ મોટી મોટરોમા અમારો કાફલો નગરદર્શનાર્થે બહાર પડયો મોસ્કોની ઠડીનો ચમત્કાર જોયો રસ્તાની બે બાજુ બરફના મોટા પાળા થઇ ગયા હતા માણસો અને યત્રો વરસતા બરફને ખસેડયા જ કરતા હતા અને યાત્રિક પાવડાઓ ધરાવતી મોટર ટ્રકો ટનના ટન બરફ શહેર બહાર ફેકી આવતી હતી જે રસ્તાઓ પર આવો બદોબસ્ત નહોતો તે રસ્તાઓ બરફના ખડકોથી અવરજવર માટે મુશ્કેલ બન્યા હતા બરફ દૂર કરવાનુ કામ આપણી મ્યુનિસિપાલિટીઓના કચરો દૂર કરવાના કામ કરતાંય દુષ્કર

હતુ પણ મોસ્કોના માર્ગોના પટવાળા રસ્તા મોટરની ઝડપ માટે સાફ-સાફ રાખેલા હતા

પહેલા અમે "સ્તાલીન સ્ટેડીયમ"મા ગયા આ સ્થળનો પરિચય "ફ્રીડમ ઑફ યુથ" નામે રશિયન ચિત્રપટમા અપાયો હતો તે ઘણાને યાદ હશે પણ અમે તો તેના વિશાળ મેદાન પર બરફ છવાઈ ગયેલુ જોયુ થોડોક ભાગ "સ્કેટિંગ રિન્ક" (સરતા નાચ) માટે તૈયાર રાખ્યો હતો પણ સોવિયેટ પ્રજા પ્રકૃતિ સામે પણ લડીને પોતાના કાર્યક્રમો કેવી રીતે ચાલુ રાખે છે તેનુ પહેલુ દૃષ્ટાંત અમે ત્યા જોયુ એ મેદાનની નીચે ભૂગર્ભમા ચારે કોર ફરી શકાય એવા માર્ગો અને વિશાળ ખંડો હતા અને ત્યા વિવિધ પ્રકારની તાલિમશાળાઓ આવી કડક ઠંડીમા પણ ચાલુ હતી ત્યા વ્યાયામનુ "મ્યૂઝીઅમ" પણ હતુ, ગ્રંથાગાર પણ હતો અને હજારો વિદ્યાર્થીઓને શીખવનાર ઉસ્તાદો અને પ્રોફેસરો હતા એમ જ સમજી લ્યોને કે તે વ્યાયામની ભૂગર્ભ કોલેજ જ હતી નવાઈની વાત એ સાભળી કે તેમના વ્યાયામવીરો બધા અન્ય ધંધાના યુનિયનના સભ્યો હતા વ્યાયામ માત્ર 'ઇતર પ્રવૃત્તિ' હતી એટલે કે એમના નિર્વાહનુ સાધન ન હતી

મોસ્કોમા અમારો આ પહેલો જ દિવસ હોવાથી અમે ઠંડી જરાય બરદાસ કરી શક્યા નહિ મોટરમા બેઠા બેઠા જોવાય એટલુ જોઈ ઘણાએ સતોષ માન્યો એક બે જણ તો બરફ પર લપસી પણ ગયા મોટરો એક દોરમા મોટા રસ્તાઓ વટાવી ગઈ કલકત્તા, મુબઈ તો ઠીક પણ પેરિસ અને વિયેના પણ મોસ્કો પાસે નાના લાગ્યા સોથી દોઢસો ફીટ પહોળા અને ચાર–ચાર ઝડપી વાહનો એક સાથે પસાર થઈ શકે એવા આપણા રસ્તાઓ જેટલી પહોળી ફૂટપાથોવાળા ગોર્કી સ્ટ્રીટ, પુશ્કીન સ્ટ્રીટ અને લેનીનગ્રાડ હાઇ વે પરથી અમે નવી બંધાતી યુનિવર્સિટી સુધી દોટ કરી દસ–અગીયાર વાગ્યા છતાં ધુમ્મસ એટલુ સઘન હતુ કે પચાસ ફીટ પાસેથી પણ ૩૬ મજલાનુ વિરાટ મકાન

છે. સોવિયેટ ભૂમિમાં શાંતિસાધનાના ફળરૂપે ગંજાવર રકમો યોજનાઓ પાછળ ખર્ચાય છે તેમાં "મેટ્રો" રેલ્વે પ્રજાબળ અને સમાજનિષ્ઠ લોકશક્તિનું સીમાચિહ્ન બની છે. જમીનની સેંકડો ફીટ નીચે અલકાપુરી જેવી શોભાથી ઝળહળતાં અનેક સ્ટેશનો, દર ૧૦૫ સેકંડે આવતી જતી, સાપણ જેવી લાગતી વીજળીક ટ્રેનો, રોજ સત્તર લાખ માણસોને ઉપર નીચે લાવનારા યાંત્રિક દાદરો, સુખરૂપ હવા, પ્રકાશ અને અવરજવરની યોજનાઓ, આરસ,અકીક, અને ચીની કામની કારીગરીથી કરેલાં ચિત્રો અને પ્રતિમાઓ તેમજ કામદાર મુસાફરોને તાઝગી અને સ્ફૂર્તિ સાથે ગૌરવ અર્પતી આ "મેટ્રો" રેલ્વે સોવિયેટ ઇજનેરો, વૈજ્ઞાનિકો અને કલાશિલ્પીઓના દિગ્વિજય સરખી છે.

અત્યારે આ રેલ્વેની લંબાઈ ૫૦ માઈલની છે પણ ધીરે ધીરે તે વિસ્તરતી જાય છે. તેમાં પ્રવાસ કરતા લાખો કારખાના-કાર્યકરો રચના, સૌન્દર્ય અને માનવશક્તિનો ચમત્કાર અનુભવતા, સોવિયેટ રાજ્યના ગૌરવે છલકાતા ઘૂમે છે. તેમનો થાક અને નિર્વેદ ભૂલાવી દેતી આ પાતાળસૃષ્ટિ પ્રત્યેક જણાનો સહજ વૈભવ બની ગઇ છે. કળા, વિજ્ઞાન અને યંત્રબળ જનસાધારણને સુખ અને વૈભવ આપી રહ્યાં છે.

પચીસ વર્ષે પૂરી થવા સર્જાયેલી આ યોજના પંદર વર્ષમાં જ અસ્તિત્વ પામી એ પણ શ્રમની સંયુક્ત સાધના છે. ઝીનેદા ટ્રોટસ્કાવાએક રેલ્વે કાર્યકરની પુત્રી—આ "મોસ્કો મેટ્રો"ની ડિરેકટર જનરલ ઓફ ટ્રાફિક અને ડેપ્યુટી ચીફના ઓદ્ધા પર હોઈ સોવિયેટ નારીસમાજની ઉત્ક્રાન્તિના પુષ્પરૂપે કામ કરી રહી છે.

"મેટ્રો"નાં બે ત્રણ સ્ટેશનોએ અમે ઊતર્યાં અને જોયું તો દરેક સ્ટેશનની શોભા અને તેનો શણગાર એક બીજાથી અનોખા હતાં. કોઇક સ્ટેશનની ભીંતો અને છત પર સોવિયેટ કલાકારોએ કરેલા 'મોઝેઇક' ચિત્રોના મહાન પ્રસંગોએ, ક્યાંક પ્રમુખ સોવિયેટ સૂત્રોએ, ક્યાંક અરીસાઓ, ઝુમ્મરો અને આરસસ્તંભોએ હજારો કલાકારોની શક્તિને કસોટીએ

ચડાવી લાગી ટ્રેનો દરમાથી ધમી આવતી નાગરમણી જેવી વીજળીક રોશનીથી મગીમય લાગતી હતી પૂરા ગરમ પોશાકમા મુસાફરો તેમના સ્વચ્છ ચહેરાઓથી, સુડોળ અને તંદુરસ્ત શરીરોથી અને મધુર સ્મિતથી ગમી જાય એવા લાગતા ઘણા અમારી આસપાસ ટોળે વળી કુતૂહલથી નીરખી રહેતા પણ કોઈ ન ભીડ કરતા કે હીનચાળા કરતા નહિ અમે એકબે જણને ઊભા રાખી દુભાષી સાથે વાત કરાવી તો જણાયુ કે હિંદી પ્રતિનિધિઓ મોસ્કોમા આવ્યા છે એવુ તેઓ છાપા દ્વારા જાણી શક્યા હતા અમારે દરેક સ્ટેશને ગાડીમા ચડવાનુ હોય તે વખતે અમારા દુભાષી મિત્રો બીજા ઉતારુઓને સમજાવે કે “મહેમાનો માટે જગા કરો' એટલે તેઓ એ ડબ્બા પાસેથી ખસી જતા બીજે જતા અથવા બીજી ટ્રેનની વાટ જોતા અંદર બેઠેલા પ્રવાસીઓ અતિથિઓને જગા કરી આપવા ઊભા થઈ જતા ઘણી વાર હેરાનીભરી ગીર્દી થઇ જતી પણ અમે ચડીએ કે ઊતરીએ ત્યા સુધી ગાર્ડ સાથે અમારા બારણા પાસે નજર રાખતા ઊભા રહેતા પ્રજાની સામાન્ય કેળવણીનુ જ આવુ પરિણામ હોઈ શકે

સાંજે ૭ વાગે (આપણા નવ વાગ્યાને સમયે) ખાણુ લીધુ એ પછી અમારી મોટરો સવા સાત વાગે પહોંચી બોલ્શોઈ થીએટર ઉપર પણ જરા મોડા પડ્યા ત્યાની સભ્યતા પ્રમાણે નાટક ચાલુ થયે દ્વાર બંધ અને અંદર બધુ જ શાંત એટલે અમારા દર્શકો જરા મૂઝાયા પણ ડોરકીપરને સમજાવી અમને જુદા જુદા ગેલેરીખંડોમા ઊભા કરી દીધા પહેલો અંક પૂરો થયો અને જવનિકાપતન થયુ એ પછી દરેક જણને શોધી શોધીને નીચે ખાસ ગાદીની આગલી હારમા લઈ જઇ બેસાર્યા તે વખતે અમે ચોમેર નજર ફેરવી તો જણાયુ કે ગંજાવર માનવસમુદાય ચારે તરફથી અમને નિહાળી રહ્યો હતો વચ્ચેના ગોળાકારની ત્રણે બાજુ પાંચ માળ સુધી ગેલેરીઓ ભરચક હતી લાલ પડદા અને સુવર્ણરંગી ગેલેરીઓ, રોશનીના હારતોરણો, સુન્દર છતો,



રાક્ષસનું ડગાવે એવું પ્રચંડ મુખ—સીનિક નેપથ્યનો એક અજબ પ્રકાર

---

મખમલના પડદા, સ્ટેજની સામે જ ઉચ્ચ જનો માટે ગોઠવેલી ખાસ બેઠકો વગેરે અપૂર્વ ભવ્યતા દાખવતા હતા. સામેનું 'પ્રોસીનીયમ' (દર્શનપ્રદેશ) લગભગ એંસી ફીટ જેટલું પહોળું હશે. પ્રમાણમાં ઊંચું પણ ખરું. તેની આગળના ખાડામાં સોથી દોઢસો જેટલા વાદ્યનિપુણોનું સંગીતઘર હતું. વચમાં ઊંચી બેઠક પર તેના નિયામકની જગ્યા હતી. એ પછી તુર્ત જ આવતી પ્રેક્ષકોની પહેલી હારમાં અમે બેઠા હતા.

નાટક પુશ્કીનની "રુસ્લાન અને રૂડમીલા" નામની લોકકથા પર હતું. પ્રાચીન ઢબનો દરબાર હતો. મોટા મોટા સરદારો બે બાજુ ગોઠવાયા હતા. બાદશાહ અને બેગમના ટેબલ પાસે કોઈ યુવાન સરદાર અને શાહજાદી બેઠા હતા. મીજબાની ચાલતી હતી. એ "મ્યૂઝીકલ ઓપેરા" હતો એટલે બધા સંવાદો ગાયનમાં બોલાતા. અભિનય, પોશાકો અને નૃત્યભર રૂપ અસરકારક હતાં. વચ્ચે વચ્ચે પરીઓના નાચ પણ આવતા. એવામાં વીજળીનો કડાકો થયો અને કોઈક જાદુગર ઝપટ મારીને રાજકુંવરીને આકાશમાર્ગે લઈ ગયો. આવી ચમત્કારભરી દેખાવો અને બીજા તથા



નાટકના પાત્રો                                   ન્કેચ ૨ મ ગ

જાદુગરનાં પાત્રોવાળી કથા તખ્તા પર જૂ થતી જોઈ અમને ઘણી નવાઇ લાગી પણ જેમ જેમ નાટક આગળ ચાલ્યુ તેમ તેમ સમજાયુ કે બધા પાત્રો કુદરતના બળો, આક્રમણો અને વિરોધોના રૂપસર્જન હતા અને સિદ્ધિ કે શક્તિરૂપી રાજકુવરીને પાછી લાવવા માનવીને ભીષણ પ્રસગોનો સામનો કરવો પડે છે તેમજ બુદ્ધિ પરાક્રમ અને કૈશલની સાધના કરવી પડે છે

એ નાટકમા સગીત અભિનય, નૃત્યો અને ઉચ્ચ કોટિની કલા હોવા છતા એ કોટિનુ નાટક તો ભારત પણ બતાવી શકે એવુ લાગ્યુ પૃથ્વીરાજ કપૂરના નાટકોમા અને ભરતનાટ્યમ્ ' ન્યકનીમા જે કલા ચાલુ છે તે ઓન ઈ થીયેટરના પ્રેક્ષકોને જરૂર મુગ્ધ કરી શકે

દૃશ્યનિર્માણમા મોસ્કિટ થીયેટરે ઘણી નવી સિદ્ધિઓ અને પગલા બતાવ્યા આ જ નાટકમા વીર નાયકને એક રાક્ષસની દાઢીમા છુપાવેલી ચમત્કારી તલવાર કે જેનાથી જાદુગરનુ મૃત્યુ થઈ શકે એમ હતુ એ પ્રસગ માટે થીયેટરની ટોચે અડે એવડુ દાઢીવાળા રાક્ષસનુ હાલતુ



વડોદરાના સર્વોદય કાર્યકર
શ્રીયુત ચિનુભાઇ શાહ

લીધો. પાદરીઓની અને ધર્મના ભક્તોની આવી જમાવટ અમે રશિયામાં જોવાની આશા રાખેલી નહિ. "રશિયામાં ધર્મસંપ્રદાયો પર પ્રતિબંધો છે." વગેરે વાતો સાંભળેલી પણ અહીં તો તેવું કશું જ જણાયું નહિ.

હા, એક વાત ખરી કે રાજ્ય કોઈ પણ પ્રકારની ધર્મની ભાવનો કે ક્રિયાને રાજ્યમાન્ય ગણતું નથી. કોઇ પણ ધર્મની વ્યવસ્થામાં વિરોધ કે અંતરાય નાખવામાં આવતા નથી તે સાથે તેને કોઇ પણ પ્રકારની મદદ કે ઉત્તેજન પણ અપાતાં નથી. ધર્મવાળાઓ જે સંસ્થાઓ ચલાવે કે જે કંઇ સાહિત્ય પ્રકટ કરે તેની સર્વ જવાબદારી અને જહેમત તેમને શિરે રહે છે. રાજનીતિની વિરુદ્ધ કોઇ પણ પ્રવૃત્તિ ન થાય ત્યાં સુધી તેમને કોઈ પણ જાતની આપત્તિ નડતી નથી. તેમને સર્વ મતાધિકારો હોય છે. તેમનાં બાળકો અને તેમની બાળકીઓ રાજ્યની શાળાઓ અને કોલેજોમાં ભણે છે. નવીન સોવિયેટ વિદ્યાર્થી વિજ્ઞાનનાં સિદ્ધાંતો અને પ્રકૃતિના ધર્મોથી જે કંઇ સમજાય તેને જ આદર આપે છે. શાળામાં કોઇ પણ જાતનું ધાર્મિક શિક્ષણ અપાતું નથી. ધર્મ તદ્દન અંગત બાબત ગણાય છે. ધર્મની કોઇ પણ સંસ્થા પ્રત્યે રાજ્ય પક્ષપાત દેખાડતું નથી. દસ્તાવેજી પત્રોમાં કે પ્રમાણપત્રોમાં તેમજ જન્મ, લગ્ન કે પાસપોર્ટની નોંધણીમાં ધર્મનો ઉલ્લેખ કરવામાં આવતો નથી.

ધર્મસંપ્રદાયોનાં મંડળો સ્થપાય છે, પરિષદો ભરાય છે અને તેમનાં પત્રો તથા પુસ્તકો પ્રકટ થાય છે પણ સંપ્રદાય–ભક્તોના દાનમાંથી જ તેમનો ખર્ચ ચાલે છે. પ્રાર્થના કરવાના અને બાળકોની ધાર્મિક વિધિ કરવાના તેમના હક્કો અબાધિત છે. આજે ખ્રિસ્ત, મુસ્લીમ, બુદ્ધ અને યહુદી



સ્તાલીનની શિલ્પપ્રતિમા

ધર્મના મંડળો અને સંસ્થાઓ રશિયામાં છે તેમના સંબંધમાં ધારા ધોરણ અને કાયદા ઘડવા સોવિયેટ પ્રધાનમંડળે 'કાઉન્સીલ ઓન ચર્ચ' અને રીલીજીયસ કલ્ટ' સ્થાપ્યા છે

જે સંપ્રદાયો ધર્મને નામે અન્યનો નાશ કરવાનો સિદ્ધાંત પ્રસારે છે તેમને સોવિયેટ તંત્રમાં સ્થાન નથી.

ચાલતું, ડોળા ફેરવતું અને ભયંકર અવાજ કરતું મોં કોઇને પણ ડરાવે એવું રજૂ થયું હતું. જાદુગર અને વીર પાત્રનું યુદ્ધનૃત્ય કથકલીનાં ભીમ અને દુઃશાસન જેમ મળતા અને છૂટા થતા અને શરીરના કૂદકા કરતા તેના અભિનયને મળતું હતું પણ બહુ મોટા પ્રદેશ ઉપર લાંબી ઉડતી છલાંગો મારવાની અને ચકરીઓ લેવાની રીતો રશિયન નૃત્યમાં જુદી હતી. કેટલાંક નિસર્ગદૃશ્યો આંખ સામે ઊભાં થાય ત્યાં સમજાય નહિ કે એ શી રીતે બન્યું. રાતમાંથી દિવસ બનાવવાની કળા, જંગલમાં મહેલ તૈયાર થઇ જાય એવી કરામત વગેરે ઘણું અદ્‌ભુત લાગ્યું. એ નાટકનું કથાવસ્તુ જાણે બાળકોને રાજી કરવા માટે હોય એવુ લાગતું હતું. પણ પ્રેક્ષકસમાજ કથા કરતાં સંગીત અને નૃત્યમાં વધુ રસ લેતો જણાયો, કારણ કે સોવિયેટ પ્રજાનાં ઉત્તમમાં ઉત્તમ 'કલાકારો બોલશોઈ થીયેટર પર કામ કરી રહ્યા હતા. આ કલાકારો સ્વેચ્છાથી વખતોવખત દેશની બીજી સંસ્થાઓને અને જનતાને પોતાની કલા બતાવવા નીકળી પડે છે. આ રીતે તેઓ માત્ર બધણીવાળા કલાકારો જ નહિ પણ મુક્ત સમાજસેવકો પણ છે.

## મોસ્કોનાં સંસ્કાર કેન્દ્રો

## [ ૫ ]

તા. ૨૮ મીએ રવિવાર હોવાથી મોસ્કો શાંતિ સમિતિના કાર્યાલયમાં રજૂ થયેલો કાર્યક્રમ, રજાને લીધે, બીજા કેન્દ્રોને પહોંચાડી શકાયો નહિ. અમારી 'ડેલીગેશન' કચેરી રોજ સવારે ડૉ. કીચલુના ખંડમાં મળે એમ ઠરાવ્યું હતું. અમારા તહેનાતી મિત્રો દિવસના બે

ત્રણ કાર્યક્રમો સૂચવ્યા. કાઉન્ટ ટોલ્સટોયની જન્મભૂમિની મુલાકાત માટે ૧૫૦ માઇલની મજલ કરવાની હતી એટલે એ માટે બધા તૈયાર નહોતા પણ સર્વોદય કાર્યકર શ્રી. વિનુભાઇ શાહ અને ઇશ્વરભાઈ પટેલે કહ્યું કે "ગાંધીજી જેને ગુરુજન માનતા અને હિંદમાં જેને વિશે ઘણું સાહિત્ય પ્રસર્યું છે તે ટોલ્સટોયને રશિયામા આવીને કેમ ભૂલાય ?" એટલે એમના માટે દુભાષી મિત્ર સાથે એક મોટર નવ વાગ્યે નીકળી ગઈ. બાકીના સૌએ માર્શલ સ્તાલીનને તેની ૭૦ મી જયતિ નિમિત્તે મળેલી અભિનંદન-ભેટોનું પ્રદર્શન



વડોદરાના શિક્ષિત અને સંસ્કારી ઉદ્યોગપતિ શ્રીયુત ઇશ્વરભાઇ પટેલ

જોવાજવાનું ઠરાવ્યું.

રસ્તામાં એક ખ્રિસ્તીનું દેવળ આવે છે એમ જાણ્યું એટલે બધાએ સંમતિ આપી કે રશિયામાં ધર્મના શા હાલ છે એ જરૂર જોવું. એકાએક એક ચર્ચ આગળ અમારી મોટરોની લધાર લાગી ગઇ. બરફમાં પગ સાચવતા અમે ચર્ચના બારણા સુધી ગયા પણ અંદર બેસવાની જગ્યા ન મળે એટલી ગીર્દી લાગેલી. મંદિર ખૂબ શણગારેલું હતું. ભીતે ક્રાઇસ્ટનાં અને ફિરસ્તાઓનાં ચિત્રો હતાં. મેરીની પ્રતિમા આગળ મીણબત્તીઓ બળતી હતી અને સંગીતના સ્વરો સાથે ગંભીર પ્રાર્થનાગીત ચાલતું હતું. અમે મહામહેનતે પાછળ ઘુસી બધો દેખાવ જોઇ

ધર્મની બાબતમાં સર્વને ઇચ્છાનુસાર વર્તવાની છૂટમાં ધર્મ નિવારણનો હક પણ છે, છતાં તેમ કરતાં કોઇની લાગણીને દુખ થવું ન જોઇએ.

રશિયામાં નિવારણની ખ્રિસ્ત પ્રાર્થના જોઇને "રેલીજેશન"ના સર્વ સભ્યોને ખાત્રી થઇ કે "રશિયામાં ધર્મ પર આપત્તિ છે" એ તો કેવળ વિરોધી દેશોનો પ્રચાર જ છે અમે કોઇ પણ જાતના પૂર્વસંકેત વગર જ દેવળ જોવાને ત્યાં અટકયા હતા એટલે માત્ર અમને દેખાડવા માટે જ એવડી મોટી મેદની ગોઠવી હોય એ માનવું અશકય હતું.

"સ્તાલીન મ્યુઝીયમ"માં તો અમે ન ધારી હોય એવી અજાયબીઓ નીકળી પડી. રાષ્ટ્રનાયકની સીત્તેરમી જયંતિ સોવિયેટ પ્રજાને મન કેટલો મહત્વનો પ્રસંગ હતો એ ત્યાં રજૂ થયેલી અસંખ્ય એનમૂન ચીજોથી સમજાયું સોવિયેટ પ્રજા આજે જે સુખ, શાંતિ અને સમૃદ્ધિ ભોગવે છે તેના સર્જક અને વિધાયક વિરાટ પુરુષ સ્તાલીન માટે તેણે ભાવના, પરિશ્રમ અને સ્વાર્પણમાં અવધિ કરી બતાવી હતી ! બધા ય "રીપબ્લીકો" તેમજ અન્ય મિત્રરાષ્ટ્રો—ચીન, ઝેક, રૂમાનિયા, બલ્ગેરિયા વગેરે—તરફથી મોકલેલ મહામૂલી ભેટ-વસ્તુઓ, ચિત્રો, પડદાઓ, પ્રતિમાઓ વગેરે પ્રત્યેક દેશની વિશિષ્ટ શક્તિ અને કૌશલના પ્રતિનિધિ હતા. ભારત તરફથી પંડિત નહેરુએ મોકલેલી એક મોંઘી કાશ્મીરી શાલ હતી

પણ સોવિયેટ ગણ્યોના કામદાર 'યુનીયનો' એ તેમજ વીજળી-યંત્ર અને કળાના નિષ્ણાતોએ ખાસ તૈયાર કરેલા નમૂનાઓ તો જગતના સંગ્રહાલયોમાં પણ શ્રેષ્ઠ લેખાઇ જાય એવા હતા કેટલાક મોંગાલીચા ઓમાં સ્તાલીનના જીવનપ્રસંગો વણાટથી બતાવ્યા હતા હજારો રંગના તાગે, હજારો વણાટ કરનારાઓની અદ્ભુત કારીગીરીઓ આરસ, સ્ફટિક, હાથીદાંત વગેરેની લાખો રૂપિયાની કીમતની ગણાય એવી કલાકૃતિઓ જોતા જોતા અમે એ મ્યુઝીઅમમાં ચડી કનાક કાઢી નાખ્યા !

અમને આ પ્રથમ પ્રદર્શનથી જ રશિયન પ્રજાની સર્જનશક્તિ

કેટલી વિપુલ અને વિરાટ છે તેની ખાત્રી થઈ. કારીગરો અને કૃષિકારોની તાકાત રશિયાનો ઇતિહાસ પલટી રહી હતી એ તેમના નિત્યજીવનમાં જ દૃષ્ટિગોચર થયું. આ પ્રદર્શન માટે એક જૂના શાહી મહેલનો ઉપયોગ કરવામાં આવ્યો હતો સોવિયેટ કલાકારોએ તેની કામચલાઉ સજાવટમાં પણ નવી સંસ્કૃતિની છાપ બતાવી હતી. ઊંચા લાલ પડદા અને સોનેરી અક્ષરપટો સ્તાલીનના સંદેશા અને સૂત્રો દ્વારા પ્રદર્શનનો સંકેત પ્રકટ કરતાં હતાં નીચેનાં વાક્યોમાં સ્તાલીનની જીવનભાવના પ્રત્યક્ષ થાય છે :

"અમારો ભૂતકાળનો વારસો કેવો હતો એ સૌ જાણે છે કળાકૌશલ્યવિહીન અને ભૂખે મરતો તાગજ મુલ્ક, તેમાં ચાર ચાર વર્ષ સુધી યુરોપના શાહીવાદી યુદ્ધોના ઘા, અને ઘોર આંતરકલહના ત્રણ વર્ષોના ઝપાટા, અર્ધ કેળવાયેલી પ્રજા, ટચુકડાં ખેતરોના સાગર વચ્ચે કાંઈ કોઇ છૂટાછવાયા કારખાના—આવા હતા અમારા ભૂતકાળના દિદાર.

"મધ્યકાળના અંધકારમાથી દેશને આધુનિક ઉદ્યોગશક્તિ અને યંત્રસંચાલિત કૃષિકર્મ તરફ વાળવાનું પ્રચંડ કાર્ય સામું પડ્યું હતું.

"સંસ્કાર અને શક્તિમાં ક્ષીણ બનેલા જ્ઞાનવિહીન આ દેશમાં આ પ્રશ્ન પાર પાડવાનો હતો અને અમારા દેશમાં સામ્યવાદને દૃઢ કરવાનો હતો, નહિ તો સ્વતંત્રતા સમૂળગી ખોઈ બેસીએ અને શાહીવાદી સત્તાઓની રાજરમતના પ્યાદા બની જઇએ એવા હાલ હતા

"જીવનનું નવું સ્વરૂપ ઊભું કરવાના એ સમગ્ર કાળમાં અમારા રાજ્યે અને સોવિયેટ પ્રજાએ દરેક પ્રસંગે અમારા પોતાનાં સાધનો અને અમારી પોતાની શક્તિ ઉપર જ મદાર રાખ્યો હતો"

"સ્તાલીન મ્યૂઝીઅમ" એ મહાન પુરુષની સર્વ ભાવનાઓ અને વાછનાઓના નીચોડરૂપ કે નિરૂપણરૂપ હતું. અનેક મોંઘી વસ્તુઓ વચ્ચે એક નાના પત્રની હકીકત તેના હૃદયની વિશાળતાની અને પ્રજાની તેના પ્રત્યેની ભક્તિના દૃષ્ટાંતરૂપ બની હતી. એક બાળકની છબી સાથે તેના

પિતાનો પત્ર હતો. યુદ્ધના મેદાન પરથી પિતાએ લખ્યું હતું: "બેટા ! સાચા સોવિયેટ નાગરિક તરીકે બહાદૂર બનજે. અમે નાઝીઓની સામે લડી રહ્યા છીએ હું કદાચ યુદ્ધમાંથી પાછો ન ફરૂં તો માર્શલ સ્તાલીન પિતા તરીકે તારી ખબર લેશે એવો મને વિશ્વાસ છે." પિતા પાછો ન આવ્યો. બાળકે એ પત્ર જ સ્તાલીનને મોકલી આપ્યો અને સ્તાલીને એ છોકરાની ભાળ કાઢી અને કેળવણી માટે બંદોબસ્ત કર્યો: એટલું જ નહિ પણ રાજ્યનાં તમામ નાવારસ બાળકો માટે સંસ્થાઓ ખોલી. **રાજ્ય માત્ર એક વહીવટ નહિ પણ પ્રજાનું એક મોટું કુટુમ્બ છે એવો ભાવ સોવિયેટ પ્રજાજનોમાં પ્રવર્તે છે.**

બપોરે બહાર જવાની વૃત્તિ ન રહી. જમીને થોડી ઊંઘ ખેંચી કાઢી. રાત્રે રંજન કાર્યક્રમો માટે અમારે બે ભાગમાં વહેંચાઈ જવું પડ્યું. એક ભાગ ગયો બોલ્શોઈ થીયેટરમાં. અમે કેટલાકે ડો. કુમારપ્પાના કહેવાથી "પપેટ શો" (પૂતળાં નાટક) જોવાનું પસંદ કર્યું.

પૂતળા નાટ્યનો પ્રકાર ભારતમાં, જાવામાં અને યુરોપના કેટલાય જુદા જુદા દેશોમાં જુદાં જુદાં રૂપમાં પ્રચાર પામ્યો છે, પણ રશિયન



પૂતળાં નાટ્યનો રંગમંચ અને પ્રેક્ષાગાર

"પપેટ શો" કરનારા મડળે તો બધા દેશોની ખૂબીઓ પકડી લઈ, આજના યુગના પ્રકાશ રન વગેરે આધનોનો સાથ લઈ એક એવા સપૂર્ણ પ્રચાર ઉપ જાવ્યો છે કે એનો જોટો બીજે નહિ જડે આના નવ સર્જન માટે મોસ્કો ખરેખર ગર્વ લઈ શકે "પૂતળા નાટક" નુ થીએટર મઝુજ નાનુ હોવાથી એમાં વખતે ૨૦૦ કે ૨૫૦ માણસો



રશિયામાના ભારતીય રાજદૂત
શ્રીયુત કે પી એસ મેનન

તેમા બેસી શકે છે રોજના મે ખેલ થાય છે ખેલ શરૂ થયા પહેલા પ્રેક્ષકોનુ ચિત્ત બેકાર ન રહે તે માટે બહારના એક મે ખડમા દુનિયાના બધા મુલકોના નાચપૂતળીઓનુ અગ્રસ્થાન હતુ તે જોતા બધા દેશોના પાત્રસ્વરૂપોનુ જ્ઞાન થાય છે અને અદર જે જોવાનુ મળે છે તેની વધુ કદર થઇ શકે છે

ત્રીજી ઘટડી થઇ એટલે અમે અદર જઈ અમારી બેઠકો લીધી અમારા દુભાષી મિત્રોએ અમારામાના દરેકના હાથમા નાનુ ઓપેરા દૂરબીન આપ્યુ એ શા માટે હશે એવા વિચાર એ વખતે ઉદ્ભવ્યો,

કેમકે આ' કે દસ ફીટને છેટે જ પડદો હતો અને મચ ઉપરનુ ચિત્રદાર ૭ ફીટ ઊંચુ ગ્હેવાનુ હતુ પણ તેનો ઉપયોગ અમને પાછળથી સમજાયો

ત્રીજી ઘટડી સાથે જ પ્રકાશ બધ થયો સગીતના સ્વરો સાથે સામેના પડદા વચ્ચેથી ઉપર અને નીચેની જવનિકા હઠી ગઈ અને લગભગ ૮×૫ ફીટનુ નેપથ્યદ્વાર બની રહ્યુ પહેલુ જ દશ્ય હતુ સમૃદ્ધિવિસ્તારની ગૌશાળા ગામડાની નણ કન્યાઓ ગાયો દોડી રહી હતી વાસણોમા દૂધની સેરો પડતી હતી તેનો અવાજ સભળાતો હતો બબ્બે ફીટની પૂતળીઓ જેવડી આ કન્યાઓએ સામસામા અચકામ ચકા સાથે નાટકનું વસ્તુ રજૂ કર્યું મોના લટકા, કામ તરફ નજર, ભાંભરવુ–એ સર્વનુ નીચેથી સચાલન કરનાર ગુપ્ત સૂત્રધારો હતા, પણ ખબર પડે નહિ કે આ અભિનયો કોઇના દોર પગ બધાયેલા છે દૂરબીનમાથી જોતા દરેક પૂતળી જાણે પોતાનો વિચાર અને ભાવ લઇ કામ કરતી હતી નાટકનુ નામ હતુ He loves me or loves me not? ?' ('એ મને ચાહે છે કે ચાહતો નથી ?'')

શહેર અને ગામડાના જીવન વચ્ચે મેળ સાધતુ આ નાટક નાટ્યલેખનનો એક સુન્દર નમૂનો છે પણ ખરી મઝા તો એ હતી કે એક ખરા નાટક જેટલી નેપથ્યરચનાની સજાવટ, પ્રકાશની અજબ યોજના, દિવસ, રાત, પ્રભાત વગેરેના ચમકારી દૃશ્યો, આગગાડીનું ઊપડવુ, ચાલતી ગાડીનો દેખાવ અને છેવટે એ ગાડી દૂર દૂર જતી દેખાડની "પર્સપેક્ટિવ" તેમજ સીનેમાનો ઉપયોગ, પાત્રોના ભાવાત્મક અને હાસ્યાત્મક અભિનયો, અવાજોની લહરી–એ બધુ કોઈ પણ રીતે ખરા પાત્રોથી ઊતરતુ નહોતુ એ નાનકડા ચોકના પાછળ નીચેથી પાત્રોના બોલ કાઢતા અને અભિનયોની હડફેટ કરતા કલાકારો કેટલા ચતુર અને દક્ષ હશે ? નાટક પૂરૂ થતા જ એ બધા પોતાના પાત્રોના ઢીગલા હાથમા લઇ, બહાર આવી નમન કરતા ઊભા ત્યારે એ ગમકડાની

નિર્જીવતા છતી થઇ અમે અંદર જવા ઇચ્છા બતાવી ત્યારે જવાબ મળ્યો કે ' બીજા ખેલની શરૂઆત કરવાની છે અને સામાન એટલો ખડકેલો છે કે ચાલવાની જગ્યા નથી "

અમારી પ્રસન્નતાએ તે દિવસે અવધિ માણી આ કલાકારો સોવિયેટ જનતાના પોતાના સમાજની ભાવનાઓ, વ્યવહારો અને ઊર્મિઓને જે કલામય આકાર અને સંસ્કાર આપી રહ્યા છે એ વિચારતા તેમણે લીધેલો શ્રમ અને તેમણે કરેલો ખર્ચ સર્વથા સફળ લાગે છે

બીજે દિવસે સવારે અમે બધા ભારતીય રાજદૂતાવાસ (લીગેશન)માં ગયા અને ભારતના રાજદૂત શ્રી કે પી એસ. મેનનનો અવિધિસરનો પરિચય કર્યો ભારતીય દૂતાવાસનું મકાન ઝારના વખતના કોઈ મોટા અમીરે બંધાવેલુ હતું

શ્રી મેનન અને તેમના પત્ની સ્વભાવે ઘણા મિલનસાર અને સર્વતોમુખી રસ ધરાવતા દંપતી છે તેમની સાથે દૂતાવાસમા બીજા ત્રણ જો અને ભારતીય નોકરો પણ હતા શ્રી કૌલ કરીને એક પંજાબી તો સારૂ રશિયન બોલી જાણતા હતા

ભારતીય દૂતાવાસ આથી અમે મોસ્કોની લેનીન સ્ટેટ પબ્લીક




મોસ્કોની એક ઊમરીઓની હાઇસ્કૂલના પ્રિન્સિપાલ મિ. કારીકોવ

કોનો હતો "છોકરીઓની હાઇસ્કૂલ જુદી શા માટે?" એમ પૂછતાં તેમણે જણાવ્યું કે 'છોકરીઓના કેટલાક પ્રશ્નો છોકરાઓ કરતા જુદા છે એ કારણે હાઇસ્કૂલમાં તેમને અલગ શિક્ષણ આપવામાં આવે છે છોકરાઓએ ક્વાયત વધુ કરવાની હોય છે. ગામડામાં અને યુનિવર્સિટીમાં ભેગું શિક્ષણ છે, અમારામાંના ઘણાએ દાખીને તેનું કારણ પૂછતા જવાબ મળ્યો કે "એમા અમને સગવડતા લાગી છે." શીખવાના વિષયોમા અર્થવિજ્ઞાન, ભૂગોળ, ખગોળ, પરદેશી ભાષા, ભૂમિતિ, સાહિત્ય વગેરે હોય છે ચિત્ર, સંગીત અને હુન્નરના ખાસ વર્ગો હતા ઉપરાંત ગૃહસંચાલન, સફાઈ, 'રેડ ક્રોસ વર્ક' વગેરે ખરાં. તેની સાથે ૩૭૦૦૦ પુસ્તકો ધરાવતી સુરમ્ય વાચનાલયની કુશળ ગ્રંથપાલિકા છોકરીઓની ભીડને પહોંચી વળતી હતી. શિક્ષણના સાધનો અને ચોપડીઓ ખાસ દરે મળે એવી ત્યાં ગોઠવણ હતી. પાઠ્ય પુસ્તકો દર વર્ષે બદલવાનું કારણ નથી. ચોપડીઓ તો ઘણી જ સસ્તી મળે છે ઘણી જ ચોપડીઓ રશિયન ભાષામા હોય છે બીજા સોવિયેટ રાજ્યમા પણ ચોપડીઓ એ જ પુસ્તકો ચાલે છે એટલે સમગ્ર સોવિયેટ પ્રજાનું ચિંતન એકસરખું બને છે હમણાં મોસ્કોમા છોકરીઓની ૨૫ હાઇસ્કૂલો અને ૬ નાટ્યશાળાઓ ચાલે છે

શિક્ષકોના બાળકો માટે તેમજ લડાઈમા ગત થયેલા અને અશક્ત તેમજ પેન્શન પામેલા માબાપોના બાળકો માટે શિક્ષણમાં મફત જગાની માફી હોય છે આઠમી, નવમી અને દસમી શ્રેણીની ફી વાર્ષિક ૨૦૦ રુબલ સુધી હોય છે, પણ હવે તે પણ નીકળી જવાની છે

શિક્ષકોના પગાર ૧ થી ૪ શ્રેણી સુધી ૫૦૦ થી ૭૦૦ રુબલ સુધીના છે અને ૫ થી ૧૦ શ્રેણી સુધી ૭૫૦ થી ૯૫૦ રુબલ સુધીના છે અઠવાડિયાનું કામ ૧૮ કલાકનું ઠરાવેલું છે પણ વધારે કામ કરે તેને વધારાનો પગાર મળે છે આથી ઘણા શિક્ષકો દોઢો પગાર મેળવી શકે છે શિક્ષકોના સંઘ તેમના હિતોનો વિચાર કરે છે વર્ષમા તેમને

બે માસની રજા મળે છે રજા દરમિયાન તેમને માટેના ખાસ સેનેટોરિ-યમમાં જવાની સગવડ હોય છે વધુ અનુભવ કે લાયકી મેળવે તેમને માટે વધુ સારી નોકરી કે પગારવધારો નિશ્ચિત હોય છે

સોવિયેટ પ્રજાને શિક્ષણ આપવાનું કાર્ય અનેક રીતે અનેક સંસ્થાઓ કરી રહી છે તેનું સંપૂર્ણ અન્વેષણ અને અવલોકન કરવા માટે તો અન્ય દેશોના સેંકડો નિષ્ણાતો પણ ભાગ્યે જ પૂરા પડે છતાં જાણી લેવું જોઈએ કે સોવિયેટ ગણ્યોની ઉન્નતિ અને ઉત્કર્ષ પ્રજા શિક્ષણની એમની વિરાટ યોજનાઓને આભારી છે હવે પછીની મુલાકાતોથી તે આપણે વધારે સમજી શકીશું

તે રાત્રે "વોકસ" (Voks) નામે રશિયાની વ્યાપક સંસ્કાર સંસ્થાના ભવન પર અમને પ્રો. ગેરાસોવે કુદરતના બળોનો પ્રતિકાર કરવા વિજ્ઞાન અને સાધનબળોનો કેવો અજબ પ્રયોગ થઈ રહ્યો છે એ વિશે વ્યાખ્યાન આપ્યું રશિયાના નકશાઓ, પટો વગેરે પાસે રાખી તેમણે જણાવ્યું કે રશિયા પર કુદરતનો કારમો પંજો અનેક વિઘ્નો ઊભા કરે છે રશિયાના ઉત્તર પ્રદેશોમાં ખેતી માટે બે માસની ઋતુ જ શક્ય છે આનું કારણ એ છે કે ઉત્તર મહાસાગરના ઠંડા વાયરા બધી લીલોતરી સાફ કરી નાખે છે આ વાયરાના પ્રવાસમાર્ગો વિજ્ઞાનની રીતે ચોક્કસ શોધીને તેને રોકવા ઠંડીમાં ઊગતા અરૂ વૃક્ષોના મોટા અરણ્યો તૈયાર કરવાનું કામ એ પ્રજાએ શરૂ કરી દીધું છે અને પંદર વર્ષમાં વૃક્ષો પૂરતી ઊંચાઈએ પહોંચતા તેનાથી અનેક પ્રદેશનું હવામાન ગરમ થશે અને ખેતી માટે એક મહિનો વધારે મળશે, એટલે કે તે પ્રદેશના ઉત્પાદનમાં ૩૩ ટકા વધારો થશે અને ભવિષ્યની પ્રજા વધુ સુખ અને આબાદી પામશે. કુદરતના વિઘ્નો નિવારી લેવાની હામ બીડનારી પ્રજાના આત્મવિશ્વાસ અને ક્ષમતાનું આ સુન્દર દૃષ્ટાંત હતું

*એવી જ વિચારસિદ્ધિનું પાર પાડેલું દૃષ્ટાંત ડૉન અને વોલ્ગાના,* પ્રવાહોને જોડીને બાલ્ટિક સમુદ્રથી કાળા સમુદ્ર સુધીનો માર્ગ ખુલ્લો

લાયબ્રેરી' જેવા ગણા પંદર માળના આ મકાનનો વિશાળ ખંડેખ-
વાચનારાથી ભરેલો હતો. દરેક વાચનાર પાસે એક નાનું ટેબલ અને
છત્રવાળી વીજળી બત્તી હતી. અમારા ગાઈડે નિશાની કરી અમને મૌન
રાખવા સૂચના કરી. પછી અમને તે એક 'લિફ્ટ' આગળ લઈ ગયો.
છેવટના માળ પર એક ખાસ દીવાન ખંડમાં અમારી બેઠક ગોઠવી
અને ત્યાં લાયબ્રેરીના ડિરેક્ટરે આ પુસ્તકાલયનો સમગ્ર વિકાસક્રમ
સમજાવ્યો અને કેટલાય અમર ગ્રંથો બતાવ્યા. જમાનાઓ પહેલાના
ગ્રીસ અને રોમની ગ્રંથ-પોથીઓ અને યુરોપની પ્રથમ મુદ્રણો એ
સંગ્રહની અમૂલ્ય સમૃદ્ધિ હતા. પ્લીનીની મૂળ Natural Historyની
ચૌદમા સૈકામાં લખાયેલી હસ્તપ્રત જોઈ. પંદર કરોડ જેટલા પુસ્તકો
ઉપરાંત વર્તમાનપત્રો અને માસિકોની ફાઈલો અને બીજી જાહેર પબ્લીક
લાયબ્રેરીના દસ કરોડ જેટલા પુસ્તકોની સંખ્યા જગતમાં તેને મોટામાં
મોટું પુસ્તકાલય ઠરાવે છે. યુનાઈટેડ સ્ટેટ્સની 'કોંગ્રેસ લાયબ્રેરી' કરતા
[illegible] લોકો અહીં લાભ લે છે.

આ પુસ્તકાલય સવારના નવથી મધરાત સુધી ખુલ્લું રહે છે.
આટલી પ્રચંડ સંખ્યાની વ્યવસ્થા માટે મકાનની યોજના માટે અને
હવામાનના પ્રમાણ વગેરે માટે થતા ખર્ચની કલ્પના જ મુશ્કેલ છે.
એકી સાથે ૧૭૦૦ વાચનારા ત્યાં આવી ગમે તે વિભાગમાં વાચન કે
અધ્યયન કરે તેની કશી [illegible] નથી. જોઈતા પુસ્તકો માટે 'કાર્ડ
સિસ્ટમ' છે અને દરેક વિભાગનો અધિકારી કાર્ડ મળતા બાજુની એક
બારીમાંથી ચાલતી દેખાતી યાંત્રિક વૈજ્ઞાનિક પાવડીઓમાં નાખી દે છે.
વધુમાં વધુ વીસ મિનિટમાં માગેલું પુસ્તક બાજુના એક મોટા નળમાંથી
લપસી આવે છે. આ ન યંત્રકામ એક 'ચમત્કાર' જ લાગે. અનેક
માળો ચઢઊતર કરતી સાંકળો સાથે જડેલી નાની પેટીઓની ટ્રેનોની
ટ્રેનો અમે ચાલતી જોઈ. કોઈ ખૂબીથી તેના પરના નંબરો ખાચાઓ
તેને નિર્મિત વિભાગના પાટા પર છૂટી પાડી નાખે અને માળે માળે

વિભાગવાળાઓ પુસ્તકો સંભાળી લે એ જ પ્રમાણે પાછા આવેલા પુસ્તકો સ્વસ્થાને પહોંચી જાય આ બધું વર્ણનથી પૂરેપૂરું સમજી કે સમજાવી શકાય એમ નથી.

પુસ્તકાલયમાં નવી તરકીબો, યોજનાઓ વધ્યે જાય છે પ્રજાનો પુસ્તકોનો શોખ પણ અમર્યાદિત રીતે વિકાસ પામતો રહે છે દર વર્ષે અર્ધો લાખ પુસ્તકો વધ્યે જાય છે નવા મકાનોમાં પુસ્તકોના અને સાહિત્યના સ્થાયી પ્રદર્શનો થશે

આવી લાયબ્રેરીઓ રશિયાના બીજા રાજ્યો—તાશ્કંદ, તીબીલીસી, યેરેવાન વગેરે શહેરો—માં છે આ સેન્ટ્રલ લાયબ્રેરીમાં બાળકો માટેનો ખંડ જોયો તેમાં બાલમાનસપ્રવીણ એક લાયબ્રેરીઅન બાળકોને લાયક વાચન શોધી આપે, તેમના શોખ અને વૃત્તિની નોંધ રાખે અને પુસ્તકો વિશે તેમનો મત સમજી લે ત્યાં ચિત્રોના ગ્રંથો, નાનું સિનેમાગૃહ બાથરૂમ વગેરે સુન્દર સગવડો હતી

રશિયામાં કોઇ હૅસ્પીતાલ કે હાઇસ્કૂલની સાધારણ લાયબ્રેરી હોય તેમાં પણ સહેજે વીસથી પચીસ હજાર વીણેલા પુસ્તકો તો હોય જ કારખાનાઓની લાયબ્રેરીમાં એક લાખથી ઓછા પુસ્તકોવાળી કોઇ લાયબ્રેરી નહિ હોય આ સેન્ટ્રલ લાયબ્રેરીમાં ફરતા અમે ખરેખર થાકી ગયા

બપોરના ભોજન પછી તરત છોકરીઓની એક હાઇસ્કૂલ જોવા ઝડકો બહાર પડ્યો હાઇસ્કૂલના પ્રિન્સિપાલ ફીરીસોવ એક ઊંચા અને પડછંદ પુરુષ હતા માથા પર સન્યાસી જેવું મુંડન પણ પોશાકમાં કાળો સ્વચ્છ સૂટ અને નેકટાઈ હતા તેમનાકોટની ડાબી બાજુની રંગોની પટ્ટીથી તેઓ ખાસ માન પામેલા લાગતા હતા તેમણે અમને મુલાકાતખંડમાં બેસાડી અમારા પ્રશ્નોના ખુલાસા કર્યા. એ ખંડમાં એક છોકરીની છબી હતી. નાઝી યુદ્ધમાં ભોગ બનેલી "ઝોયા" આ શાળાની વિદ્યાર્થિની હતી. આ શાળાનું સંચાલન ૬૧ શિક્ષકો કરતા હતા મોટો ભાગ સ્ત્રીશિક્ષ

કરવાનું છે આમ થવાથી સમગ્ર દેશને ભૂમધ્યમાં આવવા આખો યુરોપ પાર કરી માર્નરેનના મારામાંથી આવવું પડતું તે બચી ગયું ઉપરાંત સ્થળે સ્થળે નહેર દોડીને, વીજળીક ઉત્પાદનકેન્દ્રો જન્માવીને, જંગલ અને રણો પલટાવીને ત્યાં બાગો, વાડીઓ અને કારખાનાની ઉદ્યોગ અને ઉત્પાદનની છોળ આણી આ આખી પરાક્રમકથા શરૂઆતના માંડીને ફિલ્મમાં ઉતારેલી તે અમને જોવા મળી એટલી ચીવટ અને ચાતુર્યાઈથી એ ફિલ્મ તૈયાર કરેલી છે કે આપણે સ્થળે સ્થળે હાજર હોઈએ એટલું ભાન તે ફિલ્મ થઈ જાય અમને કાન–વો ગાનો પહેલો બંધ જોવા મળ્યો ત્યારે આ જ્ઞાનનું મૂલ્ય સમજાયું વધુ હકીકત એ સ્થળની મુલાકાતના ઉલ્લેખ વખતે કરીશ

## સમાજ રચનાના પાયા

## [ ૬ ]

ડિસેમ્બરની ૩૦ મી ડિસેમ્બરે સવારે ડૉ ફીયતુના ખંડમાં મીટીંગ થઈ દરેક જણે પોતાની જોઈતી માહિતી માટે સગવડો માગી સૌની ઈચ્છા હતી કે મંડળીની સાથે એક પ્રેસ ફોટોગ્રાફર પણ રહે ગરમ હાથમોજા છતાં મારા કેમેરાથી ( કામ ન કરી શકું એવી ઠંડી હતી, એટલે આવી બહારની મદદ મને પણ જરૂરી લાગી. ૧૧ વાગ્યે સૌની સંમતિથી રેવે કામદારોની એક કંપની જોવાનું ઠર્યું દુભાષી મિત્રોએ તરત ટેલિફોનથી ગોઠવણ કરી દીધી અને અમારો રસાલો ઊપડયો એક મોટા મકાનના કમ્પાઉન્ડમાં દાખલ થયા બરફના ઢગલાથી બગીચો ઢંકાઈ ગયો હતો પણ મુલાકાતના ખંડમાં કેટલાક કુંડાઓમાં લીલ રોપ

હતા તુરત અમને મોટા ડૉકટર મળ્યા અને પોતાના ખડમા લઇ ગયા ત્યા બીજા ડૉકટરો પણ હતા ખડમા જગતના વિખ્યાત ડૉક્ટરો અને વજ્ઞાનિકોની છબીઓ હતી તેમા કઇ દાક્તરો ભેદભાવ નહોતો ખડની સજાવટ સમૃદ્ધ અને સ્વચ્છ હતી

ડૉક્ટરે ટૂકમા ઇસ્પીતાલની હકીકત કહી દીધા આ ઇસ્પીતાલ કેટલે કામદારો માટે જ ૧૯૪૮ મા બધાઇ હતી પણ એવી સેકડો ઇસ્પીતાલો મોસ્કોમા છે તેમા સ્ત્રી-ડૉક્ટરોની સખ્યા ૭૬૦ જેટલી છે એ ઇસ્પીતાલમા જ ૨૮૦ માણસોનો સ્ટાફ હતો, જેમા ૯૦ ટકા સ્ત્રીઓ હતી દર્દી એ ઇસ્પીતાલમા હોય તે દરમિયાન તેમને પૂરો દર માયો મળે છે કોઇ પણ માણસની બીમારીની ખબર જીલ્લાના ડૉકટરને કે ઇસ્પીતાલને પડે કે તરત ડાકટર અને નસો તેને ઘેર પહોચી જાય અને જરૂર લાગે તો દવાખાને લાવે અગર ત્યા ને ત્યા ઉપચાર કરે પણ તેમા દર્દીએ પાઇનો ખર્ચ આપવાનો નહિ વળી ડાક્ટર સર્ટીફીકેટ આપે તે દરદીને યુનિયનના ખર્ચે હવા ખાવાના સુન્દર અને આરોગ્યપૂર્ણ સ્થળે મોકલી દેવામા આવે આરોગ્ય અને ઉપચારની બાબતમા આ દેશને કોઈ પહોચે નહિ એમ લાગે છે

અમારે બધા વૉર્ડ જોવાની ઇચ્છા હતી એટલે એક ડાક્ટર સ ખ્યા બધ ચોખ્ખા ઝભ્ભા અને મોની બુકાનીઓ લઇ આવ્યા અને અમને એ સ્વાગમા જ દવાખાનામા ફરવાની રજા મળી શકે એમ જણાવ્યુ, કેમકે દર્દીઓમા નકામુ કુતૂહલ જાગવુ ન જોઇએ એવી તેમની માન્યતા હતી. દર્દીઓના ખડો સ્વચ્છ, પ્રકાશમાન અને મનોરજક હતા દરેક ખડમા એકાદ ફૂલકુદીની છબી કે નિસર્ગદશ્ય હતુ જ બહાર જ્યારે કુદરતે પોતાના શણગાર બરફમા છુપાવી દીધા હોય ત્યારે આ ચિત્રો કેવા આહ્લાદક બની શકે છે એ મને રશિયામા જ સમજાયુ. અને આ કારણે જ યુરોપના કલાકારોએ ફળો, ફૂલો અને નિસર્ગના દશ્યો પાછળ કળા વિકસાવી લાગે છે દરદીઓને તો આવા ચિત્રો

તેમની ગમગીની દૂર કરવામાં બહુ જ સાથ આપે છે. આપણી હૉસ્પીટાલોની ઓરડીઓની અને 'વેઇટીંગ રૂમ'ની શુષ્કતા ટાળવા આવો પ્રયોગ થવો જરૂરી છે. રસ અને આનંદ દર્દીઓ માટે આડકતરી રીતે ઉપચારની ગરજ સારે છે એ આપણા ડૉક્ટરો ક્યારે સમજશે?

અહીં દર્દીઓ માટે એક સરસ લાયબ્રેરી હતી અને નિષ્ણાત લાયબ્રેરીઅન બાઈ હતી. તે બધા ખંડોમાં દર્દીઓને પુસ્તકો, આલ્બમો અને 'સ્ટીરીયો પીક્ચર્સ' પહોંચાડે, તેમને માર્ગદર્શન આપે અને જેઓ ચોપાનિયાં કે ચોપડીઓ પકડી ન શકે તેમને સગવડવાળી ઘોડીઓ કે અભેરાઈઓ ગોઠવી આપે. વાચનખંડમાં સિનેમા બતાવવાની પણ ગોઠવણ હતી. કૉન્સર્ટ હૉલમાં સુંદર જમીઓ અને સંગીતની સગવડ હતી. સોવિયેટ પ્રજાની ઘણી સંસ્થાઓમાં ભીંત-વર્તમાનપત્રની પ્રથા છે તેવી અહીં પણ હતી. તેમાં દર્દીઓ અને સ્ટાફના માણસો લેખો, રમૂજી ચિત્રો, સમાચારો અને એક બીજાની મજાકો રજૂ કરે, ફરિયાદો પણ મૂકે. સંસ્થાને મદદ કરનાર કલાકાર આ વર્તમાનપત્રને સુંદર સુશોભનોમાં મઢીને ભીંત પર લગાડે. દર્દીઓના તેમજ નર્સોના રસોડા અને ભોજનખંડો જોયા. ત્યાં પણ તબિયત ભભકી ઊઠે એવી વાસ અને વ્યવસ્થા હતા.

દિવસ ઉઘાડવાળો હતો એટલે અહીંથી નીકળીને અમે યુનિવર્સિટીનું મકાન જોવા જવા માટે રસ્તો બદલ્યો. મૉસ્કોની જે નવી રચના થઈ રહી છે તેમાં આ યુનિવર્સિટીને મુખ્ય કેન્દ્ર બનાવી છે. મૉસ્કોની ઉત્તરે ઘણા માઈલો દૂર લેનિન ટેકરી પર તેનું ગગનચુંબી મકાન શહેરમાંથી પણ દેખી શકાય છે. એનું વિરાટ પ્રમાણ જોઈ હૈયું થંભી જાય પણ સપ્રમાણતા અને સ્થાપત્યની મનોહરતાને લઈને નેત્રને તો આનંદરૂપ લાગે છે. લગભગ ૭'૦ એકરના વિસ્તાર પર ૨૦ જુદા જુદા મકાનોનું બનેલું આ જ્ઞાનમંદિર છે! તેમાં અર્ધોઅર્ધ ભાગ તો મુખ્ય મહાલયોનો છે. તેની પ્રદક્ષિણા માત્ર કરવી હોય તો દોઢ માઈલનું ચક્કર

થાય ! તેના મધ્યવર્તી મિનારની ઉપલી ટોચે જે તારો છે તેનો ઘરીવ ૩૦ ફીટ થાય છે ! જમીનથી લગભગ ૮૦૦ ફીટની ઊચાઇએથી તે ચમકે છે

૩૫ મજલાનુ આ મકાન ભવે ફરીને પૂરેપૂરૂ જોવું અમારે માટે અશકય હતુ ૩૦૦૦ બેઠકોવાળો એનો મોટો સેનેટ હૉલ સોવિયેટ સમૃદ્ધિના પ્રતીક સમો છે ચાલીશ ફીટ ઊચા આગ્રસ્તંભો અને ટેકવેલી છત અને અદરના પ્રચડ, સુન્દર વીજળિક ઝુમ્મરો, બારીઓના કાચ પગ્નુ અને ભીત પગ્નુ ચિત્રકામ તથા નકશીકામ તેમજ પરસાળમાં મૂકાયેના જગતના મહાન વિદ્વાનો, વિજ્ઞાનીઓ અને કવિઓના મેકડો અર્ધશિલ્પચિત્રો પ્રજાની વિદ્યાપ્રીતિના સગીત મરખા છે ઉપર–નિચેના વ્યહવાર માટે જબરી તાકાતવાળી વીજળિક લિફ્ટો હતી તેમા કેટલીક લોકલ ટ્રેનની પેઠે દરેક માળ માટે તો કેટલીક ટ્રેનની જેમ ૫, ૧૦, ૧૫ એમ નબરો પકડતી જાય અમે ૫દમે મજલે પહોચ્યા ત્યારે લીફ્ટમા નબરો સિનેફિલ્મની પેઠે ઝમકતા બદલાતા હતા મકાન હજી તો બનતુ હતુ તૈયાર થયેના ખડોમા વર્ગો શરૂ થઈ ગયા હતા. અમે કેમિસ્ટ્રીના પ્રોફેસરના ખડમા જઈ બેઠા અને ત્યા તેમની કેવી સગવડો છે તે જોયુ વ્યાખ્યાનખડ તથા પુસ્તકાલય જોયા પ્રોફેસર પોતે શાતિ સમિતિના સભ્ય હતા આખી યુનિવર્સિટીમા ૧૫૦થી ૬૦૦ સુધી બેઠકો ધરાવતા ૨૩ વ્યાખ્યાનગૃહો હતા "ગ્રૂપ સ્ટડી" માટે ૧૨૫ વિશાળ ખડો હતા અને ૭૦૦ પ્રયોગશાળાઓ હતી, જેમા જીવશાસ્ત્ર, પદાર્થવિદ્યા, રસાયણ, ગણિત, ભૂગોળ, ભૂસ્તરવિદ્યા વગેરે વિભાગોના પ્રત્યેક વિદ્યાર્થી માટે કામ કરવાની પૂરતી સગવડો હતી ૧૨ લાખ જેટલા પુસ્તકોમાંથી ગમે તે પુસ્તક વીજળિક યત્રની મદદથી મકાનના ગમે તે ભાગમા થોડીક જ મિનિટોમા પહોચે એવી રચના કરી હતી. મકાનનો એકએક ખડ જોવા નીકળીએ તો ૯૫ માઇલનો પ્રવાસ કરવો પડે એમ હતુ !

આ યુનિવર્સિટીમા એકલી ગોખણપટ્ટીની વાત નથી. કસરતો, મેદાનની રમતો, તરવાના હોજ, ૧૦૦ બેઠકોવાળો રજનમહેલ વગેરે

સમૃદ્ધિપૂર્ણ રચના છે યુનિવર્સિટીના અર્વાચીન મકાનો અને મહેમાનો ત્યાં પોતાના નાટ્ય અને સંગીતના કાર્યક્રમો રજૂ કરે છે

બે બાજુએ વિદ્યાર્થીઓ, અનુસ્નાતક તથા શિક્ષણવર્ગ માટે નિવાસગૃહો છે ૬૦૦૦ વિદ્યાર્થીઓ અને ૭૫૦ પોસ્ટ ગ્રેજ્યુએટમાંના દરેકને જુદો વાસ અને પૂર્ણ સગવડો મળે એવો પ્રબંધ કરેલો છે

આ ભવ્ય વિદ્યાધામ કોઈ પ્રચંડ રાષ્ટ્રભાવનાની સ્વપ્નસિદ્ધિ છે પણ તેની પાછળ રહેલી જાગૃતિ, ઊંડું ચિંતન, કલ્પનાશક્તિ અને માનવીની શક્તિઓનો જે વિવિધ આવિષ્કાર છે તેનું માપ કાઢવું અશક્ય છે એ વિદ્યાધામ માત્ર સોવિયેટ જગતને જ નહિ પણ સમસ્ત વિશ્વને ઉપયોગી થાઓ!

ધીમે ધીમે જેમ કોઈ ભવ્ય નાટકના પ્રવેશોની જમાવટ થતી જાય એમ સોવિયેટ પ્રજાનું હાર્દ સમજવાની નવી તકો સાંપડતી ગઈ આ સમૃદ્ધિ અને વૈભવ મેળવવા માટે રશિયન પ્રજાએ કેટલું તપ કરી શિસ્તબદ્ધ પરિશ્રમ દ્વારા આર્થિક બળ મેળવ્યું હશે એ જાણવા અમે સૌ આતુર હતા અમે એ સાંજે લેબર યુનિયનની મુલાકાત લેવાનું નક્કી કર્યું

સાંજે અમે લેબર યુનિયનના મુખ્ય મથકે ગયા ત્યાં ઉપરના માળે તેમની સભાના ખંડમાં પ્રમુખ અને જુદા જુદા વિભાગોના ઉપપ્રમુખો અમારા સત્કાર માટે તૈયાર હતા અમને બેસાડ્યાં તે ટેબલોની રચના જાણવા જેવી છે ટેબલો એક હારમાં ન ગોઠવતાં એક બીજાને કાટખૂણે મૂક્યા હતા, જેથી દરેક બાજૂ એક ખૂણો પડે અને તેમાં દરેક જણની ખુરશી હતી. ટેબલો પર લખવાની નોટ બૂકો, ચ્હાના પ્યાલા, બિસ્કીટ અને સોડા-લેમનની બાટલીઓ તેમ જ ફૂલો મૂક્યાં હતાં

અમારે શું જાણવાની ઇચ્છા છે તે પ્રમુખે અમને પૂછ્યું ત્યારે અમે દરેક વિભાગની સામાન્ય માહિતી માગી તે પછી દરેક વિભાગના અધ્યક્ષે એક પછી એક સવિસ્તર માહિતી આપી. તેમાં કામદારોના

હક્કો, પગારો, આરોગ્ય, સંસ્કાર, ભવિષ્યની સગવડો વગેરે આઠ વિભાગોની ચર્ચા હતી એ પછી અમે પ્રશ્નો પૂછ્યા અને તેના તેમણે સંપૂર્ણ ખુલાસા આપ્યા અમારા પૈકીના જેઓ ઉદ્યોગધંધા સાથે જોડાયેલા હતા તેમણે ઘણા સૂચક અને ભેદક પ્રશ્નો કર્યા પણ તેમનું પૂરેપૂરું સમાધાન કરવામાં આવ્યું રાતના દોઢ વાગ્યા સુધી મુલાકાત લંબાઈ પણ સામા પક્ષે જરાય કંટાળો કે થાક દર્શાવ્યા નહોતા આ પ્રસંગની સામાન્ય હકીકતો આપણે જાણવી જરૂરી છે વિશેષ જાણવા માટે સિદ્ધાંતો સ્પષ્ટ કરનારા ગ્રંથોનો અભ્યાસ આવશ્યક છે

૧૯૧૭માં રશિયામાં ક્રાન્તિ થઈ તે પહેલાં લોકોની હાલત ભયંકર હતી રસ્તા પર ભૂખથી મરી ગયેલાઓનાં હાડપીંજર મળતાં સ્ત્રીઓની પવિત્રતાની કોઈ દરકાર કરતું નહિ ઉઘાડપગા કરોડો કંગાળ માનવીઓનો એ મુલક હતો ઝારના અમલદારોનો જેસીતમ ત્રાસ હતો એની સામે કામદારો, ખેડૂતો અને લશ્કરે બળવો કરી રાજસત્તા હાથ કરી યુરોપનાં શાહીવાદી રાજ્યોએ એ વેળા ઝારનો પક્ષ લઈ રશિયાની જાગૃતિ પર ન્હોર ભરવા માંડ્યા હતા અને તેની સંપૂર્ણ નાબૂદી કરવા સજ્જ થયા હતા તેમાંથી અલૌકિક આર્થિક સંપત્તિ અને ઉત્પાદનનો ઊંચો આંક એની મેળે આવી ન જ શકે પ્રજાસત્તાની સાથે સમાજની નવી રચના અને સાથે એક મહાન પક્ષે કરેલી અમાપ મહેનત અને શિસ્તબદ્ધ કાર્યોને એ બધું આભારી છે લેનિન અને સ્તાલીન તેમજ તેના અડીખમ સાથીદારોએ શાહીવાદના અને મૂડીવાદના સિદ્ધાંતોનું ખંડન કરી રાષ્ટ્રસંગઠન અને સમાજવ્યવસ્થાના જોર પર ત્યાંના નવા અર્થતંત્રથી તેમજ યોજનાબદ્ધ કાર્યપદ્ધતિથી કામદારો, ખેડૂતો અને બુદ્ધિમાનોના હાથમાં સંપૂર્ણ રાજસત્તાની લગામ મૂકી એટલું જ નહિ પરંતુ ઉત્પાદન કરવાના સર્વ અંગો અને સાધનોના અધિકાર તેમને સોંપ્યા

રશિયામાં વર્ગ, જાતિ કે રાષ્ટ્રીય પંથના ઝઘડા નથી એટલે

પ્રજામાં નૈતિક અને રાજકીય એકતા સ્થપાઈ છે, અને આનું કારણ તો રાજ્ય સૌની સહિયારી મિલ્કત બન્યું છે એ છે. ઉત્પાદન કરનારા બે મુખ્ય વર્ગો—કામદારો અને ખેડુતો—રાજ્ય મારફત ઉત્પાદનનાં સાધનો પર અંકુશ ધરાવે છે એટલે કોઈ કોઈના વિરોધમાં ઊભું રહેતું નથી.

સમાજની ઉન્નતિ માટે શ્રમ અને ઉત્પાદનનાં સાધનોમાં સર્જકતા સ્વાભાવિક રીતે નવી પદ્ધતિઓ અને સિદ્ધાંતોને જન્મ આપે છે. વિજ્ઞાન અને યંત્રજ્ઞાન દ્વારા પૂર્વે નહિ ધારેલાં એવાં સુફળો મેળવી શકાયાં છે, કારણ કે પ્રજાસત્તાક રાજ્યમાં કરોડો જનોની શ્રમપ્રવૃત્તિનું સંચાલન એક યોજના—સ્વરૂપે રાજ્ય અને પક્ષના નિયંત્રણ દ્વારા લોકો જ કરી રહ્યા છે.

તેથી આ સમાજલક્ષી અર્થતંત્રમાં સતત્ અને વેગવાન પ્રગતિને પહોંચી વળે એ પ્રમાણેનું ઉત્પાદન થઈ શકે છે, ધારેલી મુદત કરતાં પણ યોજનાઓ વહેલી પાર પડે છે અને માનવ ઇતિહાસમાં કદી જોવા નહિ મળેલી એવી અનેક જાતની રાષ્ટ્રીય પ્રગતિનો, સંપત્તિનો અને સંસ્કૃતિનો લાભ પ્રજાને મળી રહ્યો છે.

રશિયન સમાજમાં શ્રમકાર્ય એક સામાજિક સ્વરૂપ છે એટલે કે તમે તમારે પોતાને માટે અને સમાજને માટે કામ કરી રહ્યા છો અને નહિ કે કોઇની કોથળી છલકાવી દેવા. જે કંઇ તમે કરશો તે જનતાને જ અર્પણ થશે અને તેમાંથી સૌને માટે સુખ, આરામ અને આનંદની પ્રાપ્તિ થશે આ રીતે દરેક શ્રમકાર્યની યોજનામાં વ્યક્તિને અંગત ઉત્સાહ અને જુસ્સો રહે એવી પ્રણાલીઓ ઘડાઇ છે. એટલે કે પ્રત્યેક માણસ જે કામમાં હોય તેમાં પોતાનો સ્વાર્થ સમજે અને તે યોજનાને સફળ બનાવવા તેમાં ખર્ચનો, શ્રમનો અને સાધનનો બચાવ કરે. તો, તેનાં પોતાનાં હિતો સુધરે તે માટેનાં જાહેર હિતો પૂરતો શ્રમનો ફાળો બાદ જતા, જે કંઇ વધે તે પાછું એને પોતાને જ પ્રાપ્ત થાય એવી નીતિ ઘડવામાં આવી છે.

શ્રમિક સમાજને આર્થિક લાભો આપવા ઉપરાંત સંસ્કારધોરણ ઊંચુ લાવવા અનેક જાતના સંસ્કારકેન્દ્રો અને શિક્ષણકેન્દ્રો અસ્તિત્વમાં આવ્યા છે અને આ બધી પ્રવૃત્તિઓનુ સંચાલન સોવિયેટ રાજ્યમાં ટ્રેડ યુનિયન–કામદાર સંઘો દ્વારા થાય છે ત્યાં ૬૬ જેટલા ઔદ્યોગિક સંઘો છે, જેમાં કાપડવણાટવાળા, ખાણિયા, શિક્ષકો બધા આવી જાય છે દરેકની સ્થાનિક સમિતિઓ છે તેમાથી જે ડેપ્યુટેશન નિમાય છે તે "ઑલ યુનિયન કોંગ્રેસ" માં જાય છે દરમાયા, ભાવિ સંરક્ષણ, જોખમથી બચાવ, સંસ્કાર, કેળવણી વગેરે પ્રશ્નો પર ત્યાં જે નિર્ણયો થાય તે પ્રમાણે બધા યુનિયનો વર્તે છે સોવિયેટ રાજ્યબંધારણમાં એવી કલમ છે કે "રશિયાના સંઘરાજ્યના કોઇ પણ નાગરિકને કામ મળવાનો અધિકાર છે, એટલુ જ નહિ પણ તેને યોગ્ય કામ, નીમણૂક અને કામની જાત મુજબ બદલો મેળવવાનો પણ હક્ક છે '

"બેકારી" કોને કહેવાય એ સોવિયેટ પ્રજાને હવે યાદ પણ નથી રહ્યુ વીસ વર્ષ પહેલાનો આ પ્રશ્ન હવે તો ઊડી ગયો છે સાચી લોકસત્તા ત્યારે જ કહેવાય જ્યારે દરેકને કામ મેળવી આપવાની શરતનુ પાલન થાય એચ હાવર્ડની મુલાકાતમા સ્તાલીને કહ્યુ હતુ "બેકાર માણસ ભૂખ્યે પેટે જતો હોય અને તે કામ માગે તો કોઈ આપે નહિ એવા માણસને વ્યકિતસ્વાતંત્ર્યનો આનંદ મળતો હશે એવુ કલ્પી લેવાનુ પણ અઘરૂ લાગે છે શોષણનીતિ બંધ થાય, એક માણસ પર બીજાનો ત્રાસ ન હોય, બેકારી અને ગરીબી અદશ્ય થયા હોય અને આવતી કાલે કામ, નિવાસ કે રોટલો કોઇ ઝૂટવી લેવાનુ છે એવા ભયથી ઘેરાયેલો ન હોય ત્યાં જ વ્યકિતગત અને બીજી સ્વતંત્રતા શોભે."

સોવિયેટ સમાજ હાથ કે મગજના કાર્યકરોને કામો અપાવવા બાબત કાયદાથી બંધાયેલો છે તેમજ અન્યાયી રીતે તેમને દૂર કરવાની બાબતમાં પણ બચાવ કરે છે આ બધા અધિકારોનુ રક્ષણ દરેક

બાળકોના અને હિંદી બાળકોના ઉત્સાહમાં ફેર નહતો; માત્ર સાધનો અને સગવડોમાં જ મોટું અંતર હતું. કાતરથી તેઓ ફૂલો કોતરતાં હતાં, આલ્બમમાં પોતાને ગમતાં ચિત્રો ચોડતાં હતાં અને શિક્ષકની સાથે રહીને શણગાર અને શોભાના બીજાં કામોમાં રોકાયેલાં હતા. પ્રત્યેક બાળકના મુખ પર ઉત્સવનો ઉમંગ હતો. એમનો હસ્તઉદ્યોગનો ખંડ ખૂબ સુસજ્જિત લાગ્યો. એમના શિક્ષકમાં પણ ખૂબ જ ચતુરાઈ એને ઉમંગ જણાયાં. બાળકો કરવત પકડીને પાટિયાં કાપી શકે નહિ તેથી શિક્ષકે પોતાની અક્કલથી હીંચકા જેવી એક ઘોડી બનાવી, મથાળે પીંજારાની તાંત જેવી કામડી બાંધીને વચ્ચે "હૂક" નાખી, એક કરવતપટ્ટી નીચેના ટેબલમાં થઈને પસાર થતી રાખી, પગના પેડલ સાથે બાંધી દીધી હતી. આથી કોઈ પણ બાળક પાટિયું લઈને ટેબલ ઉપર કરવત પાસે મૂકીને પગ હલાવે એટલે કરવત ઊંચીનીચી થઈને પોતાનું કામ આપતી. આ રીતે એ શિક્ષકે બહુ જ પ્રાથમિક અવસ્થાની કરામતનો ઉપયોગ શાળામાં કર્યો હતો પણ તે ઘણો જ સસ્તો પડયો હતો.


રશિયન સરકસમાંની એક કન્યા

અમને મળવાને બધાં બાળકો વચ્ચેના ખંડમાં ભેગાં થયાં. એક પછી એક અને સમૂહમાં તેમણે કવિતાઓ અને ગીતો સંભળાવ્યાં. અમારી મંડળીમાંથી ત્રણચાર ભાઈ બહેનોએ ભેગાં થઈને "સારી જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારા" એ ગીત સંભળાવ્યું; અને છેવટ લખનૌનાં માટીનાં રમકડાંની એક પેટી આપી.

તેમા નાની આકૃતિ રૂપે હિંદના જાતજાતના માનવીઓ હતા એ પેટી શિક્ષિકાએ બાળકોને બતાવી ત્યારે એમણે જે ખુશાલીનો પોકાર કર્યો તેણે અમારા મનને ભરી દીધુ ખૂબ હળીમળીને અમે હસતા હસતા વિદાય લીધી અને બહાર નીકળ્યા.

બપોરના ખાણા પર અમે વહેલા પહોચી ગયાં એટલે હોટેલના માણસો ભાત વગેરે ખાસ ચીજો આપી શકયા નહિ તેથી ઘણા ભાઇઓએ અમ્ગામણ બતાવી. પરદેશી પ્રજાને આપણી ટેવોની પૂરી સમજણ ન જ હોઇ શકે તે આપણે સમજી લેવુ જોઇએ તે વખતે અમારા દુભાષી મિત્રોમા એક જુવાનનો વધારો થયેલો મે જોયો. એણે વાળ બિલ્કુલ ઓળ્યા ન હતા વાળ જાણે ફુવારા પેઠે માથા પર ફેલાયેલા હતા પણ એનો નારંગી રંગ મને બહુ સરસ લાગ્યો તે દિવસે સુભાગ્યે મારી પાસે જ તે ખાણા પર બેઠો એને ડાબે હાથે અમારી મંડળીના દિનખુશ બહેન બેઠા હતા આ ભાઇએ પહેલેથી ભાગીતૂટી હિન્દુસ્તાનીમા વાતચીત કરી ત્યારે મને આશ્ચર્ય લાગ્યુ પછી સમજાયુ કે મોસ્કોના ભાષાવિદ્યાલયમા પોસ્ટ ગ્રેજ્યુએટ તરીકે તે હિંદી ભાષા શીખી રહ્યો હતો અને અમારા દિનખુશ બહેન તો અગ્રેજી પણ બોલી શકતા નહોતા એટલે તેમના "ગાઇડ તરીકે તેમની ભરતી કરવામા આવી હતી તેને પણ હિંદુસ્તાની ભાષાનો સીધો પ્રયોગ કરવાનો એક મોકો મળી ગયો તેથી તે બહુ ખુશી થયો હતો એ પરણેલો હતો અને પતિપત્ની જુદી જુદી સસ્થાઓમાથી પગાર મેળવતા હતા

બપોરે કશો કાર્યક્રમ નહોતો એટલે હુ અને શ્રી રમણલાલ દેસાઇ પથારીમા જ પડયા રહ્યા મોસ્કોમા અમે પહોચ્યા ત્યારથી જ ઇશ્વરભાઇ પટેલે પોતાના એક સબધીની પુત્રી મોસ્કોમા છે એ વાત કરેલી. અમને તે કેવી હાલતમા હશે, કેવા સ્વભાવવાળી હશે તેનો ખ્યાલ નહિ આવેલો ઇશ્વરભાઇનો ટેલિફોન આવ્યો કે "બહેન હોટેલમા આવી

પધાની "યુનિયન કમિટીઓ" કરે છે, જેમા દરેક માલસ મકળાયેલો હોય જ એ બધી જાતના ટ્રેડ યુનિયનોની કમિટીનુ મથક આ મોસ્કો ટ્રેડ યુનિયન છે અને તેમના પ્રતિનિધિઓ રાજ્યના અનેક વહીવટી તંત્રમા શામેલ થયા છે તેમની મારફત યુનિયનનો દરેક સભ્ય પોતાના હકો, ભથ્થા, સંરક્ષણ સત્કાર, ખાવણી, રંજન તમીમી મદદ અને ઉત્કર્ષના પ્રકારોના લાભ મેળવે છે, એ આપણે જ્યારે ઉદ્યોગકેન્દ્રો આગળ ઉપર જોઈશુ ત્યારે પ્રત્યક્ષ થશે

અમે ટ્રેડ યુનિયનની આફિસ છોડી ત્યારે દરેક જણને ટ્રેડ યુનિયનની પૂરી માહિતી આપતુ સચિત્ર સાહિત્ય અને લોકજીવનના સુન્દર ફોટોગ્રાફોનો પડો ભેટ મળ્યો હોટલે પહોંચ્યા ત્યારે લગભગ ૧૦ વાગ્યો હતો પણ હોટલમા તો રાતના બે વાગ્યા સુધી રાતનુ ભોજન ચાલુ હોય છે મે અને શ્રી રમણલાલ દેસાઈએ તબિયત ખાતર એ ભોજન જતુ કર્યુ

## રંજન કાર્યક્રમો

## [ ૭ ]

તા. ૩૧-૧૨-'૫૨ ને બુધવારની સવારે વખતસર ન્હા ધોઈ. બીજી બધી બાબતોમા પણ શરીરની સુખાકારી સારી લાગી નાસ્તા પછી મોસ્કોના શહેર વિસ્તાર બહારની એક અનાથાશ્રમ-બાળશાળા જોવાનુ ઠર્યુ હતુ આવી શાળાઓ ક્યારે સ્થપાયાની વાત જ્યારે ગ્રીમ જોવા અમે ગયા ત્યારે જાણવામા આવી હતી. તેથી આ કાર્યક્રમ યોજાયો હતો

અમે લગભગ અગિયાર વાગ્યે નીકળ્યા શહેરનો વિસ્તાર છોડી જરા દૂર જવાનું હતું ત્યાંના રસ્તાઓ શહેર જેવા સાફ નહોતા બરફના જામી ગએલા રસ્તાઓ વચ્ચે ગાડાના ચીલા પડ્યા હોય તેની ઉપર અમારી મોટર–બસ ઊંચીનીચી થતી જતી હતી એ તરફના મકાનો લાકડાના ઝૂપડાં જ હતાં અને તે બધા ઉપર સફેદ બરફના ઢગલા જામી ગયા હતા સમજો કે બધા ઉપર બરફના મોટા ગાદલા ઓઢાડી દીધા હતા. મકાન બહાર પડેલા વાહનો, ઘોડા, નીસરણીઓ–એ બધું જાણે ચાસણીમાં બોળી કાઢ્યું હોય એમ એમની ઉપર બરફના લસકા અને ગઠ્ઠા ચોંટેલા ક્યાંક ક્યાંક ઠેકાણે તો વાહનને રસ્તા પર લાવવાને એના હાંકનારા બરફ ખોદીને રસ્તો કરતા હતા બરફ ઉપાડીને દૂર લઈ જવાની એટલામાં કોઈ ગોઠવણ જણાતી નહોતી

બરફને કારણે અમારી ગાડી શાળાના કમ્પાઉન્ડની બહાર ઊભેલી એટલે અમે બધા કમ્પાઉન્ડ વટાવીને શાળામાં દાખલ થતાં ત્યાં સુધીમાં તો ટાઢાબોળ થઈ ગયા અંદર તો સરસ ગરમી હતી અમારે અમારા ઓવરકોટ દૂર મૂકવા પડ્યા

ત્યાં પચોતેર બાળકો માટે રહેવાખાવાની ગોઠવણ હતી મુખ્યત્વે જેમનાં માબાપ લડાઈમાં મરી ગયા હોય કે અન્ય કારણે જે બાળકો અનાથ બન્યા હોય તેવા બાળકો માટે ત્યાં રાજ્ય તરફથી સરસમાં સરસ માવજત અને ગોઠવણ હતી ખૂબ સ્વચ્છતા અને સુખાકારીમાં ખીલતા એ ભૂલકાં કોઈને પણ વહાલા લાગે એવા હતા એમની જોડે ભણવા માટે પાડોશના બીજા છોકરાઓ પણ આવતા જેમનાં માબાપો વધારે સાચવી ન શકે તેવા હોય તેમના છોકરા પણ ત્યાં હતા. અમે બાળકોને ખૂબ આનંદી અને સ્વતંત્ર જોયા તેમણે પોતાની ચોપડીઓ બતાવી

એક ખંડમાં બાળકો નાતાલનું ઝાડ અને તે પર ચોડવા માટે કાતરેલા ચિત્રો તૈયાર કરતા હતા. એમને જોઈને અમને લાગ્યું કે એ

પહોંચ્યાં છે અને તમને તેમજ શ્રી. રમણલાલ દેસાઈને તો સારી રીતે ઓળખે છે, એટલું જ નહિ પણ અગાઉ અમદાવાદમાં જ્યારે ક્લક-ત્તાનું "સંસ્કાર મંડળ" આવેલું ત્યારે તે તેમના પતિ શ્રીયુત રોય સાથે તમારે ઘેર પણ આવી ગયેલ છે. આપણે બધાંએ અત્યારે તેમને ઘેર રહેવા માટે જવાનું છે."

હું તુરત ઇશ્વરભાઈની રૂમમાં ગયો. ત્યારે એ બહેન ત્યાં બેઠાં હતાં. તેમણે તો મારાં બહેનની, મારા કુટુમ્બની બધાંની ઓળખાણ આપી, અને જાણે કે કુટુમ્બનું કોઈ માણસ મળ્યું હોય એવો સમભાવ બતાવ્યો. તે પછી અમે શ્રી. રમણલાલ દેસાઈને મળ્યાં. આ દમ્પતી મોસ્કોમાં પાંચ વર્ષથી સુખરૂપ નાગરિક જીવન ગુજારતાં જાણીને શ્રી. રમણલાલભાઈને સાનંદાશ્ચર્ય થયું. તેમણે એ બહેન વિશેની હકીકત લખી નાખવાનો નિશ્ચય કર્યો અને એ વાત "નવચેતન"ના જૂન ૧૯૫૩ ના 'નવલિકા અંક'માં "ગુજ-રાતની બહાદુર પુત્રી કીર્તિ" એ શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થઈ છે. આથી એ બહેનની જીવનકથા વિશે હું વધારે નહિ લખું.



રશિયન સરકસમાં રીંછ સાથે ખેલનો સરકસનો એક ખેલાડી

તેમને ઘેર જવાને અમે તૈયાર થઈ ગયાં. એટલે "પીસ કમીટી" એ અમને એક સ્વતંત્ર મોટર આપી. તેમાં બેસી હું, રમણભાઈ, વિનુ-ભાઈ શાહ ને ઇશ્વરભાઇ પટેલ એ દમ્પતી સાથે તેમના નિવાસે ગયા. મોસ્કોમાં પરદેશીઓને તેમની ઇચ્છા પ્રમાણે ફરવા દેવામાં

આવતા નથી એ વાતનો વટસ્ફોટ આમ પહેલી જ વાર થયો તેમને એક નાનો પુત્ર હતો અને પતિપત્ની બન્ને મોસ્કો રેડિયોના હિંદી વિભાગમાં કામ કરતા હતાં, અને રેડિયો યુનિયનમાં જોડાયેલા હોવાથી કાર્યકરો માટે તૈયાર થયેલા નવા મકાનમાં તેમને ત્રણ ખંડવાળો એક "ફ્લેટ" મળ્યો હતો ૩૦૦ કુટુમ્બો વસી શકે એવું ૧૧૦ દિવસમાં તૈયાર થયેલ એ મકાન એ વખતે અમે અંદરથી જોયું ત્યારે તેમાં કેટલી સગવડો છે તેનો ખ્યાલ આવ્યો તેમના બાળકનું નામ અજય હતું સોવિયેટ રાજ્યમાં હિંદી માતાપિતાને ત્યાં જન્મેલું એ પહેલું જ સંતાન હતું આ દમ્પતીએ સોવિયેટ યુનિયનની નોકરી સ્વીકાર્યા છતાં ભારતીય નાગરિકત્વ ત્યજ્યું નથી તેમને સારો પગાર મળે છે ઉપરાંત શ્રીયુત કંઈ તો ઘણી વાર ગીતો રચે છે અને નવા નવા પ્રોગ્રામો આપે છે એ બન્ને એમને વધારાનો પુરસ્કાર પણ મળે છે આમ પતિપત્ની મહીને સારુ કમાય છે અને થોડુંક બચાવી પણ શકયા છે આધારણ રીતે સોવિયેટ તંત્રમાં કોઈને નોકર રાખવાની પરવાનગી હોતી નથી, પણ આ દમ્પતી નોકરી કરે છે અને તેમને બાળક છે, તેમને સંભાળવા માટે એક મોંગોલિયન કન્યા તેમની સાથે રહેતી હતી તેમણે જણાવ્યું કે એ ચાકરડી સાથેનો બધો વ્યવહાર એક કુટુમ્બીજન સરખો ગણવો એ તેમનો ધર્મ લેખાય છે, એટલું જ નહિ પણ પગારનું ધોરણ પણ મજૂરના યુનિયન પ્રમાણે રાખવું પડે છે તેમનો પુત્ર એ કન્યા સાથે ખૂબ જ હળી ગયેલો લાગ્યો મોસ્કોમાં અભ્યાસ કરવા આવતી કેટલીક કન્યાઓ પણ પરવાનગી મેળવી આવી રીતે ઘણા કુટુમ્બોમાં નોકરી મેળવી શકે છે પણ તેમને ભણવાનો કે શીખવાનો ઉદ્દેશ પાર પડતા એમને એ નોકરીમાંથી મુક્ત થવું પડે છે

અમે તે દિવસની સાંજનો લગભગ દોઢેક કલાક ત્યાં ગુજાર્યો તેમની પાસેથી સોવિયેટ રાજ્યની સારીખોટી અનેક વાતોની અમે પરીક્ષા કરી જોઈ અને અમને તો તેમના કહેવા પ્રમાણે ટ્રેડ યુનિયનો

ખરેખરી લોકસંસ્થાઓ છે એમ લાગ્યું.

રાત્રે આઠ વાગ્યે અમારે મોસ્કોના એક સરકસ થિયેટરમાં જવાનું હતું એટલે વાતો અધૂરી રાખી અમે નીકળ્યા.

હોટેલ પર પહોંચ્યા ત્યારે અમે જાણ્યું કે બધાં નીકળી ગયાં હતાં, પણ અમારે માટે એક દુભાષી બહેનને મૂકી ગયાં હતાં. તેમની સાથે અમે સરકસ પર ગયાં. ત્યાં પ્રવેશદ્વાર પાસે અમારી મંડળી રાહ જોઈને ઊભી હતી.

સરકસને માટે પાકું બાંધેલું મકાન અમે પહેલી જ વાર જોયું.



રશિયન સરકસના જુદા જુદા ખેલો



બાળકો માટે નાતાલની ભેટ
લઇ જતા દાદા,
"સાન્ટા ક્લોઝ"

એનું કારણ એ હોઈ શકે કે બરફ વરસાવતી લાંબી ઋતુ દરમિયાન સરકસનું કાર્ય અટકાયત વગર ચાલુ રહે અને સરકસના પ્રાણીઓને હવાના આઘાત પ્રત્યાઘાત ભોગવવા ન પડે. એ મકાન અંદરથી ચારે તરફ, સ્ટેડિયમ જેવા ઊચાં પગથિયાવાળુ પણ વચ્ચે કોઇ પણ સરકસ જેવા જ ગોળાકાર ભોતળવાળુ હતુ. માત્ર પ્રવેશના દ્વાર આગળ ઊચી શોભાયમાન કમાન અને ઉપર સુદર ગેલેરી અને પાછળ એક પડદો હતો. પાત્રોના આગમનની ખબર આપનારો નિર્દેશક (એના ઉન્સર) ત્યા ઊભો હતો. એની બરોબર સામેના દરવાજા ઉપરની ગેલેરીમા વાદ્યવૃંદ (ઓરકેસ્ટ્રા) હતુ. ચોમેર ગેલરીઓ ગોઠવાયલી હતી. અદર દિવસ જેવુ જ અજવાળુ લાગતુ હતુ એ ઉપરાત ઉપરનીચે ચારે તરફ રગબેરગી કિરણદીપો (ફ્લડલિગ લેમ્પ્સ) પણ ગોઠવેલા હતા.

વખત થતા ઘટડી વાગી અને ક્ષણ વાર અધારુ થયુ પાછી તુરત રોશની થઈ અને જોયુ તો બધા જ નટો પ્રવેશદ્વાર આગળ ગોઠવાઇ ગયા હતા. બ્યૂગલોવાળાની એક ટુકડી વચ્ચોવચ્ચ આવીને ઊભી. ગેલેરીમા ઊભેલાં એક પાત્રે એ સૌને નાતાલની અને નવા વર્ષની બુલંદ

પર લઇ ગયો. બીજી વાર નીચે આવીને તેણે ગોળા ઉપર સમતોલન કરી એક નટીને પોતાના ખભા ઉપર ચઢાવી દીધી. એ નટીએ તેના માથા પર પગ રાખીને અનેક પ્રકારના અંગભંગ કરી બતાવ્યા; એટલું જ નહિ પણ બે હાથે મોઢું પકડી આખું શરીર ઊંચે સીધું કરી બતાવ્યું. દરમિયાન નટના પગ પાટિયાના ચઢાણ ઉપર ગોળા ઉપરની તરફ રેડયે જતા હતા. આ પ્રકાર ખરેખર સરકસના કામનો એક ઉત્કૃષ્ટ નમૂનો હતો.

અમે સરકસમાંથી સાડા અગિયાર વાગ્યે પરવારીને "સ્તાલીન મજૂર સંસ્કાર કેન્દ્ર" (કલ્ચર પેલેસ) નો નવા વર્ષનો ઉત્સવ જોવા ગયા.

હજારો લોકોની વ્યવસ્થા માટે સર્જાયેલા એ મહાલયમાં તે દિવસે મેદનીનો પાર નહોતો. ઠેરઠેર મિજબાનીનાં ટેબલો ગોઠવાયાં હતાં. અમે એ મહાલયમાં જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ લોકો તાળીઓ પાડી ખૂબ આનંદ પ્રદર્શિત કરતા હતા.

મોટા હોલની એક ગેલેરીમાં અમારે માટે ટેબલો મુકાયાં. નાસ્તા, આસવો, પીણાં, ચોકલેટો, ફળો વગેરેના ગંજ ખડકાયા. નીચેના હોલમાં પણ લોકો નાસ્તાપાણી માણી રહ્યા હતા.

રાત્રે બાર વાગ્યે વર્ષ બદલાયું એટલે આખું મકાન હર્ષના પોકારોથી ગાજી ઊઠ્યું. આસવોની બાટલીઓ ફટોફટ ફૂટી અને લોકોએ એક બીજાને સલામતીના પ્યાલા ભરી ભરીને આપવા માંડયા. અમારા યજમાનોએ પણ અમારી સામે કેટલી યે બાટલીઓ ફોડી નાખી પણ અમારામાંથી અર્ધા ભાગને તો "ફ્રૂટ વૉટર" ની બાટલીઓ પાસે રાખીને આ હર્ષના ઉછાળા વખતે સલામતીના પૂરમાં તણાવું પડયું.

લગભગ પોણા કલાક સુધી મોમેરથી ગીતના સ્વરો, અતિથિઓ માટે સલામતીઓ અને મોન્ટેરથી સ્તાલીન માટે સલામતીઓ ચાલુ હતાં તે જોઇને અમે ત્યાંથી ઊપડયા. બહાર નીકળતાં પહેલાં યજમાનોએ અમને મજૂરોની ચર્ચાસભા બતાવી. ત્યાંના જેવી સુંદર સજાવટ અને

વ્યવસ્થા આપણા દેશના પ્રધાનોની ઑફિસમાં પણ નહિ હોય. મજૂરોનું થીએટર તે દિવસે ભરચક્ક હતું. પણ અમારે તે જોવું હતું એટલે યજમાન નેતાએ અંદર જઇને થોડાક માણસોને કાનમાં કંઇક કહ્યું કે તુરત તેઓ ઊભા થઈ ગયા અને અમારા દરેક જણ માટે જગ્યા કરી આપી.

નીચે રંગમંડપમાં એક સામાજિક નાટક ચાલતું હતું. બે હજાર પ્રેક્ષકો જરાયે અવાજ કર્યા વિના એટલી બધી શાંતિથી બેઠા હતા કે પહેલાં બહારથી અમે સમજી શક્યા નહિ કે તે એટલું ભરેલું હતું. નાટકની ભાષા જો કે અમે સમજી શકતા નહોતા પણ સમાજના પ્રશ્નો દર્શાવતું કોઇ નાટક હતું એમ લાગ્યું.

થોડી વાર ત્યાં બેસીને અમે બહાર નીકળ્યા ત્યારે બહારનાં ટોળાં વચ્ચેથી અનેક માણસો આવીને અમારી સાથે હાથ મિલાવતા, અમને ભેટતા અને હર્ષના પોકારો કરતા. માંડ માંડ અમે રસ્તો કરી બહાર નીકળ્યા અને અઢી વાગ્યે હોટલમાં દાખલ થયા તો ત્યાં પણ "ડાઇનીંગ રૂમ" માં મિજબાનીઓ ચાલતી હતી, બેન્ડ વાગતું હતું અને નવા વર્ષની વધાઈ તેમ જ હર્ષનાં પૂર ચોમેર ઊછળી રહ્યાં હતાં. હર્ષઘેલા એ લોકોને બરફની કે શિયાળાની ઠંડીની પરવા હોય એમ લાગ્યું નહિ. અમે તો હુંફાળી પથારીઓનું શરણ શોધવા પોતપોતાના-ખંડ તરફ જ ઊપડયા.

અવાજે વધાઇ આપી એટલે બ્યૂગલોએ એક સામટો નાદ કર્યો અને સામેની ગેલેરીમાંથી સંગીત ઊપડ્યું વચ્ચે વચ્ચે એ સંગીતમાં બ્યૂગલો વળતો પ્રતિનાદ કરતા હતા એટલામાં તો વિદૂષક લોકના પ્રવેશદ્વાર માંથી કૂદી આવ્યો તેણે નિરીક્ષકને પૂછ્યું "આ બધી શી ધાંધલ છે ?" જવાબ મળ્યો "તને ખબર નથી ? આજ ક્રિસ્ટમસ", "સાન્ટા ક્લોસ દાદા આવવાના છે ને આ બધી તેમના સ્વાગતની તૈયારીઓ છે"

થોડી વાર બ્યૂગલો ગાજી ઊઠ્યા અને પ્રવેશદ્વારની ગેલેરીમાં ધીરે ધીરે ક્રિસ્ટમસનું વૃક્ષ ઊગ્યું થયું

ફરી બ્યૂગલો વાગ્યા અને ઝાડ પર ને આસપાસ રંગબેરંગી દીવાઓ ને તોરણો ઝગમગી ઊઠ્યા. ઘુમ્મટની ઉપરના ભાગ વચ્ચે તો એક કાચનો ગોળો ફરવા લાગ્યો અને તેના ઉપર પડતી રોશનીથી આકાશ ફરતું હોય એવો દેખાવ થયો ફરી બ્યૂગલો વાગ્યા અને સડસડાટ કરતી, ચાર રીંછો જોડેલી "સ્લેજ" ગાડી દોડતી આવી અને વાગાદાર ખોતર પર આવીને ઊભી રહી અને તેમાંથી લાંબી દાઢી વાળા, ટામેટા જેવા નાકવાળા અને ભરાવદાર ધોળા ભવાંવાળા 'સાન્ટા ક્લોસ' દાદા ઊતરી પડ્યા

વિદૂષક સાથે રમૂજી વાતો કરી તેમણે પ્રેક્ષકોને ખૂબ હસાવ્યા.

છેવટે કહ્યું "જુઓ ! હવે શ્વેત પરી આવે છે !" તરત જ સફેદ ઘોડા પર શ્વેત રેશમી ઝભ્ભાવાળી, લાંબી ગૂંથેલી લટોવાળી એક સુંદર કન્યા આવી પહોંચી અને ઘોડા પરથી સીધી કૂદીને દાદાને બેઠી પડી. પછી તેણે પોતાનો ઝભ્ભો દૂર કરી, ઘોડા પર ઊભા રહી થોડાંક ચક્કર લગાવ્યાં. પછી એક બાજુ નાની સીટ પર દાદા સાથે પ્રેમથી વાત કરતી બેઠી. ત્યાં તો નિશાળમાંથી ચાલી આવતી હોય એવી એક બીજી છોકરી લોકોમાંથી નીકળી આવી. તેણે એક સીસોટી મારી એટલે પ્રવેશદ્વારમાંથી પાંચ છ નાના કૂતરા દોડી આવ્યા તેમની પાસે

તે છોકરીઓએ અનેક કસરતો કરાવી. પછી વિદ્યાંકે પૂછ્યું : 'હીંચકા નીચે આ જાળી શા માટે બાંધી છે?" અને પછી ચેનચાળા કરતો કરતો એ ઉપર ચઢી ગયો અને એ ચેની જાળીમાં પડ્યો પડ્યો રબરના દડાની જેમ દસ ફીટ જેટલો ઊંચે જતો હતો તેમ જ ગુલાંટો મારતો હતો. ત્યાં પાછળથી બીજા નટો આવ્યા તેમણે હીંચકા ઉપરનુ કામ અને જાળી પરથી પાછા ઊંચા ઊછળવાનુ કામ તદ્દન નવી રીતે કરી બતાવ્યું.

એ પછીના બધા પ્રોગ્રામો નવીન અને અજબ હતા

જાનવરોનુ કામ હિંદમા દેખાય છે તેથી વધુ ચઢિયાતુ ન હતું. એ પ્રદેશમાં રીંછ ભયંકર પ્રાણી ગણાય છે અને નાપાન કરતાં પણ દોઢ ઊંચુ રીંછ આ સરકસમા જોવામાં આવ્યુ. તેનો પાલક આખુ માથું તેના મોઢામા મૂકતો હતો ઉપરાંત તેની પાસે ઘણી અવરી કસરતો કરાવી શકતો, જેમકે ગળામા નગારૂ પહેરાવી તેને તાલબદ્ધ રીતે વગડાવવુ અને "બોલ ડેન્સ" ની પેઠે 'ડાન્સ' કરાવવો. રીંછના શરીર માટે આ કપરૂ કામ છે. આ સિવાય આઠ દસ સિંહોને એક-સાથે પાંજરામા લાવી કૂતરાની પેઠે જુદી જુદી બેઠકોએથી જુદી જુદી જાતના ઠેકડા મરાવવા વગેરે કામો જે આપણા હિંદી સરકસોમા સાધારણત નજરે પડે છે તેવા કામો પણ હતાં તેમા વિશેષ કરીને પાલક પોતાના મોં પર એક માંસનો ટુકડો મૂકીને સૂઈ ગયો અને એક ભયંકર સિંહણને ઇશારત કરતા તે નજીક આવી ને અતિશય સંભાળથી એ ટુકડો ચાટી ગઈ ત્યારે માનવીઓ પ્રાણી સાથે કેટલો વિશ્વાસ સંપાદન કરી શકે છે તેનો અજબ ખ્યાલ મળ્યો

નટોની કસરતોમા એક જ કાર્યક્રમે અમને નવીનતા અને આશ્ચર્યમા ગરકાવ કર્યાં હતા. લપસણી ઢબના એક પાટિયા પર લગભગ બે સવાબે ફીટના લાકડાના ગોળા ઉપર એક સ્નાયુબદ્ધ નટ ચઢી-ગયો અને પગના અજબ અંકુશથી એ ગોળાને પાટિયાના ચઢાણ

# માતૃપદની પ્રતિષ્ઠા

## [ ૮ ]

"We are glaring the trail to a radiant future for all mankind, that our life is growing ever richer and more joyous with each passing day, that we are rebuilding towns and villages, remaking climate and nature, creating new canals and seas all in the name of people's happiness, for women's rights, for children's happiness, **for peace.**"

"માનવમાત્રને માટે એક ઝળહળતા ભવિષ્યના પ્રગતિપથ પર અમે પ્રકાશ નાખી રહ્યા છીએ તે સાથે અમારું જીવન પ્રત્યેક નિર્ગમતા દિવસે વધુ ને વધુ સમૃદ્ધિપૂર્ણ અને આનંદપૂર્ણ બનતું જાય, નવા નગરો અને ગામડાં પુનર્નિર્માણ પામે, હવામાન અને પ્રકૃતિ અમારે હાથે નવું સ્વરૂપ ધરે તેમજ નવા જળપ્રવાહો અને સરોવરો સરજાય, એ બધું માનવ સમસ્ત પ્રજાના કલ્યાણ માટે—સ્ત્રીઓના અધિકારો માટે—બાળકની સુખાકારી માટે—**શાંતિની સિદ્ધિ માટે.**" (રશિયન ઉક્તિ)

કાયદા સમક્ષ અને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં નારી જાતિની સમાનતા સ્થાપવાનું કાર્ય લેનિન અને સ્તાલીનના સાથીઓએ સંપૂર્ણત પાર ઉતાર્યું છે તેમાં સમાજના ઉત્પાદનક્ષેત્રોમાં સક્રિય ભાગીદારી પ્રાપ્ત થઈ છે તેથી તેઓ ખરેખરી સ્વતંત્રતા અને આર્થિક સ્વાધીનતા મેળવી શક્યાં છે, એ અમારા મંડળના બે પ્રતિનિધિઓએ લીધેલી એક મુલાકાતથી સમજાશે. તેમની આખી નોંધ અહીં ઉતારી છે

"અમારા ભારતીય પ્રતિનિધિમંડળમાં ચાર–પાંચ સન્નારીઓ હતી. તેમણે મોસ્કો શહેરના નામદાર પંચના ડેપ્યુટી મેડમ નીના અફનાસીવાની મુલાકાત લીધી તે વખતે વિયેના શાંતિ પરિષદ પછી સામાન્ય વર્ગના લોકો સામે આવી પડેલી મહત્વની ફરજો વિશે ચર્ચા થઇ. આ પ્રસંગે સ્ત્રીઓને સહજ પ્રિય એવો બાળકોનો વિષય નીકળ્યો.

તે વખતે મેડમ અફનાસીવાને સરકાર તરફથી દસ છોકરાંની માતા હોવાનો ચન્દ્રક મળેલો જોઇ ભારતીય સન્નારીઓ આશ્ચર્ય પૂછવા લાગી, કેમકે શ્રીમતી માલતીબાઈ બેડેકર તો પૂનામાં કુટુંબનિયોજન માટે ઝુંબેશ ચલાવતા હતાં. એમણે જ પૂછ્યું "આમ બાળકોના મોટા કુટુંબને સાચવવા જતાં જાહેર કાર્યોમાં સક્રિય ભાગ લેવાનું શક્ય બને ખરું ?"

મેડમ અફનાસીવાને ભારતીય નારીનું જીવન કેટલું કષ્ટપૂર્ણ હોય છે તેની ખબર હોય એમ લાગ્યું. એટલે માલતીબાઈની ઈંતેજારીથી પ્રેરાઇને તેમણે પોતાની સુખપૂર્ણ ઉન્નતિની વાત કરી. "૧૯૪૮ માં મને 'ક્રેમલીન' કચેરીનું આમંત્રણ મળ્યું અને જે હૉલમાં રાજ્યનાં ઉત્તમોત્તમ કાર્યોનો અમલ થાય છે તે જગ્યાએ વીર માતાનો ખિતાબ અપાયો. આ કદરદાનીની મારા મન પર ઊંડી છાપ પડી અને મેં તે જ વખતે થોડું બોલવાની રજા માગી. સર્વ પત્નીઓવતી મેં અમારા બાળકોને સુખી કરનાર અને તેમને માટે પ્રકાશમાન ભાવિ સર્જાવનાર મહાન સ્તાલીનનો આભાર માન્યો હતો.

"મારા પતિ એક ઇજનેર છે અને ઠીક કમાય છે. પણ અમે બેઉ પરસ્પર મદદ વગર બધા બાળકોને મોટા કરી શકત નહિ. જ મુદ્દાની વાત એ છે કે તેમને ઉછેરવામાં અમને ઘણી સરકારી મદદ મળી છે. બાળકોને જરૂરની ઘણી ચીજવસ્તુઓ માબાપોને સરકાર તરફથી મફત મળી રહે છે દાખલા તરીકે "પોલી ક્લિનિક" માં બાળકોની દાક્તરી સારવાર અને ચિકિત્સા માટે કશો જ ખર્ચ આપવો

પડતો નથી. સ્કૂલમાં ભણતર મફત છે તે જ પ્રમાણે સ્ટેડિયમમાં, પુસ્તકાલયોમાં અને "પાયોનિયર પૅલેસ" (વિકાસ મંદિરો)માં પણ ફી નથી.



ડેલીગેશનમાં અમારી સાથે આવેલી ભારતીય સન્નારીઓએ "એન્ટી-ફેસિસ્ટ સોવિયેટ નારીસંઘ"ના મોસ્કો કામદાર સમાજના સ્ત્રી-ડેપ્યુટી મેડમ નીના અફનાસીવાની મુલાકાત લીધી હતી ડાબી બાજુથી (૧) મરાઠી લેખિકા શ્રી માલતીબાઈ બેડેકર (૨) શ્રી. અમૃત પ્રીતમ, જે એક ગૃહિણી છે અને "શાંતિ" અરજી પર એકલે હાથે ૧૦૦૦૦ સહીઓ લાવ્યા હતા (૩) પશ્ચિમ બંગાળના સ્ત્રી-નેતા શ્રી. ગીતા મલ્લિક (૪) દિલ્હીના બાલકેન્દ્રના અધિષ્ઠાત્રી શ્રી હાજરા બેગમ (૫) દસ બાળકોની આદર્શ રશિયન માતા નીના અફનાસીવા

ઉનાળા વખતે શહેર બહાર પર્વતી કેમ્પોમાં અથવા આરોગ્યધામોમાં બાળકોને મોકલવા માટે અમને અર્ધા ભાવ અને ઘણી વાર તો મફત પાસ મળે છે.

મોટા કુટુમ્બની માતા તરીકે મને રાજ્ય તરફથી રકમ મળે છે તેથી પણ મારો ટેકો મળી રહે છે. આજ સુધીમાં મારાં બાળકોની માવજત માટે સરકાર તરફથી કુલ ૩૦૦૦૦ રૂબલ મળી ચૂક્યા છે. બીજી તરફ દેશમા ચીજોના ભાવ ઊતરતા જાય છે તેથી પણ દર વરસે જીવનધોરણ સસ્તું થતુ જાય છે.

અમારી માતૃભૂમિએ માતાએ માટે ભારે દિલસોજી અને દરકાર બતાવ્યાં છે. મારું દસમું બાળક અવતરવાનુ હતું ત્યારે અમે તેને માટે કેટલા બધા ભાવથી અને વ્હાલથી વાટ જોતાં હતાં તે હજી ય મને યાદ છે. નવા આગંતુક માટે પારણું કયાં રાખવું તેનો અમારે વેંત કરવો પડયો અને અમારાં જે છોકરાંઓ નિશાળે જતાં હતાં તેમને કયારે તેને રમાડવા આપવું તેનો વિચાર પણ અમે કરતાં હતા

પણ એક દિવસ નિયમિત તપાસ દરમિયાન મને ડૉકટરે ચિંતાથી કહ્યુ - "નીનાબાઇ, માતૃપદ બહુ જોખમી છે. આ વખતે કદાચ નિષ્ફળતા મળે તમારૂ હૃદય જુદી ચાલ બતાવ છે"

ગમે તે જોખમે મે મારા બાળકને સાચવી લેવાનો નિશ્ચય કર્યો અને તેમા મારા પતિનો ટેકો મળ્યો. જીલ્લાના પોલી ક્લીનીક ખાતાના ડૉકટરો અને સ્ત્રીઓના કેન્દ્ર–ચિકિત્સકો મારી મુલાકાત નિયમિતપણે લેતા હતા ખાસ પ્રકારના ખોરાકને તેમજ સભાળ અને નિયમોને મારે ચુસ્તપણે વળગી રહેવું પડતુ હતુ. પ્રસુતિ પહેલાં બે મહિના અગાઉથી મારે પ્રસુતિગૃહમા જવું પડયું. આ બધી સાવચેતી અને માવજતથી મારી તબીયત પ્રસુતિ દરમિયાન પણ સચવાઇ રહી અને મારી બાળકી જગતમાં ઝૂલતી થઇ.

આખી સોવિયેટ સમાજવ્યવસ્થા મોટા, સુખી અને દૃઢ રીતે જોડાયેલા કુટુંબોના નિર્માણ માટે છે અને એ વ્યવસ્થાને લીધે જ દસ છોકરાંની હું એકલી માતા છતાં મારે ઘરમાં ગોંધાઈ રહેવું પડતું નથી. એક શાખાની માબાપોની કમીટીમાં હું સભ્ય થઈ છું. ઉત્ના ચૂંટણી સમિતિની પ્રવૃત્તિમાં ભાગ લઉં છું, મોસ્કો સોવિયેટ ડેપ્યુટી તરીકે તો હું બીજી વાર ચૂંટાઈ આવી છું. મારી જાહેર પ્રવૃત્તિઓથી મારી દૃષ્ટિમર્યાદાનો વિસ્તાર થયો છે અને તેમાંથી મારા બાળકોના યોગ્ય વિકાસ સાધવાનું સાચું ધોરણ મળે છે.

મારાં બાળકો સામે જોઉં છું ત્યારે આનંદ અને ગૌરવથી મારું હૈયું ઉભરાય છે. થોડા જ વખત પહેલાં મારી મોટી પુત્રીએ યોજના અને અર્થશાસ્ત્ર વિદ્યાલયમાં તેનો ડિપ્લોમા નિબંધ આપી દીધો છે. અભ્યાસને કારણે માતા બનવામાં તેને કંઈ અંતરાય નડયો નથી. એ જ પ્રમાણે તેનો પતિ એક "મિકેનિક" છે અને સાંજની કોલેજમાં અભ્યાસ કરે છે. એ બેઉ અમારી સુન્દર પૌત્રીને મોટી કરી રહ્યાં છે.

અમારી ધારણા પ્રમાણે અમારો પુત્ર સાશા કલાકાર થયો છે. સેન્ટ્રલ અને ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટયૂટમાં તે પાષાણ અને કાષ્ઠ શિલ્પમાં ખૂબ જ રસ લે છે. આર્સેની પોતાની મરજી પ્રમાણે ખલાસી બન્યો છે. આતનીના મને બધા નાના છોકરા ઉછેરવામાં મુખ્ય મદદગાર હતી. તે હવે મારી સૂચનાથી શિક્ષણશાસ્ત્ર તરફ વળી છે. તે ભણી અને પછી ડીગ્રી લઈને કિન્ડરગાર્ટન શિક્ષક બની. લોકો મને કહે છે "નીના અફનાસીવા! શું મજાનાં છે તમારાં છોકરાં! પણ એમાં આશ્ચર્ય શાનું? એ બધા અમારા મોટા સુખી કુટુંબમાં દુઃખ કે અછતના ભાન વિના ઉજ્જવળ ભવિષ્યની ખાતરી જોતાં જોતાં મોટાં થાય છે.'

આવી વાતો આ રશિયન સન્નારીએ ભારતીય નારીમંડળ આગળ વર્ણવી હતી. એ મંડળીમાંની એકે પૂછ્યું "પછીનાં નાનાં બાળકો શું કરે છે? ખાસ કરીને તમારી સૌથી નાની પુત્રી—તમારું દસમું બાળક?"

"જેઓ મોટા થયા છે તે બધા હજી શાળામાં જાય છે. એથી નાની ડીગ્રીઓ સાથે નીકળી છે આ બાળકો આગળ જતા શુ કરશે તે હુ કહી શકતી નથી પણ તેમની સામે જીવનનો પ્રકાશપૂર્ણ માર્ગ તો ખુલ્લો જ છે"

ઝારના સમયમા રશિયન ન હોય એવી પ્રજાની સ્ત્રીઓને નામ લેવા જેવા યે હક્કો નહોતા આજે તે ભેદો સદંતર દૂર થયા છે આજે કાઝાખસ્તાન કે યુક્રેન કે બીજા સોવિયેટ પ્રજાસત્તાકમા નાયબ પ્રેસીડેન્ટ, સુપ્રીમ કોર્ટના સભ્યો, વકીલો, ન્યાયાધિકારીઓ વગેરે હોદ્દા પર સ્ત્રીઓ છે તેઓ ડેપ્યુટીની ચૂંટણીમા ભાગ લે છે અને સુપ્રીમ સોવિયેટ (સોવિયેટ પાર્લમેન્ટ), જેમા રાજ્યની સત્તા ધરાવતી સર્વ સંસ્થાઓનો સમાવેશ થાય છે તેમા પુરુષોની બરોબર ઉમેદવારી કરી શકે છે આજે સઘળા યુનિયનો તરફથી તેમા ૨૮૦ સ્ત્રી-પ્રતિનિધિઓ બિરાજે છે! તેઓ સાધારણ કામદાર સ્ત્રીઓ છે તેમને જુદા જુદા કામદાર સંઘોએ ચૂંટી મોકલ્યા છે ૫૦ ટકા સ્ત્રીઓ તો ઉદ્યોગોમા રોકાયેલી છે વિદ્યાલયોના સ્નાતકોમા ૧૯૪૦ કરતા આજે સ્ત્રીઓની ત્રણગણી સંખ્યા છે ગયે વર્ષે ૨૦૭૦૦૦ સ્ત્રી-ડોક્ટરો રશિયામા હતી દસ લાખ જેટલી સ્ત્રીઓ અસંખ્ય આરોગ્ય સંસ્થાઓમા જોડાઈ ગઈ હતી આઠ લાખ જેટલી શિક્ષિત સ્ત્રીઓ "કલેક્ટિવ ફાર્મ"મા, એન્જીનિયરીંગમા, ગામડાઓની નવરચનામા, જાહેર શિક્ષણસંસ્થાઓમા કે આરોગ્યરક્ષક કેન્દ્રોમા માનચાંદ કે પદવી પામી છે આ વર્ષની શરૂઆતમા ૭૪૧ જેટલી સ્ત્રીઓને સ્તાલીન પારિતોષિક મળ્યા છે સ્તાલીન પારિતોષિક એટલે એક સુવર્ણ ચન્દ્રક અને એક લાખ રૂબલની રકમ. સંયુક્ત ખેતી ઉપર વિશેષ સિદ્ધિ મેળવનાર ૨૦૫૫ સ્ત્રીઓને "હીરોઇન ઓફ લેબર" એટલે કે "શ્રમિક વીરનારી"નુ મોટુ માન મળ્યુ છે અને કેટલીક સ્ત્રીઓની તો તેમના



પ્રયોગશાળામાં ખાતરના નમૂના તપાસતી યુવાન રશિયન કન્યા

વતનમાં જાહેર સ્થળોએ પ્રતિમાઓ પણ મંડાઇ છે.

ક્રાન્તિ પહેલાં એક ધોબીની છોકરી કોઇની મદદથી થોડું ભણી. તેની બીજી સ્ત્રી-મૈત્રિણીઓ રસ્તા પર સમારકામ કરતી. આ ધોબી-કન્યા માટે તેની માએ શ્રીમંતો પાસે પોતાની પુત્રીને આગળ ભણાવવા માટે મદદ માગી તો "એક નબાપી કન્યાને ભણવાની શી જરૂર છે? ભણ્યા વિના તે કપડાં ધોઇ શકશે," એવો ડંખનો જવાબ મળ્યો પણ એ ધોબીકન્યા લખે છે કે "મારે તો ડૉક્ટર થવું હતું. રશિયન ક્રાંતિએ મારે માટે વિશ્વવિદ્યાલયનાં દ્વાર ખોલી નાખ્યાં. સોવિયેટ રાજ્યમાં હું પહેલે જ વર્ષે મોસ્કો જઇને મેડિકલ કૉલેજમાં દાખલ થઇ શકી. દેશમાં તંગી, દુષ્કાળ અને આંતરવિગ્રહો હોવા છતાં રાજ્યને ખર્ચે અમે ભણી શક્યાં. ભણીને

હું મારા શહેરમાં આવી તે વખતે બાળકો માટેના ત્યાં પાંચ જ ડૉક્ટરો હતા. એ જ શહેરમાં આજે ૨૨૬ ડૉક્ટરો છે, જેમાં ૪૫ આત્ર બાળકોની સારવાર માટે જ છે! એ લોકો બાળક જન્મે ત્યાંથી તે પુખ્ત વયનું થાય ત્યાં સુધી તેના વિકાસ પર નજર રાખે છે. ખાસ કરીને રોગો અને દર્દોથી બચાવે છે. લોકોની સ્થિતિમાં સુધારો થવાથી અને સંસ્કારી કેળવણી મળવાથી જો કે રોગો અને દર્દો પણ ઘણે અંશે નાબૂદ થયાં છે."

બીજી એક સ્ત્રી–ડેપ્યુટી કહે છે : "હું એન્જીનિયર બની પણ મારી આગલી પેઢીમાં કોઈને આવું સ્વપ્નુ પણ નહિ હોય. નયના આઝાનોવા આલ્પાઆનાની યુનિવર્સિટીમાં પશુ–ચિકિત્સક બની. પ્રોફેસર અને સંવાદદાતા પત્રકાર પણ બની. પ્રાસ્કોવીયા એક "ટ્રેક્ટર–ડ્રાઇવર" હતી. તે સોશિયાલિસ્ટ લેબરની વીર નેતા થઈ શકી અને સ્તાલિન પ્રાઇઝ લૉરિયેટ થઈને પોતાના દેશ માટે આદર્શરૂપ નીવડી. યુક્રેનથી આવેલી ચાર ડેપ્યુટીઓમાં બાળકોની ડૉક્ટર, ટ્રેક્ટર ડ્રાઇવર જતુવિજ્ઞાનિક અને એન્જીનિયર છે.

બીજા દેશોની નારીઓને કેળવણી, રાજકારભાર કે ઉદ્યોગોમાં જે સ્થાન છે તે વિચારતાં સોવિયેટ નારીનું ઉચ્ચ સ્થાન પ્રત્યક્ષ થાય છે.

૧૯૧૭ના નવેમ્બરની ક્રાન્તિથી સોવિયેટ સરકારે નારી જાત માટે સમાનતા જાહેર કરી ખરી પણ તે કાગળ ઉપર જ હતી. પુરુષને પહોંચી વળે એવી લાયકાત પ્રાપ્ત કરવાનું સ્ત્રીઓ માટે સહેલું નહોતું. આઝાદીનાં પહેલાં વીસ વર્ષ સુધી તો સ્ત્રીની સરખામણી પાણીના પ્યાલા સાથે થતી. "તરસ લાગે ત્યારે પીવા કામ લાગે" એટલી હદે સ્ત્રીઓ પ્રેમપાત્ર ગણાતી. આ પ્રકારની છૂટ મૃગજળ સમાન નીવડી. ગોર્કીએ અને લેનિને એ જાતની પ્રેમક્રીડાને ધમધમાવીને વખોડી કાઢી હતી એવા સ્વૈરવિહારના પ્રેમને સરકારી તંત્ર દ્વારા કઠોર



*

સ્તાલિન ઑટો વર્ક્સમાં ઓજારો તેજ બનાવતી આ યુવતીએ પોતાના કાર્યનું અઢી ગણું ઉત્પાદન વધારવાનો સંકલ્પ જાહેર કર્યો છે. યંત્રોના કારખાનામાં હજારો યુવાન કન્યાઓ પુરુષોની હોડ કરી રહી છે.

*

સંવર્ધક શક્તિ બનાવી છે.

કાર્લ માર્ક્સના સાથી એંગલ્સે દશકાઓ પહેલાં લખ્યું હતું કે: " ભવિષ્યે એવી એક નવી પેઢી આવશે, જેમાં કોઇ પુરુષને માલુમ નહિ હોય કે પૈસા, સમાજની શ્રેષ્ઠતા કે સત્તાના બળે સ્ત્રીની સ્વાધીનતા ખરીદી શકાય અથવા સ્ત્રીની પેઢી એવી હશે, જેમાં કોઇ નારી સાચા પ્રેમ સિવાય અન્ય કોઇ પણ કારણને લીધે પુરુષના હાથમાં પડવાનું યોગ્ય નહિ માને. "



આનંદ અને ઉલ્લાસભર્યાં આ ભુલકાં રશિયાના કારખાનાના કામદારોનાં બાળકો છે અને કારખાનાની કિન્ડરગાર્ટન શાળામાં આનંદથી ભણે છે.

## મંગલ પ્રભાત

## [ ૯ ]

"બાળકોમાં જ આપણું ભાવિ સમાયેલું છે એ જો કબુલ રાખીએ તો તેમને નિરાશાઓ અને આફતોમાંથી બચાવી લેવા જગતમાં સુલેહ અને શાંતિ સ્થાપવા પૂરા જીગરથી અને જુસ્સાથી કામ કરવું પડશે."

* * *

સ્ત્રીને વખોડી કાઢવામાં આવ્યો હતો તેનો બચાવ કરનાર દરેક પ્રચારકોને લેનિને કહી દીધું કે "સ્વાભાવિક સ્થિતિ અને મનોયોગમાં કોઈ પણ માનવી ગટરમાં સૂવાનું પસંદ ન જ કરે અથવા અનેક માણસોની લાળ ચોંટી હોય એવા પ્યાલાને હોઠ પર નહિ લગાડે'

"પાણી પીવામાં તો એક જ વ્યક્તિની ગરજ છે પણ પ્રેમસૃષ્ટિમાં બે જીવનનો સંપર્ક છે અને તેમાંથી ત્રીજા જીવનનો ઉદ્‌ભવ થવાનો છે. આજકાલ પ્રેમવિષયમાં જે ભારપૂર્વક પ્રચાર કરવામાં આવે છે તેથી ખરી રીતે તો આનંદ અને શક્તિનો લાભ જીવનને વાધતો નથી પણ તેનો ધ્વંસ થાય છે. મહાન પરિવર્તનના સમયમાં આ એક અત્યંત પાપપ્રવૃત્તિ છે. યુવાવસ્થાને જીવનના શક્તિ અને આનંદ અવશ્ય જોઈએ. તે માટે આરોગ્યપ્રદ ખેલપ્રવૃત્તિ, અનેક પ્રકારના બુદ્ધિપ્રદ પ્રયોગો, અભ્યાસ અને સંશોધન દ્વારા જે મળશે તે જાતીય વિયોગ કરતાં વધારે સુન્દર, સુપથ્ય અને જીવનની ભરપૂરતા આપનારું હશે.'

ઉપરના વાક્યો પરથી શિથિલ જાતીય સંબંધો અંગે લેનિનની કેવી કડક નજર થઈ હતી તેનો ખ્યાલ આવશે.

પણ બધા કાયદાઓ અને જાતિનિયમો બાજુએ રાખીએ તો પણ સ્ત્રી અને પુરુષમાં સમાનતા નથી એ જીવનમાં સ્વીકારવું જ રહ્યું. જીવવિદ્યાની દૃષ્ટિએ સ્ત્રી પુરુષ કરતાં ઉચ્ચ છે. કે બંને જાતિઓને મિલનનો આનંદ માણવાનું ક્ષણિક સુખ બેચાણ તો કરે જ છે પણ બાળકને જન્મ આપવાનું, મનુષ્યવંશને ટકાવી રાખવાનું અને માનવકુટુમ્બ સર્જવાનું ભગીરથ કાર્ય પૂર્ણ કરવાનું તો સ્ત્રી દ્વારા જ શક્ય બને છે. પરંતુ દુનિયાએ આજ સુધી તેની કેવી કદર કરી? તેના માતૃપદ ઉપર અનેક પ્રકારની મર્યાદાઓ તેમજ બંધનો મૂક્યાં અને સ્ત્રીજાતિને પરાધીનતાની સાંકળે બાંધી રાખી.

પરંતુ લેનિન અને સ્ટાલીને રશિયન પ્રજાના નવરચનામાં "આદમ"ને નહિ, પણ 'ઈવ'ને પ્રથમ સ્થાન આપ્યું. સ્ત્રી

સ્ત્રીઓની જ ઉન્નતિ ખાતર નહિ પણ માનવજાતની પ્રગતિ માટે બધાં રાજકીય કાર્યો ઉપર સોવિયેટ રાજ્યે નારીના ઉત્કર્ષનાં ધોરણ ઘડયાં. ત્યાં એ -

(૧) સ્ત્રીઓને પૂર્ણ મતાધિકાર અને રાજસત્તાનાં સર્વ તંત્રોમાં ચૂંટણીથી અધિકારપદનો હક.

(૨) બધા જ નાગરિક હકકો અને કાયદાની બાબતમાં પુરૂષો અને સ્ત્રીઓને સમાન અધિકાર.

(૩) કોઇ પણ સ્ત્રીની લગ્નપસંદગીમાં અંતરાય નાખનાર વ્યક્તિ માટે તેમજ માતાપિતા કે વાલી માટે સખ્ત સજાઓ અને તેનું ચુસ્ત પાલન.

(૪) સ્ત્રીઓને આર્થિક સ્વાધીનતા આપનારા અને તેનું પરિપાલન કરનારા અસંખ્ય ધારાઓ.

સ્ત્રીજાતિને અધમતામાંથી ઉગારવા તેમજ અનીતિ અને વેશ્યાવૃત્તિ નાબૂદ કરીને સ્ત્રીઓને નિર્મળ અને તંદુરસ્ત નાગરિકતા બક્ષવા વીસ વર્ષ સુધી સોવિયેટ રાજ્યે જે પ્રયત્નો કર્યા છે તે જગતના કોઇ પણ સામાજિક કે ધાર્મિક પ્રસ્તાવથી ચઢી જાય એવા છે. યુદ્ધપદ્ધતિનો આશ્રય લઇ રાજ્યે અનેક પ્રકારની સંસ્થાઓ, મંડળો અને વિજ્ઞાનીઓનાં જૂથોની અને કાયદાની સહાયથી જે નવરચના કરી છે તે માનવજાતના ઇતિહાસનું મહાન પ્રકાશવંતુ પ્રકરણ છે. એની વાત ડો. ડાયસન કાર્ટરે "Sin & Science" નામના પુસ્તકમાં અકાટય પ્રમાણોથી કહી છે. યુરોપ અને અમેરિકાની સિદ્ધિઓ તેની આગળ ઝાંખી અને ભ્રષ્ટ લાગે છે.

માનવસ્વભાવમાં પરિવર્તન આણનાર, જાતિના અને લગ્નના વિષયમાં તન્દુરસ્ત વિચાર અને દ્રષ્ટિ લાવનાર તેમજ અનીતિ અને પાપના મોરચા તોડી નાખનાર કાર્યક્રમે રશિયાની નારીમાં પ્રબળ શક્તિ અને સંકલ્પનો સંચાર કરી તેને પ્રજાની અમેઘ સર્જક અને

"આપણે વાવેલા બીમાંથી ઉત્તમ પ્રકારના ફેગઝાડ તૈયાર થયેલા જોઈ કોને ઊંડો આનંદ અને સંતોષ ન થાય ?"

**અ**મે જ્યારે મોસ્કો પહોંચ્યા ત્યારે ક્રિસમસની સખ્ત કડક ઠંડી હતી. પણ નાતાલના દિવસો હતા એટલે ૨૫ મી ડિસેમ્બરથી ૬ ઠ્ઠી જાન્યુઆરી સુધી નગરોમાં ઉત્સવ જેવું હતું. હાંગ્નો મ ાનો ઘણો, આફિસો, થીએટરો અને સ્ટોર્સ તથા ગેલેરીઓમાં અંદર અને બહાર દીવાલના શણગારો અને નવા વર્ષના અભિનંદન આપતા સૂત્રો દેખાતા હતા. દરેક ઠેકાણે પાઈન (દેવદારની જાત) ઝાડની એક ડાળી કૂંડામાં રોપીને તે ઉપર રંગના ગોળા અને વીજળીના ઝીણા રંગીન દીવા લગાવી ઘરેમાં સુશોભન કર્યું હતું. અમારો મુકામ હતો તે હોટલમાં પણ ભોજનગૃહની બારીઓ પર ૧૯૫૮ ના વર્ષનો આંક લખેલો હતો. બરફના ચિત્રો હતા અને સંગીતમંચ ઉપર એક મોટી ડાળી કૂંડામાં રાખીને નાતાલનું ઝાડ ખડું કર્યું હતું. શહેરમાં રમકડાંની દુકાનો વધારે શણગારવાળી હતી. આ ઉત્સવના એક પુરાણા પાત્ર બુઢા સાન્ટા ક્લોઝના મોટા ચિત્રો જ્યાં ત્યાં નજરે પડતા હતા. ક્રિ-યાના એ ગુસ્તાફ સંત છે.

લોકોએ આ સાન્ટા ક્લોઝને બાળકોનો મહાન મિત્ર ઠરાવ્યા છે. નવું વર્ષ બેસતાં જ તે ઉત્તર પ્રદેશોમાંથી ચાર હરણોની સ્લેજ ગાડીમાં આવી પહોંચે છે અને ગરીબ અને બાળકોને બોર અને મીઠાઈ આપે છે. આ વાતના સૂચનરૂપે તેના ચિત્રોમાં તેની પીઠ પાછળની ઝોળીમાં તેની નાની ગાડીમાં બાળકોને ગમતાં રમકડાં ભર્યાં હોય છે. નાતાલના દિવસોમાં માબાપો સાથે બાળકો રમકડાંવાળાને ત્યાં ભીડ જમાવે છે. માબાપો ઘણી વાર બાળકની ઇચ્છા જાણી રાખીને નાતાલની આગલી



મોસ્કોમા બાળમિત્રો નવાં વર્ષનો ઉત્સવ ઊજવતા હતા ત્યારે
આપણા કલાકાર ર મ રાએ હાથે ચીતરેલુ ચિત્ર

રાત્રે તેની પથારી આગળ રમકડુ કે રમકડાનુ બાકસ બાધી તે પર "ડાહ્યા બાળકને સાન્ટાક્લોઝની ભેટ" એવુ લખી રાખે અને દરેક બાળક સવારમા આશાભરી આખે આસપાસ એ ભેટની શોધ કરી, હાથમા રમકડુ મેળવી ખુશાલીના કૂદકા મારે એ ધન્ય ચિત્ર યુરોપના ઘરોમા લોકપ્રિય બન્યુ છે

સાન્ટા ક્લોઝ એ સેઇન્ટ નીકોલસનુ એક લોકનામ છે તેના વિષે એક પ્રાચીન વાત એવી ચાલે છે કે કોઈ એક ગરીબ માણસને ત્રણ પુત્રીઓ હતી તેમના લગ્ન કરવાનો ખર્ચ તેની પાસે નહોતો, એટલે દૂર જગલમા મૂકી આવવાનો વિચાર કરતો હતો તેની વાત આ સાધુએ જાણીને ગુપ્ત રીતે તેને ધન, વસ્ત્રો પહોચાડ્યા ત્યારથી ગુપ્ત દાન કરી આનદ લેવાની પ્રથા યુરોપી સમાજમા આવી અને છેવટ બાળકોને તે દિવસે ખુશ કરવા રમતો, રજન વગેરેથી પ્રસન્ન

કરવા વગેરેનો પ્રચાર થયો.

અમને ખબર મળ્યા કે મોસ્કોના એક મોટા મનોરંજનકેન્દ્ર (પ્લેઝર પાર્ક)માં નાતાલનો ઉત્સવ જોવા જેવો છે. અમારા સ્વાગતાધ્યક્ષે ત્યાં ખબર આપી દીધા અને અમે રાત્રે નવ વાગે ત્યાં પહોંચ્યા. એક મોટા મહેલ જેવા મકાનમાં મોટી સીડી પરથી ઉપર ગયા ત્યારે રોશનીની ઝલક, વાજીંત્રોના સૂર અને આનંદના પોકારોથી વાતાવરણ ઝગમગી રહ્યું હતું. પ્રથમ અમને રંગભવન (થીયેટર)માં લઇ ગયા, તો ત્યાં બે હજાર જેટલાં બાળકો, ત્રણથી પંદર વર્ષની વયનાં, ચારે કોર ખીચોખીચ ભરેલાં હતાં. શાળાઓની શિક્ષિકાઓ તેમની વ્યવસ્થા જાળવતી હતી. ખુરશીઓ હતી જ નહિ અને વચ્ચે લંબગોળાકાર ભાગ ખાલી રાખી નાતાલનું મોટું ઝાડ ઊભું કર્યું હતું. રંગભૂમિ ઉપર બરફથી આચ્છાદિત રશિયન પ્રાકૃતિક દૃશ્ય હતું. તેમાં એક મોટું રીંછ અને તેનું બચ્ચું એક સુંદર કુમારી સાથે વાત કરતાં હતાં. એ કુમારી દાદા સાન્ટા ક્લોઝની રાહ જોઇ રહી હતી. ૧૯૫૨નું વર્ષ પણ દાદાની વિદાય લેવા રોકાઈ રહ્યું હતું.

થોડી વારમાં આકાશમાં ગડગડાટ થયા અને રીંછ અને હીમકન્યા "આવ્યા ! આવ્યા !"નો અભિનય કરી રહ્યાં. હર્ષના પોકારો વચ્ચે ચાર હરણોની ગાડીમાં સાન્ટા ક્લોઝ દાદાની સવારી આવી પહોંચી; તેમની સાથે રીંછો લાડ કરવા લાગ્યાં. દાદાએ નિશાની કરી એટલે ગાડીમાંથી બાળકોને આપવાની ભેટોના કોથળા રીંછોએ ઉતાર્યા અને દાદા સૌ બાળકોને મળવા હીમકન્યાની સાથે રંગમંચ પરથી ઊતર્યા. બધાં બાળકોએ તાળી સાથે હર્ષનું ગીત ગાવા માંડ્યું. દાદાએ ગોળ કુંડાળામાં ચક્કર મારી સૌને અભિવાદન કર્યાં.

બધાં ૧૯૫૩ની રાહ જોઇ રહ્યા. તેને દાદાએ સાદ કર્યો એટલે સ્ટેજ પર ૧૯૫૩ના મોટા આંકડાવાળો એક કુમાર દેખાયો. તેની સાથે હાથ મિલાવી ૧૯૫૨ વિદાય લે છે. બ્યુગલો વાગે છે. નાતાલના

ઝાડ પર દીવા ઝળકી ઊઠે છે અને એ ફરતું થઇ જાય છે. રંગભવનની ચારે તરફ દીવાની હારો પ્રકટે છે. છોકરાં તાળીઓ પાડવા લાગે છે. દાદા હસતા હસતા સૌને મળે છે. મોટું રીંછ પાછળપાછળ ફરે છે. તે પણ બાળકો સાથે હાથ મિલાવે છે. દાદા જાહેર કરે છે કે બાળકોનો ઉત્સવ શરૂ થઇ ગયો. સૌને માટે મઝા અને મીઠાઇ તૈયાર છે. થોડી વારે સ્ટેજ પરથી પુરાણા રશિયન પોશાકમાં સોવિયેટ બોલશોઇ થીયેટરના કલાકારો બાળકોને આનંદ આપવા ઊતરી પડે છે. બાળકો પુરાણી સંસ્કૃતિની સુંદરતાનો આસ્વાદ માણે છે. માતૃભૂમિની અસ્મિતાનો પરિચય પામે છે. એ પ્રસંગને ચાલતો રાખી અમે બહાર બીજા પ્રયોગો જોવા નીકળ્યા.

એક ઠેકાણે નાનું નાટક ચાલતું હતું. બીજે ઠેકાણે એક છોકરી જેવી લાગતી શિક્ષિકા બાળકોને ઉખાણા અને પ્રશ્નો પૂછી મઝા કરાવતી હતી. ત્રીજે ઠેકાણે દેશનાં ચમત્કારિક બાંધકામો અને રચનાઓના ચિત્રમય નકશા પર વીજળિક રોશનીથી પાણીનાં બંધો, નહેરોની વાત પ્રત્યક્ષ થતી હતી. જ્યાં ત્યાં ભીંતો પર ઋતુ અને ઉત્સવનાં ચિત્રો, તોરણો, શોભાઓમાં પૂર્ણ કલાત્મકતા હતી. ભોયતળીએ ક્રિડાભવન હતું ત્યાં ચકડોળ, હીંચકા અને બીજી ગમ્મતો હતી.

અમારી મંડળીએ એકેક બાળકને સાથે લઇ ચકડોળની મઝા લીધી. ભારતીય મહેમાનો સાથે બેઠેલા રશિયન બાળકોને જોવાં એ પણ એક શાંતિ આંદોલનનો સુંદર પ્રકાર હતો. બે કલાક સુધી બાળકોની એ સૃષ્ટિમાં નિર્દોષ પ્રસન્નતાનો મહાસાગર ઊછળતો જોયો. જગતનાં રાજકારણ, સ્પર્ધાઓ, પક્ષાપક્ષી, સંસ્કૃતિભેદો ત્યાં વિલીન થઇ ગયા હતા. શિક્ષકો અને શિક્ષિકાઓ બાળકોના સામ્રાજ્યના સેવકો માત્ર બની રહ્યાં હતાં.

અમે નીકળ્યા ત્યારે બાળકોને આપવાની મીઠાઇની એકેકી કોથળી મળી. દાઢીવાળા સાન્ટા કલોઝ દાદાની હસતા મુખની છબીવાળી એ



*

બ્લેક સી ઉપર સ્થપાયેલાં આરોગ્યધામોના કિનારા બાળકોના કલશોરથી ગાજી રહે છે. ડૉક્ટર આવીને તાકીદ નહિ કરે ત્યાં સુધી આ બાળકો પાણીમાં જ રમ્યા કરવાનાં.

*

એને અયોગ્ય રીતે અડચણરૂપ બનશો રોજીંદા કાર્યોમાં ખલેલ થશે તેમજ તમારા સાથીઓનું કામ બગડશે"

એમની શિક્ષા કરવાની રીત પણ જુદી છે. તેમનો હેતુ બાળકનો દોષ તેની નજરમાં લાવી ફરી ન કરે એવી દોરવણી આપવાનો હોય છે. "તમે ઘેર પાઠ વાચતા નથી તો હવે નિશાળમાં શિક્ષક પાસે બેસીને તૈયાર કરો. તમે બધુ વેરણછેરણ કર્યું છે તો હવે તમે જ સરખું કરી નાખો. તમે આ ભાગ્યું છે તો તમે જ સમુ કરો. તમે બેતા વિદ્યાર્થીને દુઃખ લગાડ્યું છે તો સૌના દેખતાં માફી માગી લ્યો." વગેરે.

સોવિયેટ વિદ્યાર્થી જગતમાં પ્રેમ અને સદ્ભાવનું વાતાવરણ

આગળ પડતુ દેખાય છે જ્યોર્જિયાની યુનિવર્સિટીમાં અમે ગયા ત્યા કેટલાક ખંડો વિદ્યાર્થીઓ માટે હતા અને બધામા વિદ્યાર્થીઓ ભરચક હતા અમે ગયા ત્યારે ત્યા પણ નાતાલના ઉત્સવો ચાલતા હતા એક મોટા ખડમા નર્સ જેવા પોષાકમા કેટલીક બાઇઓ નાતાલનુ ઝાડ શણગારતી હતી તેમાથી એકની સાથે અમને ઓળખાણ કરાવી તો જાણ્યુ કે તે ત્યાની યુનિવર્સિટીના ડિરેક્ટર (વાઇસ ચાન્સેલર) જેવાના પત્ની હતા અને યુનિવર્સિટીના વિસ્તારના બધા મહેમાનોનુ સ્વાગત કરનાર મડળીના નેતા હતા તેઓ સેકડો કોથળીઓમા મીઠાઇ



મોટા પાયે જ્યોર્જ રેન તરફથી ચલાવાતા બાલગૃહોમા બાળક જમી રહ્યા છે આહારનિષ્ણાતોએ નક્કી કરેલા પૌષ્ટિક પદાર્થો જ તેમને જમણમા પીરસાય છે

ટોપલી પર '૧૯૫૩ ની શુભેચ્છા' મોટાં અક્ષરે છાપેલું હતું અંદર ચોકલેટ, પીપરમીટ, બીસ્કીટ અને બે નારંગી એમ નાસ્તા જેવો સામાન હતો હજારોની સંખ્યામાં દરેક બાળક માટે એ તૈયારી હતી નીચે આવ્યા ત્યારે નીચેના ખંડમાં સેંકડો માતાઓ મોડી રાત તેમનાં બાળકોને સાચવીને લઈ જવા રાહ જોતી હતી જગ્યાના અભાવે તેઓ અંદર જઈ શકતી નહોતી પણ વારાફરતી પાસ લઈ ઉપર નીચે જઈ આવવાની તેમને માટે સગવડ હતી

રશિયામાં બાળક પર જન્મથી જ રાજ્યની સંભાળ અને દેખરેખ છે તેના જન્મ પહેલાં તેની માતા એક કામદાર મજૂર હોય કે પ્રોફેસરની પત્ની હોય, દરેકના ખબર આરોગ્યખાતું રાખે છે જન્મ વખતે નિષ્ણાત નર્સો પ્રસૂતિગૃહમાં હાજર રહે છે અને જન્મ પછી ચાર વર્ષ સુધી ઇસ્પિતાલના નર્સો-ડૉક્ટરો અને આરોગ્યનિષ્ણાતો તેની ખબર રાખે છે, એટલે રશિયન પ્રજામાં બાળ-મરણ કે વ્યાધિઓનો અભાવ થતો જાય છે

ચાર થી સાત વર્ષ સુધી બાળકો કિન્ડરગાર્ટન શાળામાં રમત-ગમત, નૃત્ય, ગીતના વાતાવરણમાં પુષ્ટિ અને વિકાસના પંથે ચડે છે દરેક બાળકને માટે દૂધ અને શુદ્ધ ખાનપાનની ગોઠવણ છે સાતમે વર્ષે દરેક બાળકનું ઇસ્કૂલની શાળામાં મફત શિક્ષણ શરૂ થાય છે સાત વર્ષથી પ્રાથમિક શિક્ષણ ફરજિયાત અને મફત છે પણ એ શિક્ષણ સ્વાભાવ પૂરતું નથી અને હવે તો સાત વર્ષનો પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ દસ વર્ષનો કરવામાં આવે છે તેમાં દરેક શાળા "પોલી ટેક્નીક" એટલે વિવિધ ધંધાઓની તાલીમ પણ આપતી થઈ જશે

રશિયામાં દરેક વિદ્યાર્થી શક્તિ અનુસાર આગળ વધી શકે અને કોઈ પાછળ રહી જાય નહિ તેનું બારીક ધ્યાન અપાય છે માનસિક રોગ સિવાયના બધા વિદ્યાર્થીનો વિકાસ પાકો અને સદ્ધર હોવો જોઈએ,



બાળકોનું સંસ્કાર કેન્દ્ર: કારખાનાની કિન્ડરગાર્ટન શાળામાં બાળકો શિક્ષકની દેખરેખ હેઠળ નાનકડાં મકાનો બનાવી તેમને રંગી રહ્યાં છે.

એવું સૂત્ર છે. અમેરિકા જેવા દેશોમાં શિક્ષકો ઓછા પડે છે એવી બૂમ છે ત્યારે રશિયામાં ૧,૨૭૯,૦૦૦ શિક્ષકોનું સૈન્ય માનવપાત્રોનું ભવિષ્ય સંભાળી રહેલ છે! ૮૦૦ તો શિક્ષણશાસ્ત્રની કોલેજો છે!

શિક્ષણવેત્તા બાળકોનાં હૃદય સુધી પહોંચવા યત્ન કરે છે. શિક્ષકો બેશક, શિસ્તપાલનનો આગ્રહ રાખે છે અને તેની આવશ્યકતા વિદ્યાર્થીઓનાં મન ઉપર ઠસાવે છે. એમની સૂચનાઓ આ પ્રકારની હોય છે: બીજાઓ વાંચતા હોય કે આરામમાં હોય ત્યારે અવાજ ન કરવો જોઈએ. તમારો વારો ન હોય ત્યાં સુધી આગળ ધસી ન જવું અને વર્ગ ચાલતા હોય ત્યારે વાત ન કરવી...આવું કરવાથી તમે બીજાં-

જાસ્તાં હતાં ! આટલાં બધાં બાળકો આવશે એમ અમે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું : "પ્રોફેસરો અને પોસ્ટ ગ્રેજ્યુએટોનાં ભણી ઘણાં બાળકો છે." મોટી ઉંમર સુધી વિદ્યાર્થીઓ ભણતા હોય તેમના કુટુંબજીવનમાં યુનિવર્સિટી રસ લેતી હોય એ દૃશ્ય આશીર્વાદરૂપ હતું.

જ્યોર્જિયાનું સંસ્કારધામ અમે જોયું. તે ખરેખર એક પુરાણો રાજમહેલ હતો. તેના અનેક ખંડોમાં એંશી જેટલી વિવિધ બાલ-પ્રવૃત્તિઓની ગોઠવણ હતી. વીજળીકામ, યંત્રકામ, નાટક, સીનેમા, સાહિત્ય, સંગીત વગેરે પ્રકારોમાંથી જેને જેનો શોખ હોય તે પૂરો પાડનાર આ સંસ્થા રશિયન શિક્ષણવિધાયકાનું અજબ સર્જન છે. શાળાના શિક્ષણ ઉપરાંત પોતાનો શોખ પૂરો કરવા બાળકો રજા અને ફુરસદના કલાકો ત્યાં વીતાવે છે. દરેક વિભાગમાં માનસવિજ્ઞાન ધરાવતા નિષ્ણાતો, કારીગરો, કલાકારો તેમને સમાગમ અને સહાય આપે છે.

પરીક્ષાનું નામ જ નહિ ! સહકાર, સમાજભાવ, બંધુત્વ અને આત્મવિશ્વાસ સાથે સાથે વિકસે છે ત્યાં કશામાં માબાપને કે બાળકને ખર્ચ નહિ. અમે સંગીતના અને નાટ્યના તેમજ સાહિત્યના વિભાગો જોયા. કઠપૂતળીના ખેલો કરતાં બાળકો જોયાં. ફિલ્મો ચાલતી જોઈ. નાટક થતું જોયું. બધે જ વર્ગો ભરચક હતા અને પ્રગતિમાં ઉચ્ચ કક્ષાની દોરવણી અને તાલીમ નજરે પડતાં હતાં. આ રીતે ખંખરી પ્રતિભા બહાર આવી જાય તેને પ્રાથમિક શિક્ષણ પછીની "વોકેશનલ હાઈસ્કૂલ" માં ખરેખરા અભ્યાસની તક મળે છે. યંત્ર-વિજ્ઞાન કલા, સંગીત, વગેરેના હાઈસ્કૂલનાં ત્રણ વર્ષો તેના ખાસ વિષય સાથે વિદ્યાર્થીને મેટ્રિક કરાવે છે. આ પછી મેં શિલ્પ અને ચિત્રની હાઈસ્કૂલ જોઈ ત્યારે લાગ્યું કે ત્યાં વિશિષ્ટ અભ્યાસ કરાવતી એ હાઈસ્કૂલોનું ધોરણ બાલની ડિપ્લોમા પરીક્ષાથી પણ ઊંચું હતું. પછી કોલેજોનું તો પૂછવું જ શું ! ત્યાંનું કોઈ શિક્ષણ માપવા નકામો કે



સત્વર ગણિતકાર્ય કરતા મણકાયંત્રનો બાળક પરિચય કરે છે.

એકાર રહે એવો અવકાશ આપતું જ નથી ! પ્રત્યેક વિદ્યાર્થી જીવનમાં તુરત સારું કામ આપી શકે એવો બને છે અને સોવિયેટ ગણતંત્રનું સમાજતંત્ર એવું છે કે કોઈ પણ માણસને કામ મળી રહે છે અને યોગ્યતા અને અધિકાર પ્રમાણે બદલો અને સ્થાનમાન પામે છે. સોવિયેટ રાજ્યના બારે પ્રજાસત્તાક પ્રાંતોમાં તેમની ભાષાવાર યુનિવર્સિટીઓ છે. દરેકને છેવટ સુધી માતૃભાષામાં શિક્ષણ અને તાલીમ આપવાની વ્યવસ્થા છે. મ્યુઝીયમો, સિનેમાઓ, પત્રવ્યવહાર, શિક્ષણ, ચોપાનિયાં, પરિષદો વગેરે દ્વારા વિદ્યા અને વિકાસની ગતિ વળી ઓર છે. દરેક સ્થળે શિક્ષણ અને તાલીમનાં પ્રચારપત્રો નજરે પડે છે. હલકાં ચિત્રો કે જાહેર ખબર ક્યાંય પણ નથી. આથી સોવિયેટ વિદ્યાર્થીઓમાં સંયમ અને સભ્યતા સહજ દેખાય છે. અમે વિદ્યાર્થીઓનાં જૂથોમાં ફર્યા. મ્યુઝિયમો કે પ્રદર્શનોમાં તેમની હારોની

હાર જોઇ પણ દરેક વખતે બહુમાનથી અમારી સામે ઊભા રહેતા, વાતો કરતા, માર્ગ કરી આપતા, પ્રસન્નતાથી હાથ મિલાવતા. તંદુરસ્તીમાં તો પૂછવું જ શું ? સોવિયેટ રાજ્યમાં શરીરવિકાસની, મોટાં સ્ટેડીયમો અને સંસ્કાર કેન્દ્રોમાં સંગીત નૃત્યના વર્ગો દ્વારા વિદ્યાર્થીઓમાં સ્ફુર્તી અને તંદુરસ્તીની અવધિ થાય છે.

આ બધું વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ માટે સરખું જ છે. સોવિયેટ રાજ્યમાં જાતિભેદને કારણે કોઇનો અધિકાર અને હક્કદાવા ઓછા નથી, એટલે બંને વર્ગમાંથી સંખ્યાબંધ–લગભગ સરખેસરખાં પ્રતિભાસંપન્ન સ્ત્રીપુરુષો 'સ્ટાલીન પ્રાઇઝ' નાં વિજેતા બન્યાં છે. બાળકો અને વિદ્યાર્થીઓને સોવિયેટ રાજ્યમાં પ્રવાસ કરવાની અનેક *સગવડો છે. શહેરનાં બાળકો ભાગને બે મહિના સુખાકારીવાળાં ગામડાં* કે આરોગ્ય–કેન્દ્રમાં લઇ જવામાં આવે છે. પાયોનિયર્સ કરીને વિદ્યાર્થીઓના સંઘો છે. તેઓ એક સરખા પોશાક ધારણ કરે છે. શિસ્ત, અભ્યાસ અને સંશોધન તેમની 'આગળપડતી પ્રવૃત્તિ છે. આવા વાતાવરણમા તેમની સંસ્થાઓ બંધારણપૂર્વક એક મહાન સંસ્કારી સમાજ રૂપે તૈયાર થતી જાય છે. રાજ્ય સતત બાળકો અને વિદ્યાર્થીઓનાં હિતો અને સગવડો માટે મકાનો, દ્રવ્ય અને સંસ્થાઓ વધારતું જ જાય છે કહેવાય છે, કે બાળકો અને વિદ્યાર્થીઓ માટે રશિયા સ્વર્ગ બનતું જાય છે.

મહાયુદ્ધના અંતભાગમાં જન્મેલાં બાળકો આજે આઠ વર્ષનાં થયાં છે. તેમનું સદભાગ્ય છે કે તેમને જમીનદોસ્ત થયેલાં નગરો જોવા મળ્યાં નથી તેમજ ભયાનક ઘરઘરાટ કરતો પ્લેનોનો અવાજ સાંભળવો પડયો નથી. આ છેલ્લાં આઠ વર્ષમાં ડઝનબંધ નવાં નગરો સેંકડો શાળાઓ અને કિન્ડરગાર્ટનો, હૉસ્પીટાલો અને નાટકશાળાઓ બંધાયાં છે. રણમેદાન બનેલી ભૂમિમાં અરણ્યો ઊગી આવ્યાં છે. લાલ, સૂકી જમીન પર જળના પ્રવાહો રેલ્યા છે. બાળકો માટે ચારે તરફથી

વ્યાર અને સુખઆરામની ગોદ બની ગઈ છે. આ સૌનું રક્ષણ કરવા શાંતિના ચાહકો જાગી ઊઠયા છે. તેઓ કહે છે: "અમે બરોબર સમજ્યા છીએ. અમારે યુદ્ધ જોઈતું નથી. જ્વાળાઓમાં બળતાં ઘરો અને કાદવમાં પડેલાં શબો અમે એક વાર જોયાં છે. ફરી જોવાની ઇચ્છિા નથી. જગતની સર્વ માતાઓનાં બાળકો તેમની બથમાં સલામત રહો ! તેઓ રાત્રે ઘેરી ભરનિદ્રા ભોગવો અને દિવસે કાગળની હોડી તરાવો ! તેઓ પંખીની પાછળ ભમો ! અમેરિકા, રશિયા, વિયેટનામ, ચીન, જાપાન કે કોરિયા અને એશિયા આખામાં બાળકોનાં ગુંજન થતાં રહો !"

## સોવિયેટ સંસ્કાર-પ્રવાહો

## [ ૧૦ ]

**તા.** ૨ જાન. ૧૯૫૩ ની સવારે ળા વાગે ન્હા પતી ગયા પછી સવારમાં બહારનો કોઈ કાર્યક્રમ રાખ્યો નહોતો, કારણ કે ભારતીય રાજદૂત શ્રી. મેનન બધા પ્રતિનિધિમંડળને મળવા આવવાના હતા. તેઓ ૧૦-૩૦ સમયે તેમનાં પત્ની તથા તેમનાં તરુણ સેક્રેટરી શ્રી. સાઠે અને શ્રીમતી સાઠેને લઈને આવ્યા. રામેશચંદ્રે સૌની પિછાન કરાવી અને એ પ્રસંગ ઝડપી લઈને મેં એક ગ્રુપ ફોટો લીધો. તે પછી ન્હા સેનાં લેનાં વારાફરતી દરેક જણે તેમની સાથે વાતો કરી. શ્રીમતી મેનન પણ તેમના પતિના હોદ્દાનુસાર કુશાગ્ર બુદ્ધિવાળાં અને મળતાવડાં લાગ્યાં. દરમિયાન મેં શ્રી. મેનનનું એક રેખાચિત્ર દોરી લીધું, અને પ્રસન્ન

થયેલા શ્રી. મેનનેં તે પર પોતાના હસ્તાક્ષર કર્યા. અન્નવર્ગના એક મંડળને રાજદૂત તરફથી આવો સરળ અને નિકટતાનો લ્હાવો મળે એ ખરેખર ભારતની સંસ્કૃતિનો પ્રભાવ હતો. વધુમાં છેવટે તેમણે સૌને એક વાર રાજદૂતાવાસમાં જમવાનું આમંત્રણ આપ્યું.

બપોરનું ખાણું વહેલું થયું અને તે પછી અમે તુરત ત્રિશિકોવ ચિત્રાલય જોવા ગયા.

ત્રિશિકોવ (Tretyakov) નામના એક મોટા ઉમરાવે જીવનભર કળાની ઉત્તમોત્તમ કૃતિઓના સંખ્યાબંધ નમૂના ખરીદી સંઘર્યા હતા; અને છેવટ સોવિયેટ પ્રજાને ૧૮૯૨ માં ભેટ આપી દીધા, તેથી આ સંસ્થા તેના નામથી અમર છે. ૪૦ કે ૪૨ મોટા ખંડોમાં એ ચિત્રો ગોઠવાયાં હતાં. અમને અંગ્રેજીમાં સમજ આપનાર બોમિયા—બાઈ ડિરેક્ટરે આમ હોવા છતાં પણ ફરિયાદ કરી કે બધાં ચિત્રો માટે પૂરતી જગ્યા નહોતી. વળી તુરતમાં ૧૯૫૨ નું વાર્ષિક પ્રદર્શન યોજાના ખંડોમાં હતું એટલે ઘણા ખંડોમાંથી જૂનાં ચિત્રો દૂર કરવાં પડ્યાં હતાં.

૧૧ માથી ૧૭મા સૈકા સુધીના ધાર્મિક ચિત્રોનો એક મોટો વિભાગ હતો. તેમાં મુખ્યત્વે ખ્રિસ્ત અને ધાર્મિક સંતોને લગતા વિષયો હતા. એમાંના મોટા ભાગના ચિત્રકારો સાધુઓ અથવા ખડિયા ખેડૂતો હતા. સોવિયેટ પ્રજાનાયકોએ ભૂતકાળની સર્વ પ્રકારની કળાસમૃદ્ધિનું કેટલી કાળજીથી રક્ષણ કરેલું છે તે જોઇ અમને સૌને નવાઈ લાગી. ૧૮મા અને ૧૯મા સૈકાનાં ચિત્રોમાં અમારા મંડળને ખૂબ જ રસ પડ્યો, કારણ કે તે વખતે જ રશિયન કળાસાહિત્યનો ઉચ્ચ પ્રકારે વિકાસ થયો હતો.

એક મચ્છીમારના પુત્ર શિલ્પી શિબીનની કૃતિઓએ સૌને મુગ્ધ કર્યા. લિવિટસ્કી નામના કલાકારે તેના યુગના અનેક મહાન પુરુષોને ચિત્રપટમાં જીવંત રાખ્યા હતા. ક્રિપેન્સ્કી ૧૯મી સદીનો એક વિરાટ પ્રતિભાશાળી સર્જક હતો. એની તસવીરોમાં આદમીના અંદરના

સ્વરૂપનો પ્રભાવ ચહેરામાં દેખાતો. પુશ્કીનની તસ્વીર જેણે કરી તે વિશે એ મહાન લેખકે કહ્યું: "હું મારી જાતને આરસામાં જોઈ રહ્યો હોઉં એવું લાગે છે."

૧૯મી સદીના ચિત્રકારોએ ઝારના સમયના સમાજનાં હૂબહૂ ચિત્રો દોર્યાં છે. તે વખતના પ્રગતિશાળી ચિત્રકારોએ પ્રવાસી ચિત્ર-પ્રદર્શનની યોજના કરી રશિયાના ઘણા નગરોને તેનો લાભ આપ્યો હતો.

સુરિકોવનાં ચિત્રોમાં પ્રજાનાયકો જ આકર્ષણની વસ્તુ હતા. રેપીનનાં ભીંત ભરી દેતા વિરાટ કેનવાસમાં અનેક રાજદ્વારી પુરુષોની તસ્વીરો હતી. તે બધાંનાં તેણે છૂટાં અભ્યાસી ચિત્રો કરેલાં. તે એક જ ખંડમાં હતા. કહો કે એક જ ચિત્રના પરિવારથી ખંડ ભરેલો હતો. રેપીનનું એક ચિત્ર વડોદરાના ચિત્રાલયમાં છે. પહાડી કોઝેક્ સરદારો પર તુર્કીના સુલતાનને મુલક તાબે સોંપવાનું ફરમાન લઈ આવેલા કાસદ તરફ એ જંગલી સરદારો જબ્બર કટાક્ષથી જોઇ રહ્યા છે.

૧૯મી સદીમાં વેરીશેગીન નામનો ચિત્રકાર ઝારની સવારી સાથે હિંદમાં આવેલો. તેનાં ચિત્રો અમે ત્યાં જોયાં. એમાં "ઇસ્ટ ઇન્ડિઆ કંપની" વખતના ભારતીય પોશાકો, પાઘડીઓ અને પાત્રોનું બહુ જ સૂક્ષ્મ અને સચોટ આલેખન છે. કોઇ બીજા યૂરોપિયને એટલી સારી ચિત્રનોંધ લીધી નથી.

તે દિવસે રવિવાર હતો અને ૧૯૫૨નું પ્રદર્શન ચાલુ રખાયું હતું એટલે મોસ્કોની પ્રજા ચિત્રાલય ઉપર ધસારો કરી જતા આવી હતી. અમને લોકોને ગિર્દીમાંથી ચાલવાની જગ્યા અમારા ડિરેક્ટરના માર્ગદર્શનથી જ મળી શકી. ચિત્રો આગળ બહુ રોકાવાનું અશક્ય હતું. છેવટે ૧૯૫૨ના પ્રદર્શનમાંથી તો સોંસરા પાર જ નીકળી ગયા અને મે તો ફરી આવવું જ એવો નિશ્ચય કરી મન વાળી લીધું; છતાં અમારી મંડળીને તાજેતરમાં ભારતના પ્રવાસે આવી ગયેલા કલાકાર કલીમાશીનનાં ચિત્રોએ ખેંચાણ કર્યું હતું. તે મુંબઇના ઉદ્યોગપ્રદર્શનમાં સોવિયેટ મંડળીની દેખ-

રેખ માટે આવ્યા હતા પછી ભારતમાં પ્રવાસ કરી ઘણા ચિત્રો કરી ગયા હતા. એમની કેમેરા જેવી તિક્ષ્ણતાભરી પીંછી ચમત્કારી જ લાગી.

ચિત્રપ્રદર્શનો ભારતમાં થાય છે, પણ આવી માનવમેદનીનો સંભવ કલ્પી શકાય નહીં. વૃદ્ધો, બાળકો, જુવાનો, લશ્કરીઓ, ગૃહસ્થો અને અંગનાઓ હેતે હૈયાં ઢળતાં ચિત્રો નીરખી રહ્યા હતા. બીજા દેશોમાં આવી ભીડ સિનેમાગૃહો પામે જ હોય છે. રશિયાના કલાકારોએ જેવી મહાન કૃતિઓ નીપજાવી છે તેવી જ કદર અને લાગણીથી લોકો તેની પ્રતિ ખેંચાઈ રહે છે. આપણે યુરોપના અન્ય દેશોના ચિત્રો વિશે ઘણું જાણીએ છીએ પણ રશિયાની કૃતિઓ અને તેના સર્જકો વિશે ભાગ્યે જ કંઈ જાણીએ છીએ. માત્ર હમણાં જ એક અપવાદ થયો છે કે ગયે વર્ષે આધુનિક મેલિરેટ ચિત્રકારોના ચિત્રો દિલ્હી, કલકત્તા, મુંબઈ વગેરે આપણા પાટનગરોમાં રજૂ થયા હતા અને ખૂબ જ લોકાદર પામ્યા હતા. તે પછી મોસ્કોમાં પણ ભારતના ચિત્રો મોકલવાનો ઉપક્રમ થયો છે. તે માટે સોવિયેટ પ્રજા ઇંતેજારીથી રાહ જોઈ રહી હતી. આપણે હજુ પણ આ ચિત્રાલયમાં આવવું પડશે તે વખતે તેનો વધુ પરિચય કરી લઈશું.

તે રાતે માળીકામાં એક સરકસભવનમાં મોજ બોમરી. તેનું વર્ણન તો આગળ આવી ગયું છે.

તા. ૨ જાનેવારીની સવારે શિક્ષણ—પ્રધાનની કચેરીમાં અમારો કાફલો પહોંચી ગયો. અમારા માટે મ્હાનારતાની ગોઠવણ કરાવી. ડેપ્યુટી મિનિસ્ટર ક્રેનીન અમારા પ્રશ્નોના જવાબ આપવા ઊભા થઈ ગયા. અમે તેમને બેસીને વાત કરવા ઘણી વિનતી કરી પણ છેવટ સુધી તેઓ અણનમ રહ્યા. હાઈસ્કૂલ પર્યંતની કેળવણી સુધી તેમની મર્યાદા છે. કોલેજો, યુનિવર્સિટી અને ઇન્સ્ટીટ્યૂટ માટે વળી બીજી મિનીસ્ટ્રી ઓફ હાયર એજ્યુકેશન છે.

સોવિયેટ યુનિયનનું પહેલું મહાભારત કાર્ય તો પ્રજામાંથી આમ

ત્તોર પર નિરક્ષરતાને ધોઇ નાખી તે છે.

મધ્ય રશિયામાં તો બે તૃતીયાંશ લોકો અભણ હતા. ઉત્તર અને પૂર્વમાં એક એક જણ નિરક્ષર હતો. અજ્ઞાન દૂર કર્યા વિના. સામ્યવાદની સ્થાપના અશકય છે, એવું લેનિનનું વચન હતું.

૧૯૧૯માં સોવિયેટ સરકારના રાજ્યોમાં નિરક્ષતા નાબૂદ કરવાની સર્વ પ્રકારની તજવીજ થઇ ગઇ. અને આ મહાભારત કાર્યમાં સોવિયેટ કોમ્યુ. લીગ, ટ્રેડયુનિયનો અને લાલ સૈન્યની ટુકડીઓ જે ફરી વળ્યાં કે ૧૯૨૦ થી ૪૦ સુધીમાં ૫૦,૦૦૦૦૦૦ માણસોથી વધારે લખતાં-વાંચતાં શીખી ગયાં (આખા યુરોપની સંખ્યા એટલી જ હશે).

સોવિયેટ બાળકો કીડર ગાર્ટન પછી સાતમે વર્ષે સરકારી શાળામાં દાખલ થાય છે. ત્યાં ચાર શ્રેણી પૂરી કરે તે પછી જુદા જુદા પ્રકારની શાળાઓમાં જઇ શકે છે, એટલે ત્યા ૪ થી ૭ શ્રેણી પૂરી કરે એટલે ૮ થી ૧૦મી શ્રેણી માટે તે કળાકારીગીરી, ઉદ્યોગધંધા વગેરેની શાળાઓ પકડે છે. શહેરમાં અને ઔદ્યોગિક નગરોમાં આટલી દશ વર્ષની કેળવણી ફરજીયાત હોય છે. હવે પછીનાં પાંચ વર્ષોમાં ગામડાંઓ માટે પણ એવી જોગવાઈ થઇ જશે.

૭મી શ્રેણી પૂરી કરી જેઓ ઉદ્યોગધંધામાં જોડાઇ જાય છે તેમને આગળ વધવા માટે પણ ખાસ શાળાઓ છે અને તે રીતે તેઓ આગળ વધીને કોલેજના અભ્યાસ સુધી જવાની છૂટ ભોગવે છે.

શાળા બહારના સમયમાં જીવનનાં વિવિધ વ્યવસાયો, પ્રવૃત્તિઓ, કારીગરીઓ વગેરેનો પરિચય, જ્ઞાન અને તાલિમ આપનારાં "બાલભવનો"-ની આખા દેશમાં એક મોટી શેતરંજ છે. આથી શાળા પછીના સમયમાં પણ અનેક બાળકો ખૂબ જ વિકાસ અને જ્ઞાન મેળવી પ્રગતિ કરે છે.

દશમી શ્રેણીમાં જાય ત્યારે તેઓને એક પરદેશી ભાષા અને વિજ્ઞાનનો વિષય પરીક્ષા માટે વધે છે.

શારીરિક શિક્ષા સંદતર નાબૂદ થઇ છે. જો શિક્ષકો તેમાં ગફલત



'પ્રવદા'ના ડિરેક્ટર શ્રી રોમાન્ચીકોવનો ર મ-
રા એ દોરેલો સ્કેચ

તેમના કાર્યપ્રદેશમાં આવતી નથી.

કલાઓના શિક્ષણનો ભાગ કાઉન્સીલ આફ આર્ટસ ઉપર છે છતાં શાળાઓના અભ્યાસક્રમમાં કળા આવશ્યક વિષય છે તેની પરીક્ષા લેવાતી નથી અને પાસ થવાને તેના માર્ક કામ લાગતા નથી.

સાતમી શ્રેણી સુધીમાં તેમના પરીક્ષાના વિષયો આ પ્રમાણે હોય છે રશિયન ભાષા, પરદેશી ભાષા, ગણિત, ઇતિહાસ, પ્રકૃતિવિજ્ઞાન, ફીઝીકસ (પદાર્થ વિજ્ઞાન) અને ભૂગોળ કળા, સંગીત, કસરત વગેરે

—

સંસ્કારશિક્ષણ તરીકે ઈતર પ્રવૃત્તિ ગણાય છે, પણ દરેક માટે તે ફરજિયાત છે જ. દશમી શ્રેણી સુધીમાં આ જ વિષયો વધુ ઉચ્ચક્રમે શીખવાય છે.

વિદ્યાર્થીગૃહોની સગવડો વિપુલ છે. ગામડાંઓમાં અને નાનાં નગરોમાં શાળાને હસ્તક નિવાસગૃહો છે અને રાજ્યને ખર્ચે તે ચાલે છે. ત્યાં કોઈની ફી લેવાતી નથી. કોઈ પણ જગ્યાએ સ્કૂલ કરવાને સંખ્યા જોવાતી નથી. જ્યાં જરૂર લાગે ત્યાં સગવડ કરી આપવામાં આવે છે.

પરીક્ષાઓમાં શિક્ષકે શીખવ્યા ન હોય તેવા વિષયો પૂછવામાં આવતા નથી. નાપાસ થાય તેમના માટે સપ્લીમેન્ટ્રી પરીક્ષા હોય છે.

તા ૨૭ની સાંજે અમે સોવિયેટ રાજ્યના સમર્થ પત્ર "પ્રવદા"-ની સંસ્થા જોવા ગયા. એ મકાન અમારી હોટલની નજીકમાં જ હતું એટલે અમે સૌ ચાલતા જ ગયા. સૌ પ્રથમ લીફ્ટમાં અમે ઓફિસના ઉપલા મજલે ગયા ત્યાં સુશોભિન કાઉન્સીલ ખંડમાં 'પ્રવદા'ના ડિરેક્ટર રોમાન્ત્ચીકોવ અમારું સ્વાગત કર્યું અને અમારા કહેવાથી તેમની સંસ્થાની વિપુલતાનો ખ્યાલ આપ્યો. 'પ્રવદા' પત્ર સોવિયેટ જગતનું પ્રધાન દૈનિક પત્ર છે અને આખા મુલકમાં તેનો સૌથી વધુ પ્રચાર છે. લેનીને તેની સ્થાપના કરી હતી. મોસ્કો અને બાકીનાં પ્રજાસત્તાક રાજ્યોમાં તે એક સાથે પ્રકટ થાય છે. હાલની 'પ્રવદા'ની ઇમારત પહેલી પંચવર્ષીય યોજના દરમિયાન ૧૯૩૪માં તૈયાર થઈ હતી. 'પ્રવદા'નું ૫૦ ટકા જેટલું છાપકામ અહીં જ થાય છે, બાકીનું પ્રાંતોમાં. 'પ્રવદા'ની વીસ લાખ પ્રતો મોસ્કો આવૃત્તિ માટે જ હોય છે. બહારના માટે બીજી દોઢ લાખ છપાય છે.

બીજાં સોળ સામયિકો ૭ ભાષાઓમાં પ્રકટ થાય છે. તેમાં સ્ત્રીઓ, વિદ્વાનો, સંસ્કારી જનો, બાળકો, પ્રજાવર્ગ અને શાંતિ પ્રચાર-બધાને ન્યાય મળે છે.

કરે તો ઠપકો મળે અથવા તેમની બદનક્ષી થાય.

શિસ્તપાલન માટેનો ધારો મિનીસ્ટ્રી તરફથી જાહેર થયો છે અને તેને અનુસરી શિક્ષકોએ વર્તાવ રાખવાનો છે અને ઉત્તમ વિદ્યાર્થીઓનાં દૃષ્ટાંતો બીજાને માર્ગદર્શન કરાવે છે. દરેક શાળાને લગતી માતપિતાની સભા પણ છે. શિક્ષકો અને માબાપો વચ્ચેનોવચ્ચે મળે છે, યંગ કોમ્યુનીસ્ટ લીગ અને પાયોનિયર્સ કમિટીની, જેમાં ૯થી ૧૪ વર્ષનાં બાળકો હોય છે, તેઓ શિક્ષકોને મળી શાળા બહારના કાર્યક્રમો ગોઠવે છે. પણ તેઓ શિક્ષકો સાથે વિવાદમાં ઉતરી શકે નહીં અથવા તેમની ટીકા પણ કરે નહિ.

શાળા અને ઘર વચ્ચે વિચારભેદ ન થાય તેની સંભાળ રાખવા માબાપો અને શિક્ષકોના સંસર્ગ સારી રીતે સાધવામાં આવે છે. માંદગીથી નિશાળે ન આવી શક્યા હોય તેવા વિદ્યાર્થીઓને ઉપરના વર્ગના વિદ્યાર્થીઓ મદદ કરવા તેમને ઘેર જાય છે. શાળાશિક્ષક તેમના પર મહેનત લે છે.

ધાર્મિક શિક્ષણની કોઇ ચિંતા શાળા પર નથી. માબાપોનું એ કર્તવ્ય છે. તેમને ઠીક લાગે તેવું ધર્મશિક્ષણ તેમનાં બાળકોને આપી શકે છે. દેવળોમાં ધાર્મિક શિક્ષણ અપાય છે, પણ તેના સર્વ ખર્ચનો ભાર દેવળના સંચાલકો પર રહે છે.

વિદ્યાર્થીઓનું નૈતિક ઘડતર કે તાલીમ સંભાળવા સાહિત્ય અને ઊંચા ગુણો આપતા વિષયોનો તેમને ખાસ નિર્દેશપૂર્વક પરિચય કરાવવામાં આવે છે. રાજ્યબંધારણના અભ્યાસમાં તેઓ સમાજ પ્રત્યેના તેમના ધર્મો શા છે તે જાણે છે.

સહશિક્ષણની ચર્ચા નીકળતાં તેમણે કહ્યું કે સોવિયેટ સમાજમાં જાતીય સમાનતા પૂર્ણપણે આપવામાં આવી છે. છોકરાઓની શાળાઓમાં અને છોકરીઓની શાળાઓમાં જરા ય ભેદ નથી, પણ તેમના પ્રશ્નો તદ્દન જુદા જ ધોરણો પર જોવામાં આવે છે. છોકરાઓ અને

છોકરીઓ વચ્ચે નિઃશંક પ્રાકૃતિક ભેદ છે જ અને સોવિયેટ શિક્ષણવિશારદો માને છે કે તરુણવયે એ ભેદો સ્પષ્ટ રૂપ લે છે. તે વખતે જુદી શાળાઓ હોય તો શિક્ષણનું કાર્ય સરળ બને છે. છતાં આ દિશામાં ચર્ચા અને સંશોધન ચાલુ છે અને આજની સ્થિતિ પ્રાયોગિક કક્ષાએ છે. જાતિવિષયક જ્ઞાન, વૈજ્ઞાનિક વાર્તાલાપો દ્વારા તેની સમજ આપવામાં આવે છે.

સોવિયેટ જગતમાં શિક્ષકોનું પ્રચંડ સૈન્ય તૈયાર કરનારી અનેક પ્રકારની સંસ્થાઓ છે. ૫ થી ૭મી શ્રેણીઓ માટે વ્યાયામશાળાઓ છે. દશમી શ્રેણી પછીના વિદ્યાર્થીઓ પેડેગોજીકલ સાયન્સ (શિક્ષણશાસ્ત્રની) શાળાઓમાં જઈ શકે છે. કોલેજના શિક્ષણ માટે ગ્રેજ્યુએટ થયેલાને બે વર્ષ વધુ આપવા પડે છે.

રશિયાના બાર પ્રજાસત્તાક રાજ્યોને દરેકના શિક્ષણપ્રધાનો છે. તેઓ પોતાના અભ્યાસક્રમો, પદ્ધતિઓ, પાઠ્ય-પુસ્તકો પોતાની ભાષામાં તેમજ કોઈ પણ ભાષામાં નિર્ણય કરવાના હક્કો ધરાવે છે. સાથે રશિયન કૃતિઓના સાદા અનુવાદો અપનાવે છે. બાળકો પોતાની માતૃભાષાની સહાયથી રશિયન ભાષા શીખે છે. મધ્યસ્થ શિક્ષણ કચેરી એ સર્વને પોતાની રીતે વિકાસ કરાવવામાં મદદ કરતી રહે છે.

અઢી મહિનાના ઓપ વર્ગોથી શિક્ષકોની સંખ્યા વધતી જ જાય છે. ચારપાંચ વર્ષમાં લગભગ દરેક શિક્ષકનો તેમાં વારો આવી જાય છે.

પુસ્તકો રચવાની સમિતિમાં પ્રધાનો સાથ આપે છે. ઉપરાંત એકેડમી ઑફ પેડેગોજીકલ સાયન્સ (શિક્ષણ વિદ્યાની વૈજ્ઞાનિક મહાસંસ્થા) મારફત કળા, વિજ્ઞાન, આરોગ્ય તેમજ અપંગ અને ખોડવાળાં બાળકોની તાલીમ માટે સંસ્થાઓ ચાલે છે.

પ્રજાસત્તાક રાજ્યોના બધા શિક્ષણપ્રધાનો એક બીજાનો નીકટ સબંધ સાચવે છે અને મધ્યસ્થ મંડળમાં બધાનું પ્રતિનિધિત્વ હોય છે અને સુપ્રીમ કાઉન્સીલના આદેશો તૈયાર કરે છે. યુનિવર્સિટીઓ

'સોવિયેટ યુનિયન', જે ભાગમાં બહુ લોકપ્રિય થયું છે તેની ૭ ભાષાની પ્રતો ત્રીસ લાખ જાય છે અમે કંપોઝ ખાતામા ગયા. ત્યા ૪૬ લીનોટાઇપ મશીન ચાલતાં હતાં. તે પર ૫૦ ટકા સ્ત્રીઓ કામ કરતી હતી એમાંની કેટલીકના પતિ મહાયુદ્ધમા ખપી ગયા હતા. એક ખંડમાં 'પ્રવદા'ની મેટ્રીક્સ છાપો બીજા દેશો પર એરોપ્લેનમાં મોકલી આપવા તૈયાર થતી હતી. (મેટ્રીક્સ એટલે કાગળ જેવા પદાર્થ પર બીબાંઓની શીટ છાપ તે પરથી બીજાં પ્રેસ ધાતુની છાપ ઢાળીને યંત્ર પર ચડાવી લે.)

છાપનારા યંત્ર ખાતામાં ૨૧ વિરાટ મશીનો ધમધમી રહ્યા હતા. ત્રણ કલાકમાં વીસ લાખ નકલો ત્યા વહેલી સવારે છપાઈને ૮૦૦૦ કેન્દ્રોથી વહેંચાઈ જાય છે.

'સોવિયેટ યુનિયન' છપાય છે તે ગગનામના ઑગ્યોર યંત્રોના વિભાગમાં અમે ગયા. અમારામાંના કેટલાકે યુરોપ-અમેરિકાના પ્રેસ જોયાં હતા અને જાતે ધંધો કરતા હતા. તે બધા પણ ત્યાંની વિરાટ યોજના જોઈ છક થઈ ગયા પૂરેપૂરું રંગકામ અને બીબાંકામ એક સાથે સુંદર રીતે છાપી આપતાં યંત્રો કારીગરીની અજબ કમાલ છે

પ્રવદા-પ્રેસમા ૩૦૦૦ કામદારો કામ કરે છે તેમાં વિદ્વાન તંત્રીઓ, કલાકારો, યંત્રશ્રમીઓ બધાનો સમાવેશ થાય છે પગારોના ધોરણોમા બહુ ફરક નહોતો. લીનો ટાઇપીસ્ટને ૧૫૦૦ થી ૨૦૦૦ રૂબલ અને કોઈ વાર વધારે મળતા રંગના છાપકામના કામદારને ૧૨૦૦ થી ૧૮૦૦ અને સૌના પટા ઉપર પાના જોડનાર કામદારોને ૬૫૦ થી ૭૦૦ રૂબલ મળતા

ખાતાંઓના ડિરેક્ટરોને ૧૬૦૦-૧૭૦૦ થી ૩૫૦૦ સુધી મળતા રીપોર્ટર અને સમ રીપોર્ટરોને ૧૦૦૦ રૂબલ ઉપરાંત તેમને મેળવવા સાહિત્યના મૂલ્યના પ્રમાણમા વધારે ફી મળતી. તંત્રીને ૩૫૦૦ રૂબલ પત્રસંપાદકોને ૧૫૦૦ થી ૨૦૦૦ રૂબલ.

રૂબલની કિંમત બહારના દેશો સાથે પોંડ =૧૨ રૂબલ અને ભારતના સરકારી સંબંધોમાં ૮૦ રૂ =૧૦૦ રૂબલ ગણાય

'પ્રવદા'ના પગારો ઉપરાંત ખાતાના માણસોને અનેક પ્રકારની સુખસગવડો અને લાભો યુનિયનના ધોરણે મળે છે

કામદારો માટે માધ્યમિક ધોરણોની રાત્રિશાળા છે ત્યાં તેઓ પોતાનો અભ્યાસ વધારી જ્ઞાન અને આવકમાં પ્રગતિ કરી શકે છે. ખાતાના બાળકો માટે નજીકમાં સંસ્કારભવન, કિન્ડરગાર્ટન, શાળા ઇસ્પીતાલ વગેરે છે ઉપરાંત છાપકામની ટેકનીકલ સ્કૂલ અને કોલેજ સંસ્થા તરફથી વર્ષના ૧૦૦ રૂબલની ફીથી ચાલે છે તેમાં પણ ઉત્તમ કામગારોને સારી ભણતર મળે છે અને ભણતરમાં આગળ નીકળે તેને પણ સારી અપાય છે.

કામદાર પૈકી ત્રીજા ભાગના આરામ માટે વિશ્રાંતિ ધામોમાં જઈ આવ્યા છે ત્યાંનો દર ૫૦૦ રૂબલ છતાં કામદારને ૧૨૦ રૂબલ જ આપવા પડે છે

ડિરેકટરે જણાવ્યું કે યુનિવર્સિટીઓમાં પરદેશી ભાષાઓનો અભ્યાસ આવશ્યક હોવાથી ઘણા કામદારો અને લેખકવર્ગને ઇતર ભાષાઓનું જ્ઞાન જરૂરી છે તેઓ ગમે તે પરદેશી પત્રો મગાવી શકે છે, એટલું જ નહિ પણ બધી લાયબ્રેરીઓમાં પરદેશી પત્રો વાચવા મળે છે મોટા કલાકારો અને એકડમીના વિદ્વાનો 'પ્રવદા'ના સ્ટાફમાં રોકાયેલા રહે છે ઘણાને 'સ્તાલિન પારિતોષિકો' અને ચંદ્રકો મળેલા છે

રામાનંદાચાર્યનો મે સ્વેચ્છ ફેર્યો અને તેમણે પ્રસન્નપૂર્વક સહી આપી છેવટે તેમણે બધાને સોવિયેટ દુનિયાનો તાજો અંક અને લેનિન તથા સ્તાલિનની મોટી છબીઓ ભેટ આપી છેવટે અમારા મંડળના પ્રસિદ્ધ ભારતી લેખક શ્રી યશપાલજીએ કહ્યું "પ્રવદા" સંસ્કૃત શબ્દની ઉત્પત્તિ છે પ્ર=પ્રકૃષ્ટ, વદા=બોલનાર 'બુલંદ અવાજ' એવો તેનો અર્થ થાય અને ખરેખર રશિયનો તે જ અર્થ કરે છે એમ જાણ્યું

અને વહીવટકર્તાઓની એ ઑફિસ હતી અગાઉની મુલાકાતો પેઠે અમે ચર્ચા અને પ્રશ્નોત્તરી દૂર નાખ્યા અને "પ્લાન્ટ"નું આદિથી અંત નું આ અવલોકન સ્વીકાર્યું. ડિરેક્ટર અને બે એન્જિનિયરોની આગે-વાની હેઠળ અમે એ મકાનમાંથી જલદી બહાર પડ્યા કેમકે આખો "પ્લાન્ટ" મોટી મિલો જેવડા ત્રણચાર મકાનોમાં વહેંચાયેલો હતો

ડિરેક્ટરે અમને જણાવ્યું કે લોખંડના માલનું કારખાનું તો ઘણા સમયથી હતું જ પણ મોટરકારો બનતી નહોતી. જરૂર પ્રમાણે પરદેશથી આવતી હતી આ કારખાનામાં તો માત્ર સમારકામ થતું. બાકીની જમીન ઉજ્જડ પડી રહેતી એ જમીન પણ એક ઉદ્યોગ-પતિની માલિકીની હતી ૧૯૨૪મા પહેલવહેલી 'સોવિયેટ કાર' બની અને ૧૯૩૧મા કારખાનાની બધી તાકાત પૂર્ણ દશાએ પહોંચી એ પછી ૧૯૩૬મા 'ઝીસ ૫" નંબરનું મોડલ તૈયાર થયું અને અઢી ટનની ટ્રકો બનવા લાગી ઉપરાંત હવે તો આ કારખાનું ખાસ જરૂ-રત પ્રમાણે ચાર ટનની ટ્રકો, પ્રવાસી બસ અને "રેફ્રીજેટરો" પણ બનાવે છે

પ્રથમ અમે મોટરના મોટા ભાગોના બનાવનારા કારખાનામાં ગયા, કા  થઈ જાય એવા રાક્ષસી ધડાકા સાથે જ્વાળાઓ અને ચીમની ભઠ્ઠીઓની મોટી ખીણમાં પેઠા હોઈએ એવું લાગ્યું ઉપરના પાટાને આધારે દોડતી ગરગડીઓની સાંકળે લટકતા, મોટી મોટી પેટીઓ જેવડા, લાલ, તપેલા પોલાદના લાટા, ભઠ્ઠીઓમાંથી લાલ લોખંડી રસના પડતા ધોધ અને છેવટ ગક્ષરી માપના યાન્ત્રિક હથોડા નીચે મોટા લાલ ગચ્ચામાંથી એક ફટકે દબાઈને ઘાટ પામતા મોટર એન્જિનના ખોખા માણસના હાથમાં રહેલી પ્રચંડ તાકાત અને નિર્માણ શક્તિના અજબ દૃશ્યો હતા કોઈ ઠેકાણે માણસના સ્નાયુને દબાણ કે તંગ થવાપણું નહિ. ગમે તેવા વજનો ઉંચકાવવાની શક્તિ માણસની આંગળીને ટેરવે રમી રહી હતી વધુ આશ્ચર્ય તો એ હતું ' એવા ધડાકા-ઝારાના યંત્ર

કામમાં સ્ત્રીઓ માથાં બાંધીને ગણુ ગોપાકર્માં ભઠ્ઠીઓ પાસે ઊભાં ઊભી હથોડા નીચે લોખંડના નમૂના પાડતી હતી. એ જ કારખાનાને બીજે છેડે ભઠ્ઠીઓમાંથી ધગધગતા પોલાદી રસનાં પીપો ઉપરના પાટા સાથે લટકતી સાંકળો અને મોટરોના આધારે જુદાં જુદાં ખાનાં આગળ પ્રવાસ કરતાં. ત્યાં ચક્રો, ખીલા અને બીજી અનેક જાતની સામગ્રી હથોડાના ધમકારા સાથે તૈયાર થઈને નીચે ખરતી દેખાતી હતી. આ રીતે ભઠ્ઠીના રસથી બની ચીજો ઘાટ પામીને તૈયાર થયા પછી અને તેમની પદ્ધતિસરની પરીક્ષા અને માપણી થઈ જાય, એ પછી તેમને "એસેમ્બલી પ્લાન્ટ" એટલે કે બધા ભાગને એક બીજા સાથે બેસાડવાના ખાતામાં મોકલવામાં આવે છે.

આ "એસેમ્બલી ડિપાર્ટમેન્ટ" આજના યંત્રયુગની અદ્‌ભુત રચના છે. આખા કારખાનામાં ઉપરના "કનવેયર બેલ્ટ"ની મદદથી ધીરે ધીરે ચાલતી ગરગડીઓ અને નીચે ચાલતી મોટર સમાય એવડી મતિમાન સડકો કામને અને કામદારોને એક નવી જ પ્રણાલી આપે છે. એક છેડેથી અમે જોવાનું શરૂ કર્યું ત્યાં મોટરનાં પૈડાનું એન્જિન ધારણ કરનારું મોટું ચોકઠું, ચાલતી સડક પેર ગેલરીથી સરતું આવ્યું અને તે પર ચાર-છ કારીગરો ચડી ગયા. તેમને જોતાં હથિયારો હાથના હતાં. ઉપરથી કંઈ સામાન લટકતો આવ્યો. બહુ જ ધીરે ચાલતા પાટા ઉપર થોડીક જ મિનિટોમાં એનને કંઈ ઘાટેલી ચીજો ગોઠવી કાઢી અને પાછા નૂતન સ્થાન પર આવ્યા, ત્યાં બીજું ચોકઠું હાજર થયું. આગળ જતા ચોકઠા પર નવા કારીગરો ચડી ગયા હતા. તેમણે ઠોકઠાક કરી કંઈક સ્ક્રૂ ચડાવ્યા અને થોડો વધારો કર્યો. એમ એને એ પાટા સાથે લગભગ અર્ધા માઈલ જેટલો પ્રવાસ કર્યો. ઉપરથી ટાયર ચડાવેલાં પૈડાં કોઈ બીજી દિશામાંથી આવી ઊભેલાં, તે લાગી ગયાં. આગળ જતાં ધીરે ધીરે "ટ્રેક્ટર"નું સ્વરૂપ પ્રગટવા માંડ્યું અને છેવટે દરવાજે થોડે દૂર રહ્યો ત્યાં વીજળીની બેટરી વગેરે તેના

પર લાગી ગયાં પછી પરીક્ષક કામદારો ઉપર ચઢી ગયા અને દરવાજા પાસે પાછો ઢાળમાં ઊતરે ત્યાં તો મોટરની ગતિથી ભૂંગળું વગાડતાં તેના પર "તપાસ અરોબર"નુ 'લેબલ" લાગ્યું અને એ ટ્રેક્ટર બહાર ગયું. આમ કારખાનામાંથી દર પંદર મિનિટે એક 'ટ્રેક્ટર' બહાર પડે જાય છે. એ જ રીતે બીજા મકાનોમાં મોટરો તેમજ બાઇસિકલો બહાર પડતી અમે જોઈ. ક્યાંય ઠેકાણે કારીગરને રોકાણ નહિ, માલ શોધવાના કે મેળવવાના ફાંફાં મારવાના નહિ અને બીજાના કામની ચિંતા કે વ્યવસ્થા નહિ. છતાં બધુ કામ એક વ્યવસ્થિત ધારા રૂપે તૈયાર માલના સ્વરૂપમાં ઉત્પાદનમાં વધારો કરતું જ ચાલ્યું જાય છે માનવબુદ્ધિ, વ્યવસ્થા અને સહકારનો એ એક ચમત્કાર છે.

અમે દરેક વિભાગના પ્રવાસદ્વારે કામદારોનાં ભીંતપત્રો અને ફલ-લાકનાં ફોટોગ્રાફો જોયા. કામમાં પ્રગતિ બતાવનાર કે કામ સુધારવા વધારવાની નવી સૂઝ લાવનાર અથવા આ માટે નવો નુસ્ખો અજમાવનારનું આ રીતે બહુમાન થાય છે.

આ "પ્લાન્ટ"ના કામદારોની સંખ્યા હજારોની છે. એમાં ૪૨ ટકા સ્ત્રીઓ છે. ફરતા ફરતા અમે એક ઠેકાણે અટક્યા. ત્યાં બપોરના આરામનો સમય હતો એટલે સ્ત્રી–કામદારોએ ડિરેક્ટરની રજા માગતાં જણાવ્યું કે તેઓ "ડેલીગેશન" ને સ્વાગતવચનો કહેવા માગે છે ડિરેક્ટરે રજા આપી એટલે એક સ્ત્રીએ ભાવપૂર્ણ અને જુસ્સાદાર ભાષણ આપ્યું અમારા દુભાષિયાએ સાથે સાથે તેનો તરજૂમો સંભળાવ્યો ત્યારે એ કામદારોમાં કેવા સુન્દર સંસ્કારો પડ્યા છે તેનો અમને ખ્યાલ આવ્યો અમારા તરફથી જવાબ આપવાનુ અમે શ્રી. ગીતા મલ્લિકને સોંપ્યું. ઉપસંહારમાં એ સ્ત્રી–કામદારોએ એક સમૂહગીત ગાયું અને ભારતીય સ્ત્રીપ્રતિનિધિઓને તેઓ ભેટ્યા. હર્ષાશ્રુ આવી જાય એવો એ પ્રસંગ હતો.

બહાર નીકળ્યા પછી અમે કામદારોની કલમઃ તેમનું સંસ્કાર–કેન્દ્ર



નમૂના વિભાગના ભીંતપત્રો અને પ્રાનિશીન કામદારની શિલ્પપ્રતિમા

જોવા ગયા રશિયન લોકો તેને "કલ્ચર પેલેસ" એટલે કે "સંસ્કાર મહેલ' કહે છે ને યથાર્થ છે એ મકાન ભારતના કોઈ પણ મોટા રાજાના મહેલ જેટલું મોટું, સુશોભિત અને વ્યવસ્થાવાળું હતું ત્યાંનું સમૃદ્ધ પુસ્તકાલય, ત્યાંનો સંગીતવર્ગ, ત્યાંનું નાટ્યભવન અને ત્યાંના અભ્યાસવર્ગો એ કેટલા હજારો માણસોની સગવડને પહોંચી વળે એટલા વિશાળ હતા તેનું ઉપહારગૃહ પણ સ્વચ્છ અને આકર્ષક ગોઠવણીથી સજ્જ હતું અહીં કામદારોને જે ઊંચી માનવતાનું ગૌરવ અને ભાન પ્રાપ્ત થાય છે તેનો અનુભવ અન્ય દેશમાં કલ્પવો પણ મુશ્કેલ લાગે છે અને ઘણી મોટી સંખ્યા દેશની દરેક જાતની રમત-સ્પર્ધાઓ, જેવી કે ફૂટબોલ, બેડમિન્ટન, તરણ, વૉટર પોલો વગેરેમાં ભાગ લે છે



*

નૃત્યગાનિકાઓને ઠેઠ નાનપણથીજ તાલીમ આપવામા આવે છે

*

અમે બહુ ફરીને થાકી ગયા હતા અને મુકામ પર જવા અધીરા થતા હતા ત્યા કોઈએ સ્ત્રીઓના બાળકોનુ સભાગૃહ જોવાની ઈચ્છા બતાવી એટલે ડિરેક્ટરે આગળની નજીકના બગીચામા આવેલુ એક સુદર સફેદ મકાન બતાવ્યુ એ વખતે બાળકોને સુવાડી દેવાના હોવાથી બાળકોની પ્રવૃત્તિ જોવા મળશે નહિ એમ પણ તેમણે કહ્યુ છતા અમે તો એ સ્થાન અને ત્યાની સગવડો જોવાનો આગ્રહ રાખ્યો, એટલે ડિરેક્ટરે આગળ ચાલીને, બાળગૃહને બારણે જઈને ઘટડી વગાડી.

સ્વચ્છ સફેદ પોષાકમા નર્સ જેવી દેખાતી એક આધેડ બાઈએ તે ઉઘાડ્યુ અને એકદમ નાકે આગળી રાખી અમારા અવાજ રોકી દીધા ડિરેક્ટરે તેને સમજાવ્યુ કે "આ મહેમાનોને મકાન અને અગ

તેઓ લાંબી રજાઓમાં નવી મોજણ, નવો સમાગમ અને નવા સંસ્કાર મેળવી શકે છે.

જતાં જતાં વળી કોઈને યાદ આવ્યું કે કામદારોનાં નિવાસસ્થાન પણ જોઈ લેવાં. ડિરેક્ટરે વિના સંકોચે અમને કામદારોના વિરાટ ગૃહ-ગૃહમાં દોર્યા. બહાર છોકરાં બાગમાં રમતાં હતાં અને "સ્કેટીંગ"થી લપસતાં હતાં. એ સૌને શરીરે પૂરતાં ગરમ કપડાં હતાં તેમજ ટોપીઓ હતી. તેઓ તંદુરસ્ત અને પ્રસન્ન હતાં. અમારું પ્રતિનિધિમંડળ હવે નાની નાની ટુકડીઓમાં વહેંચાઈ ગયું અને દરેક ટુકડી અલગ અલગ કામદારના ઘરમાં પેઠી. દરેક કુટુમ્બને ત્રણ ખંડો મળ્યા હતા. તેમાં રસોડું, સ્નાનગૃહ, સંડાસ વગેરેની પૂરતી સગવડો ઉપરાંત વીજળીની બત્તીઓ તેમજ ગૅસ વગેરેની પણ સગવડ હતી. દરેક કુટુંબે આ માટે ૮૦ રૂબલ માસિક ભાડું આપવું પડતું. ૨૫૦૦ રૂબલ કમાતા એક ઈજનેરને એક જ ખંડ અને રસોડું તથા સ્નાનગૃહ અને મળગૃહ મળ્યાં હતાં, જેનું માસિક ભાડું ૫૮ રૂબલ હતું. એના બેઉ ખંડોમાં સાદું ફર્નીચર, રેડિયો, વાસણો અને અન્ય સુખસાધનો હતા. અમે ત્યાં વસનારાઓને જુદી જુદી જાતના પ્રશ્નો પૂછ્યા અને અમને તેમના સમાધાનકર ઉત્તરો મળ્યા.

બપોરના ભોજન પછી ખાસ કાર્યક્રમો નહોતા, પણ મને ખબર મળ્યા કે કળાવિષયક બાબતોની મારે શી શી માહિતી જોઈએ છે તેના નિર્ણય અને તેની સગવડ માટે મારે ટ્રીશીનોવ ચિત્રાલયના અધ્યક્ષ કલાકાર યેગાનસનને સાંજે મળવું. એટલે હું એક દુભાષી મિત્રને લઈને ખાસ મોટરમાં એકલો ફરી વાર ટ્રીશી–ચિત્રાલય ગયો. બીજે બારણેથી તેમના ખાસ ખંડમાં મારા સાથીદાર સાથે પહોંચ્યો ત્યારે જૂની ઢબના ઓરડામાં એક મમતાળુ પીઢ ગૃહસ્થે આવકારપૂર્વક મારી સાથે હાથ મિલાવ્યો. તેમના વિશાળ પંજામાં મારા હાથને ખૂબ જ ઉષ્મા લાગી, તે મને જોતાં જ બોલ્યા: "આમને



*

નૃત્યઆવિકાઓની તાલીમનો એક પ્રકાર, જે દ્વારા તેઓ લલિત અંગભંગ કરવાની શક્તિ મેળવે છે.

*

તો મેં ટ્રેનમાં જોયા હતા. મેં તેમનો સ્કેચ પણ કર્યો છે." મારા સાથીએ તે જણાવ્યું ત્યારે મેં કહ્યું : "એ કેમ બન્યું ? મારી સાથે કોઈએ તેમનો પરિચય કેમ નહિ કરાવ્યો હોય ?" સાથીએ કહ્યું : "તેઓ મોસ્કોની શાંતિ સમિતિના સભ્ય છે અને મંડળના પ્રતિનિધિઓ સાથે વિનોના પરિષદમાં હાજર હતા. પણ ઘણી ધમાલમાં આવા સંપર્ક અશક્ય બને છે કે ભૂલાઇ જાય છે. હવે તમારી જે ઇચ્છા હોય તે તેમને જણાવો. પ્રથમ તમારા સબંધે કંઇક કહો."

મેં તરત મારે વિશે લખવી એક ટૂંકી નોંધ વાંચી બતાવી. એથી એમને સંતોષ થયો. પછી કલાશિક્ષણની સંસ્થાઓ અને તેમની પદ્ધતિ જોવાની તેમજ પ્રસિદ્ધ ચિત્રકારોને મળવાની મેં ઇચ્છા બતાવી ત્યારે તેમણે કહ્યું કે બીજે દિવસે તેમને બહારગામ જવાનું છે. પણ બેપાંચ દિવસમાં એની ગોઠવણ કરી શકાશે. "હાલ તમે દ્રીશીનું ૧૯૫૨નું પ્રદર્શન જોતા જાઓ. મારે કામ છે પણ મારાં ધર્મપત્ની આપની સાથે આવશે." તેમની રજા લઇ તેમનાં શ્રીમતીજી સાથે અંદરને રસ્તેથી ચિત્રાલય તરફ જવા હું નીકળ્યો. વચમાં કળાનાં પુસ્તકોનો મોટો ખંડ વટાવ્યો. જાણવા મળ્યું છે કે ત્યાં કળા ઉપર જ ૬૦૦૦

કરતા વધારે ગ્રન્થો હતા!

મે જણાવ્યુ કે "ગઈ સાલે ચિનાઈનો જૂનો નકશો મે જોઈ લીધો છે માટે તળ પરનો નવો નકશો અત્યારે જોવો છે" એટલે ઉપરના ખંડો છોડી અમે નીચે ઊતર્યા દાદર ઊતરતા સામેની આખી દીવાલ પર એક જ મોટુ ચિત્ર યોગ્ય રોશનીથી પ્રકાશમાન થયેલુ હતુ તે સામે આંગળી કરી શ્રીમતીજીએ જણાવ્યુ એ ચિત્ર તેમના પતિનુ કરેલુ છે જે વિદ્યાર્થીઓની મદદથી તેમણે એક વર્ષમા પૂરૂ કર્યુ છે કેમેલીન સભાભવનમા સ્તાલીન એસિયેટ પ્રતિનિધીઓની વચ્ચે સૌને મળી રહ્યા હતા તેનુ એ ચિત્ર તાદૃશ કળાનો અનોખો નમૂનો હતુ કેટલી યે જાતીઓના પ્રતિનિધિઓ વચ્ચે સ્તાલીન પ્રસન્નતાથી ફરી રહ્યા હતા તેમના મો પર સ્મિત હતુ એશિયાના વિવિધ પોશાકોવાળા પ્રતિનિધિઓ તેમને પ્રશ્નો પૂછતા જણાતા હતા નીકટના પરિચયથી અને ચોક્કસ અવલોકનપૂર્વક આલેખાયેલુ તેમજ માનસચિકિત્સાથી અને લગભગ પૂરા કદના માનવપાત્રોથી ભરેલુ એ ચિત્ર જોઈને હુ થોડીક જ વાર પહેલા કેવા મહાન કળાકારને મળ્યો હતો તેનો મને ખ્યાલ આવ્યો એ મહાન ચિત્રકારને બે વાર સ્તાલીન ચંદ્રકો મળ્યા હતા એ જ ખડમાં બાજુએ તેમના સમકાલીન ચિત્રકારો ન અને નવા વિદ્યાર્થી-કળાકારોના ચિત્રો હતા એક તો એ જ વખના પદ્દીધરનુ ચિત્ર હતુ શાળાન્તે શક્તિઓનો વિકાસ કયી કક્ષા એ પહોચવો જોઈએ એનો આંક રશિયાએ ખૂબ જ ચડાવી દીધો છે એ પછી જે અનેક ચિત્રો અને શિલ્પો મે જોયા તેથી ગયે વર્ષે ભારતમા આવેલા ચિત્રો કરતા એક જ વર્ષમા સિદ્ધિ અને પ્રગતિ વચ્ચેનુ મોટુ અતર મને જણાઈ આવ્યુ

મોટા મોટા સ્મારકોની ડિઝાઇનો અને પ્રતિમાઓ અથાગ મહેનતે પ્રદર્શનમા લાવીને રજૂ કરેલા હતા કટલાક ચિત્રો માટે તો આખા ખડની રગરચના બદલી નાખવી પડી હતી ખાસ પ્રકારની રોશની

તેમના તત્કાળ બદલાતા અભિનયોમાં વાર્તાનું આખું સ્વરૂપ સ્પષ્ટ આલેખાયેલું હતું. એ રીતે આ નાટક હિંદની "કથકલી" જેવું કહે વાય. ફેર એટલો કે "કથકલી" મા કથા અને સંવાદો બીજું કોઈ બોલે છે, જ્યારે આ નાટકમાં તો સંગીત અને અભિનયની સાર્વભૌમ ભાષાનો વૈભવ જોવા મળે છે. નેપથ્યવિધાયકોની કલા તો જાદુભરી જ લાગે. નજર સામે દૃશ્યો પલટાઇ જાય અને સમજાય નહિ કે એ શી રીતે થયું !

આ નૃત્યનાટિકાથી અમને સમજાયું કે જીવનનાં સાદાં સત્યો માટે રશિયામાં અપાર લાગણી છે. એમના સર્વ ભાવો પ્રગટ કરવાને તેમનું વાદ્યવૃંદ અતિ શ્રેષ્ટતાએ પહોંચેલું છે. તેમનાં નાટકોમાં સંગીત અને નૃત્ય વગર તેમને ચાલતું નથી. બોલશોઇ થીયેટર ૧૭૫ વર્ષનું જૂનું કલાકેન્દ્ર છે.

બોલશોઇ કલાકારો ઉન્નત માનસ તૈયાર કરવા માગે છે અને ઉત્પાદક શ્રમશક્તિને પ્રભાવિત કરવા માગે છે. આ કલા મારફતે જ થઇ શકે. આ જાતનો નિશ્ચયભર્યો પ્રસ્તાવ તેમણે પોતાનાં સંગીત-નાટકોમાં ઉતાર્યો છે. રશિયા પાસે ભૂતકાળનો અદ્ભુત વારસો છે. આ "બેલે" નાટકો ઝારના સમયથી જાણીતાં છે. તેમની દંતકથાઓમાંથી અને વીરકથાઓમાંથી એમના કલાકારોને અતુલ સંપત્તિ મળી છે. ઝારના વખતમાં બે જ મુખ્ય નાટકશાળાઓ હતી, આજે ત્રીસ છે. એ જ બતાવે છે કે સોવિયેટજગત કલામાં અગ્રણી છે.

## મોસ્કોની નવરચના

## [ ૧૧ : ૨ ]

તા. ૪થી જાનેવારી ૧૯૫૩ રવિવારે સવારે મંડળના દરેક જણને રોમાંચક સમાચાર મળ્યા હતા કે તે દિવસે સૌએ રશિયાના મહાન ઉદ્ધારક લેનીનની સમાધિ પર ફૂલહાર મૂકવા જવાનું હતું. આને માટે ભાઈ ચંદ્રે અને ક્રિયાપાવલોવાએ મને આગલી રાતથી જ કામ સોંપ્યું હતું કે ફૂલપાટના લાલ પટા ઉપર મારે સુવર્ણાક્ષરે હિંદી અર્પણવચનો લખવાં. એ માટે ફૂલવાળાને ત્યાંથી સોનેરી રજનું પડીકું, તેમાં મેળવવાનો વારનીસ અને જરૂર પ્રમાણે રંગ નરમ કરવા બેનઝીન વગેરે તેઓ લઈ આવ્યા હતા. ૭ ઈંચ પહોળા અને લગભગ

ગા વેરી હતી રશિયન ચિત્રકારોએ પોતાના વિશાળ પ્રદેશની રમણીયતા, લાક્ષણિકતા અને સૌન્દર્યની જે ચિત્રસમાધિ મેળવી છે તે ચમત્કારિક લાગે છે જૂથચિત્રો, બાળકના ચિત્રો, સુશોભનો—એ સર્વ માનસશાસ્ત્ર, પાત્રસર્જના અને તાદૃશતાના અનોખા નમૂના હતા

છેવટના ખંડમા રશિયાના કટાક્ષ ચિત્રકારોની મોટી વિકૃતિઓ હતી તેમના ચિત્રોમા શૈલીઓની અનેક લીલાઓ અને માનવપાત્રોની જાતજાતની ક્રિયા-વિક્રિયા વગેરે જોવાના મળ્યા ખાસ તો તેમની આબાદ નિશાન લેવાની શક્તિ ગજબ હતી જોનારને પ્રસંગનુ વૈચિત્ર્ય, અસંગતત્વ, હાસ્ય કે અથવા તિરસ્કારનો ઊભરો પણ નાખે તેમના ગજહારી પ્રતિસ્પર્ધીઓની ખબર લેવામા ચિત્રકારોએ કશુ બાકી રાખ્યુ નહોતુ એ ચિત્રોમા ડંખ મારવાની ભારે શક્તિ હતી ૧૯૫૨ની સાલનુ આ પ્રદર્શન ઝડપભેર ચાલીને મે જોયુ હતુ છતા મને બે કલાક થયા આવા પ્રદર્શનો તો ન ત્યોના સંસ્કારવિનિમયના પ્રસ્તાવથી જ બીજી પ્રજાઓ જોઈ-સમજી શકે

હુ રાત્રે આઠેક વાગ્યે હોટેલ પર પહોંચ્યો ત્યારે બધા બોલ-ગેટ થીએટરમા "સીન્ડરેલા" નુ "બેલે" જોવા તૈયાર થઈ ગયા હતા જમવાની રુચિ મને નહોતી એટલે નાસ્તો અને કોફી લઈને હુ તેમના સંઘમા જોડાઈ ગયો બોલ્શોઈ થીએટરમા નાટક શરૂ થતા પહેલાં જ ઉપરની એક સરસ અટારીમાં અમારી મંડળી ગોઠવાઈ ગઈ

"સીન્ડરેલા' યુરોપની પ્રાચીન લોક-પરીકથા છે સોવિયેટ સાહિત્યમા આવી પરીકથાઓના આધાર પર સુંદર નૃત્યસંયોજનો અને સંગીતપ્રકારોનો ખૂબ જ વિકાસ થયો છે,

નાટકની વસ્તુ અને સંગીતના વિકાસની સાથે કલાકારોની અભિનયશક્તિ અને નેપથ્યરચનાના ચમત્કારી પ્રયોગો પણ તેમણે નિરવધિ બતાવ્યા છે આ નાટકમા પાત્રોને એક શબ્દ પણ બોલતા સાંભળ્યા વગર પણ સંગીતના આરોહ અવરોહ અને સંવિધાન જોઈ



ઝારના સમયનું "બોલશોઇ થિયેટર" જે ૧૭૫ વર્ષનું જૂનું મકાન છે.

"विश्वशान्ति और स्वतंत्रताके लिये मतत् यत्नमें जीवन अर्पण करनेवाले महापुरुष लेनिन के प्रति श्रद्धासे- जिसकी स्मृति सम्पुण मानवमात्रके हृदयमें जागरित है—विश्वशान्ति सम्मेलनके भारतीय प्रतिनिधि"

ઉપર પ્રમાણે નાગરી લિપિમાં લખતાં અગિયાર વાગી ગયા. બીજાઓ શું કરે છે તેનો મને ખ્યાલ પણ રહ્યો નહોતો. પછી નીચે ગયા ત્યારે જોયું કે એચાર રશિયન સ્ત્રી-ચિત્રકારો અમારા પૈકીના એક ગૃહસ્થને વચ્ચે બેસાડી, વર્ગની પેઠે ચારે કોર બેસી તેનું તૈલચિત્ર તૈયાર કરી રહ્યાં હતાં.

બરાબર બાર વાગ્યે અમે ક્રમલીન કિલ્લાની રસ્તા તરફ પડતી દીવાલ પાસે જ્યાં લેનીનની સમાધિ હતી ત્યા પહોચ્યા. આકાશ ધૂસર હતું, બરફ ઝરતો હતો અને સમાધિસ્થાન સુધી રસ્તાની બાજુમાં બબ્બે માણસોની હારમાં એક માઇલ જેટલી હાર બધાઇ ગઈ હતી. અહીં કોઈ અવાજ સરખો કરતુ નહિ અમે આ દૃશ્ય જોઇ રહ્યા. પોતાનો વારો આવે તેની કેટલી ધીરજથી હજારો લોકો આ હવામાં શાંતિથી કષ્ટ સહી રહ્યા હતા ? તે પરથી એમના પ્યારા લેનિન માટે તેમનો કેટલો આદર છે તે જણાયુ. હારની બીજી બાજુ જઇ અમે પણ બબ્બે જણની એક બીજી હાર કરી ઊભા

સૌથી આગળના બે જણે ફૂલપાટ પકડીર ખ્યો. આ ફૂલપાટ તૈયાર કરનાર ખાસ કારીગરો હોય છે. એક માણસના કદ જેવડી લંબગોળ રચના ઉપર અનેકવિધ ફૂલો કલાત્મક રીતે ગૂંથેલા હતાં. આવી ઋતુમાં પણ તેમણે આટલા ફૂલો શી રીતે મેળવ્યા હશે એ પણ એક આશ્ચર્ય જ હતુ. તેની વચ્ચેના ભાગથી પેના લાલ પટા બાંધીને બે બાજૂ એવી રીતે છૂટા મૂકયા હતા કે તે પરનું લખાણ વચાય.

અમારા દુભાષીએ મુખ્ય દ્વાર પાસે જઇને ત્યાં ઊભેલા સત્રીને ડેલીગેશન વિશેના ખબર આપ્યા એટલે તેણે તુરત લોકોની આવતી

કતારને થંભાવી દેવા નિશાની કરી. પછી અમને નિશાની કરી બોલાવ્યા એટલે અમે પણ ચુપચૂપ આગળ વધ્યા અને અંદર જતાં સમાધિને અરતા સામેના ઊંચા ઓટલા પર કુલપાટ ગોઠવીને ડાબી બાજૂથી એક દાદર જેટલી પહોળાઈના માર્ગમાંથી થોડાં પગથિયાં આગળ વધ્યાં અને આશરે ૧૦×૧૦ની પ્રત્યેક ફીટ ઊંચી ચોરસ પીઠની ચોમેર હારબંધ ગોઠવાઇ ગયા. દરેક ખૂણે સંગીનધારી સૈનિક ચોકી કરતો સ્થિર ઊભો હતો. પીઠ પર કાચના કફનમાં પૂરા સૂટમાં સજ્જ થયેલી, ટૂંકા બાંધાની, તાલવાળા, નિશ્ચયાત્મક મુખ પર ફ્રેન્ચ કટ જેવી ભૂખરા વાળની દાઢીવાળી એક વ્યક્તિ ચિન્તનભરી નિદ્રામાં પોઢી રહી હતી.



લખનૌના સુપ્રસિદ્ધ લેખક
શ્રીયુત યશપાલ

પ્રગતિશીલ માનવજાતને નવો જીવનપલ્ટો આપનાર, નૂતન વિશ્વના જ્યોતિર્ધર, શ્રમિક દુનિયાની તેમજ દુનિયાને તળીએ ચંપાયેલા જીવોની બાંય ધરનાર નૂતન સમાજના ગુરૂ વ્લેડીમર ઇલિચ લેનિનનું એ દેહસ્વરૂપ અમે સાથોસાથ અમારી આંખે નીરખી રહ્યા હતા. ૧૯૨૪ના જાન્યુઆરીની એકવીસમી તારીખે તેમણે આ દુનિયા છોડી ત્યારથી આજ સુધી સોવિયેટ વિજ્ઞાનીઓની કલાએ તેમના શબને જેવું ને તેવું રાખી મૂકવાની જે તજવીજો કરી છે તે પણ આજની વિદ્યાનો ચમત્કાર છે.

એ પીઠની ઉપરની છત્રમાંથી બધે પૂરતો પ્રકાશ પથરાઈ રહ્યો હતો. ચારે પાસની ભીંતોનો વિસ્તાર ૮૦×૮૦ જેટલો હશે. બધી તરફ ઢાળ આરસ જડેલા હતા. લોકો ખુલ્લે માથે ધીરે ધીરે નમન કરી

આગળ જાય તેમ બીજાઓ આવતા જાય. છતાં અમને વધારે રોકાઅને જોવામાં કોઈએ ઉતાવળ કરી નહિ કે નીકળી જવા માટે નિશાની પણ કરી નહિ. અમારામાંના દરેકે સમાધિપીઠની ચોમેર ફરીને બારીક નિરીક્ષણ કર્યું. ઘણો શ્રમ પછી ગાઢ નિદ્રામાં પડેલી એ આકૃતિ ફોટોગ્રાફોમા અનેક વાર જોઈ હતી, અહીં તેનું પ્રત્યેક રૂપ સાચું પ્રતીત થતું હતુ. અમારામાના દરેકે હાથ ભેગા કરી, નેત્રો બંધ કરી માથું નમાવ્યું. અમારામાંનુ ભાગ્યે જ કોઈ ભાવશૂન્ય રહ્યુ હશે.

લેનિનમાં એક સાચા શ્રમજીવીના બધા જ મહાન ગુણો હતા—નિર્ભય મન, ગમે તેવી મુશ્કેલીને તરીને પાર કરનારુ લોખડી, અચળ અને અદમ્ય મનોબળ, ગુલામી અને દમન પ્રત્યેનો પવિત્ર અને નૈતિક



*

ક્રેમલીન ભવનમા ડૉ કિચલુને ચન્દ્રક અર્પણ કરવાનો સમારભ

*

તિરસ્કાર, પહાડને પણ હચમચાવી નાખવાની ક્રાંતિકારી ધગશ, જનતાની સર્જનાત્મક શક્તિમાં અસીમ શ્રદ્ધા અને વિશાળ વ્યવસ્થાશક્તિ. લેનિનનું નામ પશ્ચિમથી પૂર્વ સુધી અને દક્ષિણથી ઉત્તર ધ્રુવ સુધી નૂતન વિશ્વનું પ્રતીક બની રહ્યું છે.

અમે સમાધિસ્થાનમાંથી બહાર નીકળ્યા. બન્ને બાજુ કિલ્લાને અડીને બાંધેલી લાંબી પાળ ઉપર અનેક સોવિયેટ શૂરાઓની કબરો હતી. તેમાંનાં કેટલાંક જાણીતાં નામો અમે સાંભળ્યાં. પછી પાછા મુકામ પર પહોંચી ગયા.

## મોસ્કોની નવરચના

બપોરે અમે મોસ્કો પ્લાનિંગનું પ્રદર્શન જોવા ગયા. મોસ્કો વસ્યાને ૮૦૦ વર્ષ થઇ ગયાં તેની તિથિ ઊજવવા નિમિત્તે મોસ્કોની પુનર્રચના અને વિસ્તારયોજના સોવિયેટ સરકારે જાહેર કરી.

મોસ્કો શહેર નદીની બન્ને બાજૂ વસેલું છે. ક્રેમલીનનો ટેકરી પરનો કિલ્લો રક્ષણની દૃષ્ટિએ નદીના વાંક પર બંધાયેલો છે અને તે જ ઊંચામાં ઊંચો ભાગ છે. પહેલાં નદીકાંઠા તરફ શ્રીમંતો અને ઉમરાવોનાં મકાનો બંધાતાં હતાં અને મજૂરો કે ગરીબો દક્ષિણ તરફ છેવાડે ગીચ વસ્તીમાં રહેતા હતા. પંચાવન વર્ષ પહેલાં ત્યાં શહેરમાં નળો નહોતા. જાહેર સ્થળોએ ફુવારાઓ હતા તેમાંથી લોકો પાણી ભરી લેતા. અમીરોના જમાનામાં શહેરની રચના ફાવે એ રીતે થઇ હતી. રસ્તા વાંકાચૂંકા અને ભૂલા પડી જવાય એવા હતા. આ બધું બદલી નાખવા જે નવી યોજનાઓ નક્કી થઇ હતી તે બતાવનાર મોટો ૮×૧૦ ફીટનો ભીંત પરનો નકશો તેમજ ભવિષ્યે બંધાનારા નગરનો આબેહૂબ ખ્યાલ આપતું ટેબલ પર મૂકેલું પ્લાસ્ટરનું લઘુ સ્વરૂપ ધ્યાન ખેંચતાં હતાં. આસપાસ જૂના રસ્તા, મકાનો અને જીવને





ો સદુદીન કીચનુનો સત્કાર સમારંભ

*

સ્તાલીન શાંતિચન્દ્રક

*

*

નપરિસ્થિતિ દર્શાવતા ચિત્રો અને પાસે જ તેમનુ પરિવર્તન દાખવતા નવા નકશા અને ચિત્રોથી જોનારને હવે શુ થવાનુ છે તેની સમજણ પડી જાય જે જે નિષ્ણાતો, ઇજનેરો અને વિચારકોએ આ યોજના ઘડવામા ભાગ લીધો હતો તેમનાં મોટા ફોટોચિત્રો અને સાથે ટૂંક પરિચય આપેલા હતાં

૧૯૩૧મા યોજના પ્રમાણે કામ શરૂ થયુ તેની કમીટીના પ્રમુખ માર્શલ સ્તાલીન હતા નવી નગરરચનામા ઉપયોગી થાય તેવાં યત્નો

બનાવવાનાં કારખાનાં તેમજ ઉદ્યોગપ્રવૃત્તિઓ શરૂ થઇ ગયાં.

સૌપ્રથમ મોટા રસ્તા હાથમાં લેવામાં આવ્યા. નગરની ઉત્તરે પંદર માઇલ ઉપર આવેલી ઊંચી લેનિન ટેકરી સુધી લેનિનગ્રાડ મહા-માર્ગ બંધાયો છે, જે ૭૫ મિટર્સ કરતાં પણ પહોળો છે. તેને લેનિન ટેકરી પર બંધાયેલી મોસ્કો યુનિવર્સિટીના મકાન સાથે જોડી દેવામાં આવ્યો છે આવા તો બીજા ૧૦૦ જેટલા રસ્તાઓ છે. તેમાં ચાર પ્રદક્ષિણામાર્ગો [સરક્યુલર રોડ] કર્યા છે આ રસ્તાઓ તૈયાર કર્યાં કેટલાં ય જૂના મકાનો ઉડાવી દેવામાં આવ્યાં. પણ જે મકાનો પ્રાચીન કૌશલના નમૂનારૂપ હતાં કે બહુ જ મોટા ખર્ચે બનાવેલાં હતાં તેમને સુરક્ષિત રાખવામાં આવ્યાં તેમાંનું ક્રેમલીન કિલ્લા સામે ઊભેલું, ઘણા પૂર્વી ગુમ્બજોવાળું વેસીલી મંદિર સહજ ધ્યાન ખેંચે એમ વચ્ચોવચ્ચ અખંડ રાખી બે બાજુ રસ્તાને ફાંટી લીધો છે. રશિયન સંસ્કૃતિના પ્રતીક સમા આ મંદિરનું ચિત્ર જગતમાં સુપ્રસિદ્ધ છે

કેટલાક મકાનો આ રીતે રસ્તાનો વળ સાચવી ન શકે એવાં હતા. મોસ્કોના એન્જીનિયરોની સાહસબુદ્ધિએ એવા મકાનોને આખાં અખંડ રૂપમા જમીનતળમાંથી ઊંચા કોરી, લાકડાના રોલરો પર ચડાવી નીચેના લોખંડના પાટા પર એન્જીનોની સહાયથી અનુકૂળ જગ્યાએ ખસેડી નાખ્યા! આ અજબ ઈજનેરી કાર્ય કેમ થયું તે બનાવનારૂં મકાનનું આબેહૂબ નાનું સ્વરૂપ અને કેવાં સાધનોથી તેને ફેરવવાની ક્રિયા કરવામાં આવી હતી તે પ્રત્યક્ષ કરાવતો નમૂનો અમને ત્યાં જોવા મળ્યો. એને ખસેડવી વખતે એન્જીનોનો વેગ કલાકના દસ મીટર્સનો હતો અને નવાઈની વાત તો એ છે કે એ દરમ્યાન મકા-નમાં વીજળી ગેસની તેમજ પાણીના નળ ચાલુ હતા અને તેમાં વસેલાં માનવીઓના કામમાં જરા ય ખલેલ પહોંચી નહોતી. એટલું



અમારી મંડળીના
સભ્યો રાહ જોતા

જ નહિ પણ તે મકાનમાંની આંખની હૉસ્પિતાલમાં આંખનું ઓપરેશન પણ ચાલુ રહ્યું હતું ! આ રીતે કપાણના માર્ગમાંથી પંદર મોટાં મકાનો ખસેડીને બીજે મૂકવામાં આવ્યાં હતાં !

આપણે અગાઉ ભૂગર્ભ મેટ્રો રેલ્વે જોઇ તે પણ આ યોજનાનો એક ભાગ હતી. યુનિવર્સિટીનું મકાન પણ તૈયાર થઇ ગયું હતું અને તે જ પ્રમાણે કાર્યકરોના નિવાસ માટે મોસ્કો નદીને કાંઠે કાંઠે મોટા રસ્તા પર એપાર્ટમેન્ટ હાઉસીસ (વસ્તીગૃહો) બંધાઇ રહ્યાં હતાં. આશરે ૧૨૪૦ ખંડોવાળા એ ચારપાંચ માળનાં મકાનો પાંચ મહિનામાં પૂરાં બંધાઈ જાય એ પણ સોવિયેટ બાંધકામની નવી કળાને આભારી છે. આમાં મુખ્ય તો કેટલોક સામાન અન્ય કારખાનાંઓ તૈયાર કરી મોકલી આપે અને તે સ્થાન પર અનેક પ્રકારનાં યંત્રો અને એલીવેટરો (સાંઢીયા કે આકાશસીંચણીયા)થી ઝડપથી મોટા પ્રમાણમાં સામાન ઉપરના માળે પહોંચતો થાય તેમજ ઈંટો મૂકવાંની કરામતથી ત્યાનો કડિયો આપણા દસ માણસની ઝડપ કરી શકે એ હકીકતે તેમની આ વિરાટ સર્જનશક્તિને વાસ્તવિકતા અર્પી છે. અમારો મુકામ થયો હતો તે "સોવિયટસ્કાયા" હોટલ આ યોજના પ્રમાણે વર્ષ પહેલાં તૈયાર થઇ હતી. છેવટે મોસ્કોને ઉત્તરના ઠંડા વાયરાઓથી રક્ષણ આપવા ચારે તરફ વિસ્તૃત નવપ્રદેશ જન્માવવાનું શરૂ થઇ ગયું હતું.

. આખી યોજના સામાન્ય જન સહેલાઇથી સમજી શકે એવી દરેક ચોકસાઈ સાથે દરેક ખૂણે શ્રીપ્રદર્શકો બહુ જ ધીરજથી ચિત્ર, લેખ

વગેરેથી સમજ પાડની હતી અને તેના વડે માર્ગ લોકોની ગીરદી લાગેના હતા ત્યાગની શિક્ષિકાઓ વિદ્યાર્થીઓને લઈને ફરની હતી. યોજના વિન ચિત્રો તેમજ સચિત્ર પુસ્તિકાઓ પણ ત્યાં સુપ્રાપ્ય હતા પણ રશિયન ભાષામા હોઈ અમને ઉપયોગી નહોતાં. છતા પ્રદર્શન પ્રત્યક્ષ નના શિક્ષણરૂપ હતુ આપણે ત્યાં એનુ અનુકરણ થાય તો નાગરિકતામા નવી દીપ્તિ આવે.

ને ગત્રે બોલશોઈ થીએટરમા એક બીજુ "ક્લાસિકલ બેલે" જોવા મળ્યુ તેનુ નામ હતુ "સ્વાન લેક" એટલે "હંસસરોવર" આગળના બેલે જેવી જ નૃત્યપ્રથા જોવા મળી પરંતુ કથા નવીન હતી અને નેપથ્યરચનાની કળામાં ઘણા નવા અનોખા પ્રયોગો જોવા મળ્યા એક જાદુગરે દુનિયાની ઉત્તમ કન્યાઓના હરણ કરી, તેમને હંસી બનાવી. એક સરોવરમા કેદ કરી હતી. કોઈ રાજકુમાર અનેક સાહસો ખેડતો ત્યા આવી ચડે છે નવી પડતા જગલમા રાજમહેલ ઊભો થાય છે અને હંસીઓ તે વખતે માનવરૂપમા આનંદવિહાર કરે છે તેમાથી ઉત્તમોત્તમ હંસી રાજકુમારીથી તે આકર્ષાય છે અને તેમના નૃત્યોમાં ભાગ લે છે આમ ઘણો વખત ચાલે છે એક વાર જાદુગર આકાશ માથી ઊડતો આવી પહોચે છે તે હંસીકુમારીને વશ કરવા પ્રયત્ન કરે છે તે વખતે કુમાર બહાર આવી તેને આહ્વાન કરે છે બેઉનું પ્રચંડ યુદ્ધ થાય છે આકાશમાના વીજચમકાર, ગગડાટ અને આંધી તેમજ વીગ્પ્રણાલીનુ, યુદ્ધ નૃત્ય અને સગીનના આવેગ સવેગથી, થરથ રાટ ઉપજાવતા હતા. યુદ્ધની લીલા "કથકલી" ના દુશાસન ભીમ જેવી લાગી. ફેર એટલો કે મોટી ફાળો, છલાંગો અને મોટાં અતરો આ દૃશ્યોમા વધારે પ્રમાણમા હતા. બીજી રીતે સમીપ આવી દુમનો કરવો, છાતી જતુ અને પાખો કપાઈ જતા પણ છેવટ સુધી લડી રહેલા



* લોક સભાગૃહમાં *

જાદુગરનુ "આક્રમક" યુદ્ધ કળાનો એક નવો નમૂનો હતો હસી કુમારી અને કુમારનુ પ્રાગનૃત્ય, અંગભંગોથી કૂદીઓથી તેમજ સેંકડો સખીઓનુ સમૂહનૃત્ય, જુદા જુદા વર્તુલો અને વળાંકાની રચના શરીરના મરોડના અનેકવિધ ચમત્કારોથી ભરેલા હતા એટલી હદે અંગવિક્ષેપ ભાગ્યે જ ભાગ્નમા જોવા મળે જવનિકા પડ્યા પછી પાત્રોનુ અભિવાદન કરના તાળીનાદમા સોવિયેટ પ્રજાનો ઉછાળો કઈ ઓર હોય છે પહેલી તાળીઓથી જવનિકા વચ્ચેથી મુખ્ય નાયક આવી, નમન કરી ચાલ્યો જાય ફરી નાદો શરૂ થાય એટલે મુખ્ય નાયિકાનો હાથ પકડી બન્ને સાથે નમન કરે અને ચાલ્યા જાય એ પછી પણ તાળીઓ ચાલુ રહે તો જાદુગર જેવા હરીફ પાત્રને લઇ આવે અને બધાં સાથે નમન કરે એમ ચાર-પાંચ પાત્રોને આવવુ

પડે ત્યાં સુધી પ્રેક્ષકો છોડે નહિ. આમ લગભગ પંદર મિનીટ વીતી જાય. આવું ન થાય ત્યાં સુધી પ્રેક્ષકો રીઝયા છે એવું કહેવાય નહિ.

**તા. ૫-૧-'૫૩ સોમવાર:** સવારમાં જ બેત્રણ સ્ત્રી-કલાકારોને લઇ દુભાષી અમારા ખંડમાં આવી. હું અને રમણભાઈ બન્ને જુદી જુદી કલયત્રીઓનાં નિશાન બની, સ્થિર થઇ બેઠા. સવા દસ વાગે તેમણે કામ બંધ કર્યું.

અગિયાર વાગ્યે સર્વ સભ્યોને ભારતીય રાજદૂત શ્રી. મેનને બપોરના ભોજન માટે નિમંત્ર્યા હતા. ત્યાં જતાં ટેબલ પર દાળભાત, દહીં, પૂરી, શીરો વગેરે ભારતીય ભોજનના થાળ જોઈ સૌને આનંદ થયો. સૌએ પોતપોતાની રકાબીમાં જોઈતું લઇ ફાવે તે ટેબલ આગળ આનંદવાર્તા કરતાં તૃપ્તિપૂર્વક પેટ ભર્યાં. ત્યાંથી પરવારીને ક્રેમલીન કચેરીમાં જવાનુ હતું.

૧૯૫૨ના ડિસેમ્બરની ૨૦મી તારીખે વિયેનામાં જગતના આંત-



લોકસભામાં કાઝેગસ્તાનની બે કન્યાઓનું લોકનૃત્ય

દેશીય શાંતિપ્રચારમાં આગળ પડતી સેવા કરનાર પ્રત્યેક પ્રજાવાદી જૂથના ગૃહસ્થોને "સ્તાલિન ચંદ્રકો" મળ્યા હતા. તેમનાં નામ નીચે મુજબ છે.

૧. એસ હારજે (ફ્રાન્સ) ૨. ડૉ. સૈફુદ્દીન કિચલુ (ભારત શાંતિ-સમિતિના પ્રમુખ) ૩. ઇલીઝા બ્રાંકો (બ્રાઝીલના સ્ત્રી સમવાયના નેતા) ૪. પોલ રોબસન (યુ. સ્ટેટસનો મહાન સંગીતગાયક) ૫. જ્હોનેસ બેચર (લેખકઃ જર્મન ડેમોક્રેટ) ૬. જેમ્સ એન્ડીકોટ (કેનેડાનો પાદરી) ૭. ઇલીયા અહેનબર્ગ (યુ. એસ. એસ. આર.). આ ચંદ્રકો માટેનો નિર્ણય કરનાર ડેનમાર્ક, બ્રિટન, ચીલી, પોલેન્ડ, રૂમાનીઆ અને રશિયાની મહાન વ્યક્તિઓનું પંચ હતું.

ભારતીય પ્રતિનિધિમંડળ અને ડૉ. કીચલુની મોસ્કોમાં તત્કાળ હાજરી હોઇને સોવિયેટ અધિકારીઓએ તેમને ચન્દ્રક તથા ઇનામ રૂબરૂમાં આપવાનો સમારંભ ગોઠવ્યો હતો. ક્રેમલીન કચેરીને દરવાજે પોલીસ અધિકારીએ દરેક જણના પાસપોર્ટ જોવા માગ્યા. કેમેરા વગરે પરવાનગી સિવાય લઈ જઈ શકાય નહિ પણ મને તે ન વાપરવાની શરતે પાસે રાખવા દીધો. ભારતના રાજદૂત શ્રી. મેનન અને તેમનો 'સ્ટાફ' પણ આ પ્રસંગે હાજર થયાં હતાં તેથી આ વિધિમા ભારત સરકારની પ્રસન્નતા અને સહાનુભૂતિ સૌને પ્રતીત થતા હતાં.

'હોલ'ની સજાવટ ઘણી ભભકદાર હતી. ચોમેર આરસના જડતરમાં સુન્દર, મોંઘુ શિલ્પકામ નજરે પડતુ હતું. વ્યાસપીઠની પાછળ કમાનદાર ગોલકમાં લેનિનની સુંદર, છાતી સમી શિલ્પપ્રતિમા હતી. તેની આગળ ઊંચી પીઠ પર મુખ્ય વ્યક્તિઓ સાથે ડૉ. કિચલુ બેઠા હતા. થોડાં પગથિયાં નીચે સેક્રેટરી અને રિપોર્ટરની જગ્યાઓ.

પરંતુ ભાષણો પણ થયાં તેમ આટ થયા મોડા આઠે ઝટપટ બહાર જવાનું હતું વોક્સ નામે રશિયન સંસ્કારમંડળ બધા મહેમાનો માટે અમુક દિવસોએ પરિચયો સાધવા પ્રસંગો ગોઠવે છે તેવો એક પ્રસંગ હતો સમૃદ્ધ સ્થાપત્યરચનાવાળો તેનો ખંડ વિશાળ હતો પણ અનેક પુરુષોથી ભરચક હતો મોસ્કોનો બુદ્ધિવંત સમાજ ત્યાં એકઠો થયો હતો દરેકને ટેબલ પર ઠંડુ પીણું, આસવ કે સીગારેટ અપાતા હતા થોડી વારે તાળીઓ પડી નાનકડા મંચ ઉપર પિયાનો પાસે એક બાઇ નમન કરીને ગોઠવાઇ સંગીતથી આરંભ થયો એ પછી એક જુવાને આની ભાન કંઠથી ગીત સંભળાવ્યું અમે ખૂબ જ થાકી ગયા હતા અને ક્યારે મુકામ પર જવાય તેનો જ વિચાર કરતા હતા ત્યાં કઝાકસ્તાનની બે કન્યાઓ મંચ પર આવી અને પાછળ એક પુરુષે મારવાડી તાસા જેવા ડફથી તાન ઊપાડયો "તાતકધીન્ના, ધીન્નક ધીન્ને, તાતકધીન્ના, તાથૈ" એવું કંઇક લાગ્યું પણ કન્યાઓના અભિનયોમાં અને હાથપગના લહેકા તેમ ઠમકામાં કંઇક કથક, કંઈક ભરતનાટ્ય જેવું પૌર્વાત્ય મિશ્રણ પણ ઘણું મનોહર હતા આપી ગયું પછી બે જુવાનો રશિયન નાચ કરવા આવ્યા વટાણ ચઢાવે એવા ચક્કરો અને પગની ધમપછાડ અને એમના કાળા બૂટ સાથે તેમની રમઝટ કરતી એક પગની ચકરડીઓ તાંડવ મચાવી ગયા

છેવટે એક અજબ નુસખો જોયો બાજુના બાગસાખમાંથી ગુલાટિયા ખાતા, લથોડિયા લેતા બે વામન પૂતળા મંચ પર ચડી આવ્યા કોઈનું મો દેખાતું નહોતું પણ બન્નેએ ધીંગામસ્તી એવી જમાવી કે હમણાં તેમાંનો એક જણ "બસ !" કહીને હાંફતો હાંફતો છૂટો થઇ જશે એવું લાગ્યું પણ ત્યાં તો સૌની અજાયબી વચ્ચે બે પગ ઉપર ઊભેલા ઊંચા આદમીએ માથા પરથી ગાભો ઉતારી નાખ્યો

ઓત્તારી ! આ તો એક જ માનવીએ બે જણનો ખેલ બનાવ્યો હતો ! તેની પીઠ આગળ વચ્ચોવચ્ચ માથા જેવડા ઘાટના બે કચ-કડાના ગોળા હતા. તે વાંકો વળતો ત્યારે એ બે મોંમાથા એક બીજાને ખભે વળગી પડેલાં લાગે. હાથ પણ બનાવટી સીવી લીધેલા. માત્ર બે પગ અને બે હાથ પર ચોરણા ચડાવેલા તે જમીન પર પછાડે એટલે બે બટુકોની લડાઈ જોઈ લ્યો ! તેને ખૂબ તાળીઓ મળી. એ પછી તુરત નાસ્તા અને ન્હાપાણીના ટેબલો પર સૌ ધસ્યા એટલે અમે ત્રણચાર જણે ચાલતી પકડી.



લોકસભામાં એક જ માનવીએ બતા-વેલો બે જણનો અદ્ભુત ખેલ !

## સોવિયેત દૃષ્ટિએ કલાનું સ્થાન

## [૧૨]

**"કલા પ્રજાની સંપત્તિ છે અને તેના મૂળ પ્રજાના ઊંડામાં ઊંડા થરોમાં પહોંચવાં જોઇએ. પ્રજાસમુદાય સમજે અને એ સમુદાયનો ચાહ મેળવે એવું તેનું સ્વરૂપ હોવું જોઇએ. કલા દ્વારા પ્રજાસમુદાયની ઊર્મિઓમાં, વિચારોમાં અને સંકલ્પશક્તિમાં ઐક્ય આવે અને પ્રજાને સચેતન બનાવે તેમાં જ કલાનું સાર્થક્ય છે"—લેનિન્**

તા. ૬–૧–'૫૩ઃ સવારે ૭ા વાગ્યે અમે સ્નાપાન વગેરેથી પરવારીને બેઠા હતા ત્યા રશિયન ચિત્રલેખાઓએ દેખાવ દીધો. તેઓ દર્શનથી પોતપોતાની જગ્યા ગોઠવી કામે લાગી ગઇ. ૧૦ વાગ્યે તેમનું કામ પૂરું થયું. તેમના કામ પરથી તેઓ વિદ્યાર્થી–કોટિની હતી એ મેં સમજી લીધું. ત્રણમાંથી એકે કંઇક સારી સફળતાથી મારો પાર્શ્વચહેરો કર્યો હતો. તેમનાં ચિત્રો પર હસ્તાક્ષરો આપી, તેમને વિદાય કરી અમે મિલાપખંડમાં પહોંચ્યા ત્યારે જાણ્યું કે આ ઉત્સાહી ચિત્રલેખાઓએ દરેકનાં ચિત્રો ઉતાર્યાં હતાં. દાઢીવાળા સરદાર ગુરૂબક્ષસિંહ અને કુમારપ્પા પણ રહી ગયા નહોતા! શ્રી. ગીતા મલ્લિક અને માલતી બેડેકરનાં ચિત્રો સરસ થયાં હતાં. વધારે મજા તો શ્રી. વિનુભાઈ શાહનું ચિત્ર થતું હતુ ત્યા હતી. તેઓ તો મિલાપખંડમાં જ પેડી–રેડિયો ચલાવવા બેસી ગયા અને તેમની ચમત્કારિક ક્રિયા સાથે છબી લેવા માટે તેને ચોમેરથી ઘેરીને ચિત્રલેખાઓનું વૃંદ ફલકો લગાવી બેઠું હતું. મને થયું કે હુ એ આખું ચિત્ર મારી નોંધમાં ખેંચી લઉં પણ



અમારા "સ્કેચ" કારની
રશિયન ચિત્રલેખા

અમારી દુભાષી તાનિયાએ આવી મને કહ્યું કે "તમારે માટે આજે આર્ટ કોલેજમાં રાહ જોવાય છે." શ્રી. રમણલાલ દેસાઈને સાથે આવવાની ઘણી મરજી હતી પણ તેમને સાહિત્યકારોની મુલાકાતે જવાનું નક્કી થઈ ગયું હતું.

તાનિયા સાથે મોટરમાં કોલેજ ઑફ આર્ટ તરફ દોડ કરી એક વાગે અમે એક જૂના મકાનમાં પહોંચ્યા. મોસ્કોમાં બંધાતાં ભવ્ય અને અદ્યતન રચનાવાળાં મકાનો જોયા પછી કલાની જ સંસ્થા માટે આ જૂનું અને સંકડાશવાળું મકાન જોઇને નવાઈ લાગી. પણ દાદર ચઢીને ઉપર જઇને એક એક ખંડમાં ખીચોખીચ કામ કરી રહેલા તરુણો અને પ્રોફેસરોને જોઇને તેનું જૂનાપણું વિસરાઈ ગયું.

પ્રોફેસરોના મુલાકાત ખંડમાં આઠદશ પીઢ વ્યક્તિઓ બેઠી હતી. તાનિયાએ પ્રિન્સીપાલ અને પ્રોફેસરોનાં નામ સાથે ઓળખાણ કરાવી પણ નામ એકે યાદ રહે એવું નહોતું. માત્ર શિમેનોવ હિન્દમાં આવી ગયેલા તે યાદ રહી ગયું. એચાર જણની છાતી પર "સ્તાલીન -ચંદ્રકો" હતા અને તેમની ઓળખાણ "એકેડેમિશ્યન મિ........" એ રીતે અપાતી. એક-બે જણ પ્રોફેસર હતા.

એ પછી તેમણે મારે વિશે કંઇક જાણવાની ઇચ્છા પ્રદર્શિત કર-



* ત્રિનુભાઈ ટિપ્પી કૃતિ છે રશિયન ચિત્રરેખા ઓ એ પ્રસંગને આલેખી રહી છે *

-વાથી મેં હિંદની બેએક સંસ્થાઓના પ્રતિનિધિ તરીકે મારો પરિચય કરાવ્યો અને પછી ઉમેર્યું કે એ રીતે મારે રશિયાની કલાવિષયક માહિતી મેળવવા માટે જોઈએ છે એટલે હું તેનું સર્વાંગી અવલોકન કરવા માગું. મારો પહેલો પ્રશ્ન એ હતો કે અહીંના વિદ્યાર્થીઓનો પ્રવેશનો અધિકાર શી રીતે નક્કી થાય છે? જવાબ મળ્યો કે 'આર્ટ' હાઈસ્કૂલમાંથી મેટ્રિક થઈને આવે તેમને જ આ કૉલેજમાં લેવામાં આવે છે. ત્રણ વર્ષ સુધી તેઓ જુદા જુદા પ્રોફેસરો પાસે ક્રમવાર અભ્યાસ અને તાલીમ પામે. પછી છેલ્લાં બે વર્ષ અકાદ એકેડેમિશિયન પાસે રહી એક ગંભીર પ્રકારનું મોટું ચિત્ર કરી આપે તેની સિદ્ધિ પર તેને ડિપ્લોમા મળે છે. આ સમય દરમિયાન તેને ખાનગી કામનો બદલો, શિષ્યવૃત્તિઓ, ઇનામો વગેરે દ્વારા ઉત્તેજન મળતું જ રહે છે. 'ડિપ્લોમાવાળું તેનું ચિત્ર પ્રદર્શનમાં સ્વીકારાય તો તેને એવું જ કામ ચાલુ રાખવા માસિક બે હજાર રૂબલ સુધીની શિષ્યવૃત્તિ મળે છે.'

આ કૉલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓનું ચિત્રકામ જોયું તો હિંદની સરકારી ચિત્રશાળાઓના 'ડિપ્લોમા' વર્ગના કામ કરતાં પણ



અમારી દુભાષી તાનિયા

શીખવાતું લાગ્યું - પૂરી પાકી હથોટી અને દરેક કૃતિની સુસ્વચ્છ સંપૂર્ણતા ભાગ્યે જ આપણી કલાશાળાઓમાં જોવા મળે છે. માનવપાત્રનો સર્વાંગ ક્રિયાશીલ સ્થિતિમાં તેમજ સ્થિરતામાં આદર્શ ચિતાર આપવાની એમની શક્તિ આશ્ચર્યકારક હતી. મેં બધા વર્ગો બહુ ધારથી અને તીક્ષ્ણ દૃષ્ટિથી જોયા વિદ્યાર્થીઓનાં એકાગ્રતા, તાલીમ અને તત્પરતા પણ પ્રશંસનીય હતાં. મેં એક વિદ્યાર્થીની સ્કેચ બુક જોવા માગી તો તેણે શરમાતાં શરમાતાં પોતાના શિક્ષકને આપી. એ સ્કેચ બુકને પાને પાને ફરેલા સ્કેચ શુદ્ધ ચોટદાર આલેખનો હતા.

આ વિદ્યાર્થીઓ ચાલુ ચોપાનિયા, માસિકો અને પુસ્તકો માટે ચિત્રો કરી કમાણી કરી શકતા હતા. અને અભ્યાસનાં વર્ષો પૂરાં થઈ જતાં તેમને જગ્યા શોધવાની મુશ્કેલી જ રહેતી નહિ. મોટે ભાગે તો તેમનું સ્થાન નક્કી થઈ ગયું હોય, નહિ તો "આર્ટ યુનિયન" તેની સંભાળ લેવા બેઠું જ છે! તે પોતાની લાયકાત મુજબની નોકરી

કરવા માગે તો તે પણ મળે. જો તે છૂટક ચિત્રોથી પોતાની આજી-વિકા મેળવવાનું પસંદ કરે તો થાય એટલાં ચિત્રો "યુનિયન"ને પહોં-ચાડે અને "યુનિયન" અઢી ટકા જેટલું જુજ કમીશન કાપી લઇ તેનાં ચિત્રો વેચી આપે, તેનો હિસાબ રાખે અને તેને જોઇએ તો અગાઉથી પૈસા પણ આપે. તે કોઈ ભવ્ય અને મોટું ચિત્ર. કરવા માગે તો તેના પ્રવાસ માટે કે એકાંત જગ્યા માટે "યુનિયન" ગોઠવણ કરી આપે.

શિલ્પપ્રતિમાના વર્ગો પણ એ જ કોલેજના એક ભાગમાં હતા. તરુણો અને તરુણીઓ કારીગરના પોશાકમાં મોટાં માનવપાત્રોને રૂપબદ્ધ કરી રહ્યાં હતાં દરેક ખંડની તસુ યે તસુ જગ્યામાં સમાસ કરી વિદ્યાર્થીઓ કામ કરી રહ્યા હતા. એક એક વર્ગમાં અભ્યાસ માટે ચાર ચાર પાત્રો તૈયાર હતાં. જોડિયાં માનવપાત્રોની બેઠકો પણ અભ્યાસ માટે ગોઠવી હતી. બાલિકા અને વૃદ્ધ, બે બહેનો—એમ જીવતાં સમૂહ-પાત્રો ચિત્રોનાં સંવિધાનમાં તેમને નવી દૃષ્ટિ આપતાં હતાં.

"ડિપ્લોમા" મળે કે તરત ગમે તે કલાકારને 'યુનિયન' ૫૦૦ રૂબલ નિયમિત આપવા તૈયાર છે. વધુમાં વધુ ૨૧,૦૦૦ રૂબલ સરસ કામ કરનાર મેળવનારા પણ પડયા છે. આવી સંપૂર્ણ કોટીની તાલીમ આપનારી સંસ્થાના વિદ્યાર્થીઓનો ખરો પાયો તો પ્રાથમિક હાઇ સ્કૂલમાં નંખાય છે. કોલેજમાંથી અમે તુરત હાઇસ્કૂલમાં ગયા. ત્યાં પણ નાતાલની રજા પડી ગઇ હતી છતાં પ્રોફેસરોએ મારે માટે ખંડો ઉઘાડા રાખ્યા હતા. ત્યાં તો કળા માટે ચૂંટાયેલા પ્રાંતપ્રાંતના વિદ્યાર્થીઓની એક છાત્રશાળા પણ હતી. ત્યાં મફત ખોરાકી અને ઘર કરતાં પણ વધુ સુખસગવડ અપાય છે. એનો ખર્ચ છોકરાં મોકલનાર "યુનિયને" વેઠવો પડે છે.

આ હાઇ સ્કૂલમાં પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી વિદ્યાર્થી દાખલ થાય છે. પોતાના ખાસ વિષયનો દૈનિક ત્રણ કલા-

ક્રનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી તે ભાષા, ઇતિહાસ, સંસ્કૃતિ વગેરે વિષયોના ક્લાસો પણ ભરે છે. આ વિષયો સાથે તે મૅટ્રિક થઈ ખાસ વિષયની કૉલેજોમાં જાય છે. તેમનાં ચિત્રો અને શિલ્પકૃતિઓ જોઈ એમ જ લાગે કે બાળકોને જીવનનું કોઈ મધુર સ્વપ્ન હાથ લાગ્યું છે. સર્જનનો ઉલ્લાસ અને સર્જનની પ્રેરણા તેમના પ્રત્યેક કામમાં ઝળકતાં હતાં.' આખો દિવસ મેં કંઈ ખાધું નહોતું. એકાદ વાર હીંડોળી ચહા અને બિસ્કીટ પર વખત ક્યાં ચાલ્યો ગયો તેની મને ખબર રહી, નહિ!

૧૯૧૭માં સોવિયેટ સમાજની કલાની કોઈ પરિપાટી સ્પષ્ટ નહોતી. યુરોપની કલામાં જે નવો ઉલ્કાપાત થયો છે તેનાં બધાં



"પદાર્થચિત્ર"—મોરીસ હાઈસ્કૂલની પંદર વર્ષની ઉંમરની વારિંગ ટૅવિટક નામે વિદ્યાર્થિનીએ કરેલું આ ચિત્ર "સંઘર્ષ વિજ્ઞી"-ના શિશુસંઘર્ષનમાં પ્રથમ પારિતોષિક પામ્યું હતું.

સ્વરૂપોનો ત્યાં પ્રચાર થઈ ગયો હતો. રચનાસ્વરૂપો, છાયાસ્વરૂપો અનામી ચિત્રો-બધું જ હતું. પણ ૧૯૩૦ માં નક્કી થયું કે સોવિયેટ સમાજની કલાનું સ્વરૂપ વાસ્તવદર્શી જ રહેવું જોઇએ. તેનાં આગળ પડતાં લક્ષણો પ્રતીત થવા માંડયાં હતાં. સોવિયેટ કલાકારો મોટે ભાગે પદાર્થોનાં ઘનસ્વરૂપો દ્વારા પોતાની સર્જનાત્મકતા વિકાસાવતા હતા. કેટલીક વાર તેઓ સપાટ રીતિ અથવા શોભાકૃતિઓનો ઉપયોગ કરે છે પણ તે પ્રધાન લક્ષણ નથી. સમાજલક્ષી કળા માટે એટલું તો નિશ્ચિત થયું છે કે તેનો પૂર્ણ અને સફળ વિકાસ કરવા માટે સેંકડો વર્ષોથી દૃશ્ય કળાઓમાં જે મહાન પ્રગતિ થઇ છે તેનું ઊંડું જ્ઞાન અને અભ્યાસ જરૂરી બન્યાં છે તેમજ તેના પ્રયોગો કરનાર સર્જકમાં સમાજલક્ષી માનવવાદનું તીવ્ર ભાન હોવું જોઇએ.

સોવિયેટ કલાનું ધોરણ બીજાં લોકશાસનની પેઠે જ નક્કી કરવામાં આવે છે, તેમજ તેનો અમલ પણ એ જ રીતે થાય છે. આથી તેના અગ્રણીઓની જવાબદારી ઊંડી જતી નથી. ૧૯૩૨ માં કલાકાર સમાજની માગણી પરથી "કમીટી ફોર આર્ટ એફેર્સ" (કલાવિષયક કાર્યોની સમિતિ) નીમાઇ, જેનું લક્ષ્ય કલામાં સમાજવાદી તત્ત્વોનો અને રાષ્ટ્રીય સ્વરૂપોનો વિકાસ કરવાનું છે. દેશની સર્વ કલાસંસ્થાઓ સાથે તેનું ગાઢ જોડાણ અને તેનો સહકાર છે. આ બધારણથી જે ઉગ્ર અને નિખાલસ ચર્ચાઓ થઈ તેથી ઘણી માન્યતાઓને આઘાત પહોંચે એ તદ્દન સંભવિત અને સ્વાભાવિક હતું. પરંતુ ત્યાર પછી સોવિયેટ રંગભૂમિ, સોવિયેટ સિનેમા, સોવિયેટ સાહિત્ય, સંગીત અને લોકકલાઓ વગેરેમાં જે પ્રચંડ જુવાળ આવ્યો છે અને નાઝી આક્રમણમાંથી એ સર્વ ઊગરી શકયાં છે એ જોઇ સરકારી નીતિનું સાર્થક્ય કબૂલવું પડે છે. એ નીતિથી સોવિયેટ કલા અને કલાકારનાં સ્થાન અને સ્થિતિમાં આસમાન જમીનનો ફેરફાર થઇ ગયો છે.

સ્તાલિન, ઝદાનોવ અને અન્ય સોવિયેટ નેતાઓ કળાની સંસ્થાઓ

માટે કેવળ ઠરાવો અને બંધારણો આપીને બેસી રહ્યા નહિ પણ ઘણી વાર જાતસંપર્કથી અને અંગત સલાહથી તેના અર્થતંત્રમાં અને યોગ-ક્ષેત્રમાં તેમણે ફાળો આપ્યો છે.

સોવિયેટ કલાનું જાણીતું સૂત્ર છે. "Art for and of the people" એટલે કે "જનતા માટે જનતાની કલા" હોવી જોઈએ. આથી લોકકલાઓના સર્વ પ્રકારોને બહોળા પ્રમાણમાં પ્રોત્સાહન મળ્યું છે.

સોવિયેટ કલાકારો પોતાના સમકાલીન જીવનમાંથી મહાન પ્રસંગોનાં અને નેતાઓનાં ચિત્રો કરતાં થાકતાં નથી. તેમના નવીન સમાજની સાંસારિક અને ઔદ્યોગિક સિદ્ધિઓ તેમજ વિપુલ ઉત્પાદનશક્તિ તેમને કોઈ પણ પુરાણો કે કાવ્યો કરતાં વધુ ઉત્તેજના આપી રહ્યાં છે. વળી પ્રજા તેમનાં ચિત્રોમાનું વાસ્તવિક પ્રતિબિંબ ઝીલી શકે છે. તેમનો ચિત્રો જોવાનો રસ બીજી કોઈ પણ પ્રજાને સ્પર્ધામાં ઉતારે એટલો વધી ગયો છે.

લોકકલાઓના જૂના નમૂનાઓ કાળજીપૂર્વક એકઠા કરી સંભાળથી રક્ષવામાં આવે છે. રશિયામાં બે લાખ જેટલા લોકકલાના ઉપાસકો જેવા કે હાડકાં પર નકશી કરનારા, ગલીચા કરનારા, ધાતુકામ જાણનારા ભરત ભરનારા લાખ અને જડીબુટ્ટી વગેરેમાં અદ્‌ભુત કામ કરનારાનાં મંડળો છે. ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં શિકારની ઋતુ પૂરી થાય ત્યારે ૧૫૫ જેટલા કલાકારો એક કારખાનાના કલાગૃહમાં શિયાળાની ઋતુ દરમિયાન અદ્‌ભુત હાથીદાંતની કોતરણી, નકશી અને ભરતના નમૂનાકરે છે. આવે સમયે ચિત્રાલયો અને નાનીમોટી કલાશાળાઓ કામદારો, ખેડૂતો અને ધંધાર્થીઓનાં ટોળાંથી ભરચક બની જાય છે. વિવિધ કલાઓના આનંદદ્વારા જન આત્મસ્ફૂર્તિ, બૌદ્ધિક તાઝગી અને રાષ્ટ્ર વૈભવની લ્હેર માણે છે.

* * *

તે સાંજે ભારતીય દૂતાવાસમાં સૌને પાર્ટી હતી. ત્યાં એક રશિયન "આર્કિટેક્ટ" મળ્યા. અમારી હોટલ "સોવિયેટસ્કાયા"ના તે વિધાયક હતા અને એ કામ બદલ તેમને "સ્તાલીન પ્રાઇઝ" મળ્યું

હતું. તેમણે રશિયાનાં ઉત્તમ મકાનોનું આલ્બમ અમને બતાવ્યું. આ આલ્બમ જોતાં કોઇને પણ સમજાય કે રશિયા પાસે ભવનનિર્માણની પણ એક અનોખી અને પ્રભાવશાળી પ્રણાલી છે.

રાજદૂત શ્રી. મેનન અત્યંત સરળતાથી અને નિરાડંબરપણે સર્વની સાથે બેઠા અને વાતો કરી. એ પાર્ટીમાં સોવિયેટ રાજપુરુષ અલિકે હાજરી આપી હતી. આવો સદ્દચાર સાધારણ રીતે ભાગ્યે જ બીજા દૂતાવાસમાં જોવા મળે છે. તેમણે તો એક ભાષણ પણ વાંચ્યું હતું. ડૉ. કીચલુ પણ બોલ્યા હતા. એ વખતે ત્યાં અમેરિકન પત્રપ્રતિનિધિઓ બેઠા હતા.

રાત્રે ડૉ. કીચલુના ખંડમાં સભા થઇ. અમે સંયુક્ત ખેતીના પ્રયોગો જોવા "પીસ કમીટી" પાસે માગણી કરી હતી; પરંતુ ઉત્તર પ્રદેશોમાં સર્વત્ર હીમપ્રસાર હોઇ કશું જ જોવા મળે એમ નહોતું. એટલે દક્ષિણમાં જ્યાં સૂર્યપ્રકાશ અને લીલોતરી હોય એવા કોકેશસ પ્રદેશોમાં જવાનું હવે ઠર્યું હતું. એ માટે સવારમાં ચાર વાગ્યે એરોપ્લેનમાં એક હજાર માઇલ જઈ દૂર દક્ષિણમાં જ્યોર્જિયા પ્રજાસત્તાકના ટીફ્લીસ નામે નગરમાં અમારે પડેલું મથક કરવાનું હતું. ડૉ. કીચલુની તબિયત નાદુરસ્ત હતી અને બીજા દિવસથી તેઓ ઇસ્પીતાલમાં જઇ રહેવાના હતા એટલે આગળના પ્રવાસમાં ડેપ્યુટી પ્રમુખ તરીકે ડૉ. કુમારાપ્પાનું નામ સર્વાનુમતે મંજૂર થયું.

અમારા પૈકી બેરીસ્ટર આચાર્યને તેમનાં અગત્યનાં કામોને અંગે વહેલું કલકત્તા પહોંચવાનું હતું. તેમણે રાત્રે જ સૌની વિદાય માગી લીધી પણ તે પહેલાં હાજર રહેલા બધા પ્રતિનિધિઓ "ભારત શાંતિ સમિતિ"ના રીતસરના સભ્ય બન્યા અને "સોવિયેટ પીસ કમીટી" ઉપર એક સંયુક્ત સ્ટેટમેંટ મોકલ્યું.

આવી અમારી પ્રવૃત્તિઓ વચ્ચે મોસ્કો રેડિયોના સ્ટાફે હોટલની એક રૂમમાં રેકોર્ડીંગ યંત્ર ગોઠવી વારા–ફરતી દરેક સભ્યને બોલાવી તેમના અનુભવો પર થોડી મિનિટોનાં વાયુપ્રવચનો ઉતાર્યાં હતાં.

ન સમજે એટલે બે દુભાષિયા વારાફરતી ભાષણોનાં વાક્યોના તરજૂમા કરતા જાય. એમ જમણ લાંબું ચાલ્યું. પછી તો રૂમમાં જઈ સૂઈ જવું એમ ધાર્યું પણ તુરત વોકસ મંડળીની સભામાં જવાનું થયું. ડિમન ભેગી કરીને સૌ સાથે બસમાં ચડ્યા. પ્રાસ્તાવિક પરિચયો થયા પછી જ્યોર્જિયાના વિકાસની ફિલ્મ શરૂ થઈ. એ ફિલ્મથી અમને એ આખા રાજ્યની વિવિધતાનો અને શક્તિનો સુંદર ખ્યાલ મળ્યો. એ તેની વિરલ સિદ્ધિ હતી. જ્યોર્જિયામાં ૭૦ થી ૮૦ ટકા મુસલમાન વસ્તી છે એ પણ જાણ્યું. પછી તો કાલનો વિચાર કરવા મન તૈયાર નહોતું. ઘણા દિવસની ઊંઘ જાણે ચઢી હોય એમ રાત વીતાવી.

## કોકેશસને પેલે પાર

## [૧૩]

**તા.** ૮–૧–૫૩ની સવારે, સ્ટાલીન અને તેના સાથીઓએ બૂમર્સમાં છાપખાનું કરી ગુપ્ત ચલાવી હતી તે છાપખાનું જોવા અમે ગયા. સ્ટાલીન જ્યોર્જિયા પ્રાંતનો વતની હતો. તેણે પંદર વર્ષની વયે માબાપ અને ઘર છોડી રાષ્ટ્રીય ચળવળમાં ઝંપલાવ્યું હતું. અજબ સંગઠનશક્તિ અને સાહસિકતાથી તેણે લેનિનનો વિશ્વાસ અને અધિકાર પ્રાપ્ત કર્યાં હતાં. શાહીવાદ સામે પ્રચાર કરવા ૧૯૦૩ માં તેણે "આશેલ"નું પ્રકાશન અને સંચાલન ઉપાડી લીધું હતું. આ પ્રકાશન સ્થાન ભૂગર્ભ સંસ્થાના લેનીન સંપાદિત " પ્રોવીદી " થી બીજે નંબરે હતું. આને માટે સ્ટાલિને કેટલી કુનેહ, સાવધાની અને જોખમ વહોર્યાં

હશે તેનો ખ્યાલ તો એ છાપખાનાની જગ્યા જોતાં આવ્યો. જ્યોર્જિયાની સરકારે એ મકાનને પૂર્ણ સ્વરૂપમાં સાચવી રાખ્યું છે અને તેની સાથે જોડાયેલી વ્યક્તિઓનાં ચિત્રો, તવારીખો અને ઘટનાઓના લેખ તેમાં યોગ્ય રીતે પ્રદર્શિત કર્યા છે.

શહેર બહાર રેલ્વે કામદારોનું એક ઝૂપડું હતું તેને સુધારવા માટેનો દેખાવ પૂરતો એક નકશો તૈયાર કરી સ્તાલીને મકાન બાંધવાની રજા મેળવી. મકાન બંધાઇ રહ્યું એટલે કેટલાક મજૂરોને બોલાવી નીચે એક ભોંયરૂં કરાવ્યું. એ મજૂરોને રજા આપી બાજુમાં એક કુવો ખોદાવ્યો. પછી ભોંયરાની બાજુ એક બીજો કૂવો થોડેક ઊંડે ખોદીને બંધ રખાવ્યો. આમ છૂટક છૂટક ઊંડા માર્ગ તૈયાર થયા એટલે બે કૂવાને સાંકળતો માર્ગ કાર્યકર્તાઓએ હાથોહાથ તૈયાર કરી નાખ્યો. છાપવાનું યંત્ર કોઈક તરકીબથી જર્મનીમાંથી સરહદમાં દાખલ કર્યું અને કટકે કટકે આ બંગલામાં પહોંચાડી ભોંયરામાં ઊભું કરી દીધું. પછી બંગલામાંથી ભોંયરામાં જવાનો માર્ગ બંધ કરી દીધો. માત્ર વચ્ચોવચ્ચ એક નાનુ બાકોરૂં ખોરાક પહોંચાડવા રાખ્યું. એક કાર્યકર્તાની માશીએ બંગલાની માલિકણ તરીકે નામ લખાવ્યું. તે બધાને માટે ખોરાક પહોંચાડતી. ભોંયરા સુધી એક વીજળિક ઘંટડી હતી. ત્રણ વાર વાગે ત્યારે સબ સલામત સમજાય અને ખાવાનું નીચે આવે.



ટિફ્લીસમાં ભૂગર્ભ છાપખાનું

ભૂગર્ભ કાર્યકરો કૂવા માર્ગે ઊતરી છાપખાનામાં આવજા કરતા. કોઈ મશ્રુ શંકાશીલ હિલચાલ થતી લાગે કે તરત જ પેલી બાઈ એક

*　　　*　　　*

પ્રવાસ માટે કેટલાક પાસે જોઇએ તેવા ઓવરકોટ નથી એ જોઈ " પીસ કમીટી " એ કેટલાક ઓવરકોટ મોકલી આપ્યા હતા. અમારા બૂટનાં તળીયાં પણ નીચેની ઠંડી ઝીલવા પૂરતાં નથી જોઈ દરેકને તેની ઉપર બીજા ઓવરશૂઝ પહેરાવ્યા. હૉટેલના આરામમાંથી બહાર નીકળવાની પણ કંપારી ઉપજાવતી હતી પણ આગળ શું જોવાનું છે તેના કુતૂહલે નવી હિંમત આપી. હવે પ્રાગ જવાની વાત ઊડી ગઇ. સામાન પેક કરી નાખ્યો. કૉફી મંગાવી, જરા સ્વસ્થ થઇ પથારીમાં પડયા ન પડયા ત્યાં ત્રણ વાગે ટેલિફોનની ઘંટડી રણકી. " મિ. દેસાઇ અને મિ. રાવળ તૈયાર થઈ નીચે આવી જાઓ. જરૂરનો જ સામાન હેન્ડબેગમાં લઇ બાકીનો છોડીને આવો." ઓવરકોટમાં લપાતા અને પરસ્પર ભીંસાતા અમે મોટરમાં ઠસ્યા. સુભાગ્યે એ મોટરમાં ગરમ હવા આપવાનું સાધન હતું. સ્વપ્નમાં ઘેરાયા હોઇએ તેમ અમે નિશ્ચલ પડયા રહ્યા.

"એર પોર્ટ" ઉપર બે વિમાનો તૈયાર હતાં. નામો બોલાયાં તેમ બાર બાર જણની ટુકડી દરેકમાં વહેંચાઈ ગઇ. વિમાન પણ ઠરીને ઠીમ થઇ ગયું હતું. અંદર જરાયે ગરમી લાગતી નહોતી. ક્યાંક પછી તેમાં ગરમ હવા ફેંકાઇ ત્યારે મડદાં જીવતાં થાય એમ સૌ બોલવા લાગ્યા.

ત્રણ કલાક વિમાન નીચે ઊતર્યું ત્યારે રોમાનિયાના બુખારેસ્ટ "એર પોર્ટ" પર સરસ તડકો હતો; પણ ઠંડી હવાના વાયરા આકરા હતા. અમારી તાકાતનો સારો ખ્યાલ હવે યજમાનોને મળી ચૂક્યો હતો એટલે એરોપ્લેનના દાદરા સુધી એક બસ આવી. તેમાં સૌને બેસાડી આગ્રે દેખાતી હોટેલમાં લઇ ગયા. ત્યાં અંદર ગરમાગરમ ચ્હા, દૂધ ટોસ્ટ અને બીજી ખાવાની ગડબડની સગવડોમાં ક્યાંકનો સંગીતમય વિરામ મળ્યો. ફરી પાછા બસમાં બેસી ' પ્લેન ' સુધી પહોંચ્યા અને તેના પેટમાં પુરાયા. કાચમાંથી અમે જોયું તો કેરિથિયન પર્વતની દીર્ઘશ્રે-

ખાગે નીચે નાનકડા શ્વેત તંબૂઓ પેઠે પથરાઈ રહ્યાં હતા: કોકેશસની ધારો વટાવ્યા પછી કાળા સમુદ્રને કંઠે ઊતરતી તેની ગિરિકંદરાઓની સુંદરતા જોવા મળી. એ પાર્વતીય પ્રદેશનું દૃશ્ય અવર્ણનીય લાગ્યું.

બરાબર અઢી વાગ્યે જ્યોર્જિયાના પાટનગર ટીફ્લીસના "એરપોર્ટ" પર વિમાન ઊતર્યું. પા કલાકમાં અમારું બીજું વિમાન પણ એડમાં આવી ખડું થઈ ગયું. સામેથી ટીફ્લીસની શાંતિ સમિતિના સભ્યો એક બસ લઈ તુરત આવી પહોંચ્યા. તેમાંના એક–બે જણ ભાંગ્યું-તૂટ્યું અંગ્રેજી બોલતા હતા. સ્વભાવ અને મુદ્રામાં ઘણી મીઠાશ હતી. અધા મહેમાનોને એક મોટી બસમાં લઈ તેઓ એક કલાક શહેરની "હોટલ ઓરીએન્ટ" માં અમને લઈ ગયા.

. ટીફ્લીસનું પ્રાચીન નામ બિલીશી (મીઠું હૃદય) છે. અને ટ્રામ વગેરે વ્યહવાર જોતા મુંબઈ સાંભર્યું, પણ સ્વચ્છતા અને સભ્યતામાં આ શહેર ઘણું આગળ હતું.

હોટલમાં શિરસ્તા મુજબ દરેકના પાસપોર્ટ તપાસાયા અને રજીસ્ટરમાં નોંધાયા. પછી સૌનાં નામો બોલી પાછા આપતી વખતે દરેકને તેના રૂમની કૂંચી આપી. હું અને શ્રી. રમણલાલ દેસાઈ રૂમ નંબર ૫૮ માં સાથે જ ગયા. અહીં પણ અમારા ખંડમાં ફૂલપાત્રનું એક મોટું સુંદર ચિત્ર હતું. રૂમમાં હવા ગુજરાતના શિયાળા જેવી હતી એટલે અમે થોડાં કપડાં ઓછાં કરી શકયા. રૂમની હવા ગરમ રાખવા વરાળની નળીઓની અહીં જરૂર નહોતી. "હાશ!" કરી લાંબા થઈ પડ્યા ત્યાં સેક્રેટરીનો ફોન ગાજ્યો : "નીચે ડાઇનીંગ રૂમમાં આવી જાઓ!" કચવાતે મને અમે નીચે ગયા.

ત્યાં તો "ટોસ્ટ" અને આવકારનાં ભાષણો શરૂ થઈ ગયાં હતાં. સ્વાગત કરનારા પણ જમવામાં સાથે બેઠા હતા. મોસ્કો પીસ કમીટીના ચારેક સભ્યો અમારી સાથે આવ્યા હતા. તેઓ જ્યોર્જિઅન ભાષા

ઘંટડી વગાડતી એટલે બીબાં-કામ બંધ થઈ જતું અને કાર્યકર્તાઓ પલાયન થઈ જતા. કોઈ કોઈ વાર એવું પણ બનતું કે ઉપર રોજની પોલીસ વાતચીત કરતી બેઠી હોય અને નીચે કાર્યકર્તાઓ ચૂપ થઈ બેઠા હોય.

એ છાપખાનું ચાર જણની મંડળી સંભાળતી. કોમરેડ બુખારીન એ કમીટીમાં હતો. ખરા અને ખોટા કૂવા વચ્ચેનો ગાળો એણે હાથોહાથ કોતરી નાખ્યો હતો.

એ છાપખાનામાંથી પાંચ-૭ હજાર નકલો બહાર જતી. પોલીસે તેની તપાસ કરવામાં બાકી રાખી નહોતી. એક વાર કોઈને આસપાસમાંથી પત્રિકા જડી એટલે મકાન પર શંકા ગઈ. પણ ત્યાં કશું ન જણાતાં મકાનને આગ લગાડી. કૂવા જોયો પણ તેમાં ઊતરવાની કોઈની હિંમત ચાલી નહિ એટલે સળગતો કાગળ નાખ્યો. એ કાગળ પાણી સુધી ન જતાં નકલી કૂવાના માર્ગમાં ગયો એટલે ખોદકામ કરતાં બોંયરું અને યંત્ર હાથ આવ્યાં પણ કાંઈ પકડાયું નહિ. આમ ૧૯૦૬માં પત્રિકા બંધ થઈ પણ ૧૯૩૭માં આ જગ્યાને અસલ પ્રમાણે રચના સાચવીને આબેહુબ જાળવી રાખી છે. તેની નાની પ્રતિકૃતિઓ દેશમાં ઠેરઠેર બનાવેલાં સ્તાલિન મ્યુઝિયમમાં મુકાઈ છે એટલે આ સાહસકર્મની કથા દેશનો એક એક બાળક જાણે છે. અમે એ જગ્યાનું રસપૂર્વક અવલોકન કર્યું. આ ઠેકાણે પણ એક નિષ્ણાત દર્શક બાઈ હાજર હતી.

ત્યાંથી અમે "પેલેસ ઓફ પાયોનિયર્સ" (ઊગતી પ્રજાનિમાન પ્રજાનો મહેલ) જોવા ગયા. આવી સંસ્થાઓ ઠેર ઠેર છે. મોસ્કોમાં અમને તક મળી નહોતી એટલે અહીં તે માટે ખાસ યોજના રાખી હતી. નાતાલની રજાઓ હોવાથી ઘણા કાર્યક્રમો બંધ હતા છતાં ત્યાં પંદરેક જેટલા વિષયોમાંથી જેમાં બાળકને રસ પડે તેમાં મજા અને સહજ શિક્ષણ મેળવવાની સંપૂર્ણ યોજના છે. તેમની નાટકશાળા બાલ-

પ્રેક્ષકોથી ભરપૂર હતી. તેમની મદદમાં નિષ્ણાત કલાકારો હાજર હતા. પૂતળાં નાટયમાં બાળકથાઓનાં પાત્રોનાં અને પ્રાણી પાત્રોનાં સંવાદો અને અભિનય મોટાંઓને પણ રંજન આપે એવાં હતાં

ત્યાં સરેરાશ ૮૦૦૦ બાળકો લાભ લેતાં હતાં. સામુદાયિક ઉત્સવો અને પ્રવૃત્તિઓનો તો પાર નહોતો. શિક્ષકો, કલાકારો, વિજ્ઞાનીઓ, યાંત્રિકો અને માનસપરીક્ષકો તેમની તહેનાતમાં હતા. મોટા ઉત્સવો વખતે કે સંગીતનાટકો વખતે ૧૨,૦૦૦ જેટલા બાળકો ભેગાં થઈ જતાં. અહીંથી તાલીમ પામેલાં બાળકોની મંડળીઓ વળી બીજી સંસ્થાઓમાં જઈ તેમનો રંગ ફેલાવે. બાગ-બગીચા વિશે જ્ઞાન આપનારાં મેદાની રમતગમતોનાં, યંત્ર અને વિજ્ઞાનના પ્રયોગો કરનારાઓનાં તેમજ ભાષા, સંગીત અને નાટ-યનાં વર્તુલો બીજી હજારો શાળાઓ સાથે સંપર્ક સાધતાં હતાં.



તિફલીસના બાલ-સંસ્કાર ભવનના પ્રિન્સિપાલ મી. દેરીયાનજી

જે જગ્યામાં આ સંસ્થા હાલ છે ત્યાં એક કાળે ભૂતપૂર્વ રાજાનો મહેલ હતો. તેમાં ૨૦૦ ખંડ હતા. આ ઠેકાણે દેશના ગમે તે પંક્તિનાં બાળકો માટે બધી વિદ્યા, આનંદ અને ઉદ્યોગનાં દ્વારો ખુલ્લાં રહેતાં. આથી દરેક બાળક પોતા-નામાં રહેલી શક્તિઓ અને વિચારોને સ્વતંત્ર વિહાર આપી જીવનમાર્ગ નિશ્ચિત કરી શકે એવી તક એને મળતી. આ બધું તેને કોઈ પણ જાતના મૂલ્ય વિના મળતું. ૭થી ૧૮ વર્ષના શાળામાં ભણતા દરેક બાળકનો ફુરસદનો સમય વિદ્યા, બુદ્ધિ, અને ઉદ્યોગની શક્તિ ખીલવવામાં જતો. વિશિષ્ટ માનવ- શક્તિઓનું આ એક મહાન ક્ષેત્ર હતું.

ઘણા શિક્ષકો બીજી સંસ્થામાં નોકરી કરતા છતાં અહીં સ્વયંસેવક તરીકે આવતા. કેટલાક નિષ્ણાતોને સમય પૂરતો પગાર મળતો એ સૌને

પોતાના કાર્યની અને ફરજની પૂર્ણ માહિતી હતી. તેમાંના દરેક પાસે યુનિવર્સિટીની તાલીમ, બાલચિકિત્સા અને શિક્ષણશાસ્ત્રનો અનુભવ હતાં. આ સંસ્થા આખો દિવસ ખુલ્લી રહેતી અને બાળકો તથા શિક્ષકો બદલાતા જતા.

ત્યાંના શિશુવર્ગમાં નાતાલનાં ગીત ચાલતાં હતાં. "સાન્તા ક્લૉસ" બનેલા શિક્ષક બાળકોને હાથમાં વળગાડી ઘૂમરીઓ લેતા હતા. તેમણે અમને જોઈને એકએ જણાનો હાથ પકડી અંદર ઘુમાવ્યા ત્યારે બાળકોમાં આનંદની મોટી ભરતી ઊછળી. અમે પણ ભાવવશ બની ગયા હતા. આવી રીતે આપણા દેશમાં બાળકો સાથે મુલાકાત આપનારા ગાય કે કૂદે એવું ક્યારે જોવા મળશે! ત્યાંની એક સ્ત્રીશિક્ષિકાને અમારાં માલનીબાઇ એકેકરે ઉમંગમાં આવી ચુંબન કર્યું ત્યારે તો' હૂ...રે...રે...'' ના ખૂબ પોકારો થયા.

કસરતશાળામાં પિયાનો હતો. સુરાવટોના તાલ સાથે કન્યાઓ અને બાળકોએ જે કસરતો કરી તેમાં અંગસૌન્દર્યના ફુવારાએ છૂટતા હતા. તેમણે અમારા સ્વાગતમાં એક સમૂહગીત ગાયું.

ત્યાંના પુસ્તકભંડારમાં છોતેર હજાર પુસ્તકો હતાં. જ્યોર્જીઅન સાહિત્યમાં હિંદી રામાયણનો રશિયન ભાષામાંથી અનુવાદ કરેલો જોયો. નવું જાણવાનું એ મળ્યું કે અમારા ગોસ્ટોના દુભાષીઆ જ્યોર્જીઅન ભાષા પૂરી સમજતા નહોતા. તેમને જ્યોર્જીઅન દુભાષીની જરૂર પડતી હતી. આમ છતાં પ્રજાની ભાવનામાં અને રાષ્ટ્રગતિમાં સમાનતા અને એકતા સમરસ હતાં.

આવી સંસ્થામાં લેનીન અને સ્તાલીનનાં જીવન દર્શાવતા પ્રદર્શન –ખંડો હોય જ. એ ખંડોની સજાવટ અને ગોઠવણ અભ્યાસપૂર્ણ હતી.

સાહિત્યના ખંડમાં અમે જગતના શ્રેષ્ઠ સાહિત્યકારોની છબીઓ જોઇ. ત્યાં પ્રત્યેક મહાન કવિ કે લેખકની તિથિ વખતે તેનાં પુસ્તકો, ચિત્રો અને સાહિત્યનું વાચન થતું. તેમજ હસ્તલિખિત પત્ર નીકળતું તેમાંના

જમતા સાહિત્યકારોએ અમારો સત્કાર કર્યો અને તેમાંના એકે છબીઓ પાડી.

અમે લગભગ ત્રણ વાગે પાછા મુકામ પર પહોંચ્યા. જમીને જરા થાક ઉતારવા આડા થયા પણ તુરત એક કાપડનું કારખાનું જોવાનું હતું.

ત્યાંના એન્જીનિયરે અમારું સ્વાગત કર્યું. થોડી વારે " લોકલ ટ્રેડ સેક્રેટરી " આવી મળ્યા. આ કારખાનું ૧૯૩૭માં શરૂ કરી ૧૯૪૮-માં સંપૂર્ણ બનાવ્યું હતું. તેનો માલ બધા રશિયન દેશોમાં જતો હતો. બધાં જ યંત્રો "સોવિયેટ મેક" નાં હતાં. જ્યોર્જીઆ અને બીજા પ્રાંતોના કામદારો પણ ત્યાં કામ કરતા. કામદારો માટે નાટ્યગૃહો અને રમતગમતના ખંડો તેમજ બાળકો માટે કિંડરગાર્ટન અને ઔષધભવનો હતાં. એ કારખાનાના ૩૦૦૦ કામદારોમાં ૮૦ ટકા સ્ત્રીઓ જ હતી. ૧૧૮ એન્જીનિયરો હતા અને સીતેર હજાર સ્પીન્ડલો ચાલતી, જે ઝીણામાં ઝીણું સૂતર કાઢતી. વણાટકામ ત્યાં થતું નહોતું. કામદારો માટે પાંચ મજલાનું મકાન બાંધેલું હતું. કામદારો અઠવાડિયામાં ૪૮ કલાક કામ કરતા.

કારખાનામાંથી આવ્યા કે તુરત નોટીસ મળી કે અર્ધા કલાકમાં રેલ્વે સ્ટેશન પર પહોંચવાનું છે. અમે " મોસ્કો પીસ કમીટી " ના પ્રમુખ પાસે રશિયાની ખેતી જોવાની માગણી કરી હતી પણ ઉત્તર પ્રદેશમાં બરફ વિસ્તરી રહ્યો હતો અને ખેતીપ્રવૃત્તિની મોસમ નહોતી એટલે અહીં કોકેસસની તીરાઇમાં જ " મલ્ટીફાર્મ " (બહુવિધ પાક) થાય છે તે અમને દેખાડવાની ગોઠવણ થઈ હતી. સાથે સાથે કાળા સમુદ્રના કાંઠા પરનાં આરોગ્યભવન પણ જોવા મળશે એવી વાત થઇ ગઇ.

સવારના સાત વાગે કાબુલીટી નામના સ્ટેશને અમે ઊતર્યા. તેમાં બેસી સવારનો પહેલો મુકામ કાળા સમુદ્રને કિનારે આવેલા પાસેના એક સેનેટોરિયમમાં રાખ્યો અને સવારનો ન્હાનાસ્તો પણ ત્યાં જ કર્યો.

"કાબુલીટી" એ નામ વિષે પૂછપરછ કરતાં જાણ્યું કે તેનો અર્થ નાનું

કાનુલ થાય છે. કાળા સમુદ્ર પરનું આરોગ્યધામ એ ઋતુમાં ખાલી હતું એટલે અમારે માટે તત્કાળ પૂરતી આરામની ગોઠવણ ત્યાં કરી હતી. પણ ત્યાંથી "બ્લૅક સી" નો જે સુંદર દેખાવ અમને જોવા મળ્યો તે કોઈ પણ ચિત્રકાર કે કવિને ભાવમય કરી દે એવો હતો. વસ્તુત: અમારા મંડળના દરેકને આટલા દિવસોમાં આ પહેલી જ વાર કુદરતના છૂટથી નીકળવાની તક મળી હતી, એટલે અમે બાળકની પેઠે પાણીનાં હળવાં મોજાંમાં પગ પખાળતા દોડયા. વાંક લેતા કિનારાની ધારે ધારે કોકેશસની ઊંચી ધૂસર શિખરમાળાઓ પાણીની સપાટીને સામે પાર સુન્દર લાગતી હતી. અમે ત્યાં ઘણી રીતે ફોટોગ્રાફરોનું નિશાન બન્યા.

ઉનાળામાં ત્યાં આવતી કામદાર જનતા અને બાળકોનો સમુદાય કેટલો આનંદ માણતો હશે તેની કલ્પના કરી એ કલાક પછી અમે આગળ પ્રયાણ કર્યું અને અમે કેટલાક ચઢાણ પછી ખરેખરા "કાબુલીટી" ગામના સંસ્કારકેન્દ્ર અથવા ગામચોરા પર પહોંચી ગયા.

અહીં ગામનું મુખીપદ એક બાઈ ધરાવતાં હતાં. અમને સંસ્કારકેન્દ્રના ઉપરના મજલે એક ખંડમાં સત્કાર્યા અને ગામના બીજા ખેડૂતો અને વહીવટદારોની ઓળખાણ કરાવી. એ ગામમાં સાઠેક જેટલા જુવાનો એગ્રીકલ્ચર કૉલેજના ગ્રેજ્યુએટ હતા. તેમાંથી પાંચ૭ જણ કૉલેજમાં અધ્યાપકો થયા હતા અને બાકીના ખેતીનું કામ કરતા હતા. તેઓ નવી નવી જાતના પાકનાં ખેતરો તૈયાર કરવામાં સફળતા પામ્યા હતા. અમારા મંડળમાં ખેતી અને ગામડાના અર્થશાસ્ત્ર વિશે જાણકારો હતા. તેમણે કેટલાક પ્રશ્નો પૂછ્યા અને મળેલા ઉત્તરોથી ખૂબ ખુશ થયા.

આસપાસના ખેડૂતો અને ખેડૂતપત્નીઓ અમને મળવા અને સત્કારવા નીચેના સંસ્કારભવનમાં ભેગાં થયાં છે તે જાણી અમે નીચે ગયાં. એક નાનું થિયેટર અને પાંચસો માણસોનું પ્રેક્ષકભવન હતું. દસ યુવાન અને દસ યુવતીઓએ લોકનૃત્ય માટે ખાસ પહેર્યાં અને મનોહર રાસલીલા જેવું નૃત્ય બતાવ્યું. જ્યોર્જિયન રાગો સાંભળ્યા ને નૃત્યો જોયાં.

પ્રસન્ન થયેલાં હિંદી બાનુઓએ પણ એકમે ગીત સંભળાવ્યાં આથી તો પ્રીતિનો સાગર ઊમટ્યો અમે ગટાર આવ્યા ત્યારે પણ લોકો છોડે નહીં દૂર દૂરના નિવાસીઓ પણ નૃત્ય અને ગીતથી એક બીજાના હૃદયના પાસપોર્ટ મેળવી લે છે તે સમજાયું

પછી ઢોરોની ગમાણો જોઈ પગે ચાલીને ખેડૂતોના થોડાં ઘરો જોયાં. એ બધા ખરેખર ખેડૂતો જ હતા માત્ર નવસંસ્કારના પરચાથી વાચનભણતા અને નાટક, સંગીત અને સીનેમા જેવા આનંદો ભોગવતા થયા હતા

એ ખેડૂતોની આવક શહેરના બુદ્ધિમાનો જેટલી જ હતી એમ જાણ્યું અમારા મંડળનું ગ્રામીભોજન એક ખેડૂ પટનાણીએ માથે લીધું હતું ૧૯૧૭ સુધી તે વૈતરું કરતી હતી. પણ નવા શાસનમાં તેણે સંયુક્ત ખેતીમાં કામનો આંક બઢાવી "સ્તાલીન પ્રાઇઝ" મેળવ્યું હતું આજે તે સુખી અને વૈભવી દરજ્જે પહોંચી હતી તેણે અને તેની બે પુત્રીઓએ મજૂરીમાં સર્વશ્રેષ્ઠ આંક મેળવ્યો હતો અને સૌ તેનું બહુમાન કરતા હતા તેને દાંતે બે સોનાની રેખ ચમકતી હતી મોડી રાત સુધી તેને ઘેર ભરપૂર ભાણા પર ઝપટ બોલાવી અમારું મંડળ ઊઠ્યું ત્યારે અંધારામાં રસ્તો બતાવતા મશાલો પેટાવી અમને રસ્તા સુધી પહોંચાડ્યા તે વખતે તેના ભાવ અને ઉમળકાના રામચંદ્રની શબરીના ભાવ દેખાતા હતા શાંતિના સંવાદકો પોતાને ઘેર જમી ગયા તેનો સંતોષ તેના મો પર ઉભરાતો હતો

મોડા મોડા અમે સ્ટેશને પહોંચ્યા ત્યારે ગાડીને વાર હતી એટલે વેઇટીંગ રૂમમાં રોકાયા ખૂણે પડતા એ સ્ટેશનના વેઇટીંગ રૂમમાં પણ રાજ્યનો એક રંગીન વિરાટ નકશો અને નવી યોજનાઓ સમજાવતા ચિત્રો હતા ઉપરાંત રાષ્ટ્રના અન્ય પ્રસંગોના ચિત્રો પણ હતા

ગાડી આવી અમારી જગા તો "રીઝર્વ" કરેલી હતી પણ સવારે વહેલા ગોરી નામે સ્ટેશને ઊતરવાનું છે એ જાણીને અમને ઊંઘ ન આવી.

જ્યોર્જીયાની પ્રજા ગોરીને મહાન, પવિત્ર અને પ્રેરક સ્થાન માને છે, કેમકે ૧૮૭૯ ના ડિસેમ્બરની ૨૧મી તારીખે માર્શલ સ્તાલીનનો ત્યાં જન્મ થયો હતો અને તેનું પંદર વર્ષ સુધીનું જીવન ત્યાં જ વીત્યું હતું. તેના પિતા ગામડાના ખેડૂતવર્ગમાં ચામડાનો ધંધો કરતા અને પછી ટિફ્લીસના જોડાના કારખાનામાં કામદાર બન્યા હતા. સ્તાલીનની માતા ધર્માતેરીના એક ભવ્ય નારી હતી. સ્તાલીને જીવનભર તેનું બહુમાન કર્યું હતું. પોતાની માતાનો હાથ પકડીને તેને દોરતા કે માતા પાસે નિરાંતે વાતો કરતા સ્તાલીનનાં અનેક ચિત્રકારોએ આલેખેલાં ચિત્રો દરેક મ્યૂઝીઅમમાં અને શાળામાં નજરે પડે છે. માતાની પ્રેરક અસરથી સ્તાલીને જીવનભર પરાક્રમો અને સાહસો સફળ કર્યાં હોય તે સંભવિત છે.

સ્તાલીનના શિશુકાળનું ઘર આજે આખા રશિયાનું યાત્રાધામ બન્યું છે. અમે ટ્રેનમાંથી ઊતર્યાં ત્યારે ૫.૭૫ના પરોઢનું અંધારું હતું એટલે પ્રથમ અમને એક હોટેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાંના માણસોને આટલી વહેલી સવારે અમારે માટે એકાએક ન્હાનાસ્તાની સગવડ કરવામાં ખૂબ જહેમત ઉઠાવવી પડી. પણ એક કલાકમાં તો ટેબલો પર વાનીઓ ગોઠવાઇ ગઇ. અહીં અમે લાંબી દૂધી જેવી "બ્રેડ" જોઇ. તેના ટુકડા કરી ન્હાના મોળી બોળીને ખાવાના હતા. અલબત્ત, આ હોટલમાં મોસ્કો જેટલી સગવડ અને સફાઈ તેમજ કામની તાકીદ જોવામાં ન આવી.

અજવાળું થતાં અમે બાલસ્તાલીનનુ ઘર જોવા નીકળી પડયા. ત્યાં પહોંચતાં અમે એક મોટા કમ્પાઉન્ડ વચ્ચે નૂતન સ્થાપત્ય રચનાવાળા એક મંડપ હેઠળ એક જૂનું મકાન સુરક્ષિત રાખેલું જોયું. મુંબઈની જૂની ચાલીઓની ઓરડી જેવડા બે ખંડમાં એક લોખંડનો ખાટલો, એક દરીદ્રિ ફાનસ અને એકબે જૂની ખુરસીઓ—એટલો તેનો વૈભવ હતો. અહીં જન્મેલા બાળકે વિશ્વના ઇતિહાસમાં મહાન નવવિધાનનો અપૂર્વ આંક પાડયો અને અપાર ઐશ્વર્યનું

સ્વામીત્વ ભોગવ્યું એનો વિચાર કરીએ છીએ ત્યારે આજનું રશિયા પોતાના એકેએક બાગને અપાર મમતા અને સાગેપનની નીની હરિયાળી વચ્ચે ઊછેર છે તેનું કારણ સમજાય છે બીજા લેનિનો કે સ્તાલીનો કયા ગામડાને ખૂણે તૈયાર થતા હશે તે કોણ કહી શકે?

આ બધું સ્પષ્ટ રૂપે પ્રતીત કરાવતું એક મ્યૂઝીઅમ કમ્પાઉન્ડના ખૂણા પર હતું તેમાં ૧૮૭૮ થી ૧૯૧૦ સુધીની સ્તાલીનની પ્રવૃત્તિઓના ફોટોગ્રાફ્સ, નકશાઓ અને લેખપત્રો બહુ સુન્દર રીતે ગોઠવ્યા હતા

જ્યોર્જીઆ અને કોકેશસની જાતિઓને જાગૃત કરનાર, સંગઠિત કરનાર અને લેનિનના સિદ્ધાંતોના મહાન વિવેચક સ્તાલીને સમાજ-ક્રાન્તિના મંત્રો જગાડયા તે પહેલા પૂર્ણ અભ્યાસ, કાર્યક્ષમતા અને તિતિક્ષા કેળવ્યા હતા, તે એક અદ્ભુત પ્રકરણ છે

**ગોરીથી** અમારી બસ ગામડાની ધોરી સડક પર ઊપડી. રસ્તામાં વિસ્તૃત ખેતરો, ખેડૂતોના ઝૂપડા, ટ્રેક્ટર સ્ટેશનો વગેરે અનેક જાતની લોકજીવનની નવી પ્રણાલીઓ નીરખી રસ્તામાં એક નદીના સુંદર ઊંચા કાંઠા પર ગામ વસેલું હતું તેની વચ્ચેથી બસ પસાર થઈ ત્યારે ત્યાં એક પુરાણું ખ્રિસ્ત ચર્ચ (દેવળ) જોયું તે સાસાનિયન કાળનું ઇ સ ૮૫૦ની આસપાસનું છે એમ કહેવામાં આવ્યું અમારામાંના ઘણાને ધર્મપ્રકૃતિ વિશે વધુ જાણવું હતું એટલે ત્યાં રોકાણ કર્યું.

ચર્ચના વૃદ્ધ પાદરીએ બહાર આવી સૌને આદરથી અંદર બોલાવ્યા અંદરની ઊંચી દીવાલો પર ભીંતચિત્રોમાં ફિરસ્તાઓનાં અને ખ્રિસ્તના દેવસ્વરૂપો આલેખેલા હતા બહુ વૈભવી રચના નહોતી પણ સ્થાપત્ય માનવ મનના સરલ ભાવોને કેવી રીતે જાગૃત કરી શકે છે તે ત્યાં અનુભવ્યું ત્યાં એક પ્રકારનું ગંભીર વાતાવરણ અને વિશિષ્ટ પ્રકારનો ગંભીર ધ્વનિ પ્રસરેલા હતાં આપણા કેટલાક પ્રાચીન દેવમંદિરોમાં મંત્રોચ્ચારથી એવા ભાવો જાગતા ઘણાએ અનુભવ્યા હશે જાણે કે માણસ અદૃષ્ટની સાથે તાર મેળવી રહ્યો હોય!

ભરતી હતી. તેમની પાસે જ્યાં રેક્ટરે અમને તેમનામાના અગ્રણી આપની પોતાની પત્ની તરીકે પિછાન કરાવી. પ્રાધ્યાપકોની પત્નીઓ પણ ત્યાં હતી. યુનિવર્સિટી કેમ્પનાં હજાર જેટલાં બાળકો માટે નાતાલનો ઉત્સવ તેઓ તૈયાર કરી રહ્યાં હતાં "આટલાં બાળકો ?" એવા અમારા પ્રશ્નના ઉત્તરમાં અમને જણાવવામાં આવ્યું કે ઘણા પોસ્ટ ગ્રેજ્યુએટો પરણેલા છે અને તેમનાં બાળકો પણ તેમાં આવી જાય છે. તેમણે અમને દરેકને મીઠાઈનું પડીકું નમૂના તરીકે આપ્યુ.



જ્યોર્જ્યા યુનિવર્સિટીના રેક્ટર.

પિતા બનેલા પોસ્ટ ગ્રેજ્યુએટોના ખંડ તરફ અમે ગયા ત્યારે પુખ્ત ઉમરના સેંકડો તરુણો પોતપોતાનાં ટેબલો અને બત્તીઓ આગળ પુસ્તકો ખડકીને અભ્યાસનિમગ્ન હતા. તેમાંના અંગ્રેજી જાણતા એક બે યુવાનોને અમે વાત કરવા આગળ બોલાવ્યા ત્યારે તેમની સભ્યતા અને તેમનું શરમાળપણું જોઈ અમને આપણા દેશમાં વિદ્યાર્થીઓમા વધતા જતાં અકડાઈ અને ગુમાન યાદ આવી ગયાં. આ યુનિવર્સિટીના શિક્ષકો અને પ્રાધ્યાપકોની કુલ સંખ્યા ૫૦૦ જેટલી હતી. સરેરાશ લગભગ નવ વિદ્યાર્થી દીઠ એક શિક્ષક આવતો. પ્રોફેસરોને ૭ કલાકનુ નિયમિત કામ રહેતું અહીંથી "પ્રથમ રશિન" નામે એક માસિક પણ વિદ્યાર્થીઓ કાઢે છે. એ ઉપરાંત સંગીત અને કલાવિષયક પણ વિવિધ સંસ્થાઓ છે. દમ્પતી શિક્ષકોને પસંદગી પ્રમાણે સાથે કામ મળે છે. પોસ્ટ ગ્રેજ્યુએટના ત્રણ વર્ષના કોર્સનો ખર્ચ દરેક વિદ્યાર્થીને સરકાર તરફથી મળે છે. યુનિવર્સિટી ઉપરાંત "એકેડમી આફ સાયન્સ" પાસે ૪૦ જેટલી સંસ્થાઓ છે.

આ મંદિરના અધ્યક્ષ ફાધર ઓઞાન જ્યોર્જિઆ યુનિવર્સિટીની ચૈદ્ટીશ ડીગ્રી ધરાવે છે. તેણે ઉત્સાહમાં પોતાની વાતો બહુ લંબાવી અને અમે થાકયા ત્યારે જેમતેમ પતાવી રજા લીધી અને બસ પાછી દોડતી કરી બપોરે ત્રણ વાગે ટિફ્લીસ પહોંચી ગયા.

જમીને તુરત અમે જ્યોર્જિયન યુનિવર્સિટી જોવા ઊપડયા. રેકટરે બહુ ભાવથી અમારી સાથે વાતો કરી. યુનિવર્સિટીનાં બધાં જ પાઠ્ય પુસ્તકો—ઉચ્ચ કોટી સુધીનાં પણ—જ્યોર્જિઅન ભાષામાં જ હતાં. બાયોલોજીનાં તેમજ બીજા ગહન વિષયોનાં તૈયાર પુસ્તકો તેમણે બતાવ્યાં. જરૂર પડયે કોઇ પણ ગ્રંથને તેમના પ્રાધ્યાપકો જ્યોર્જિઅન ભાષામાં ઉતારી લેતા. આ રીતે જ્યોર્જિઆના પણ અનેક ગ્રંથો રશિયન ભાષામાં તેમજ ઇતર ભાષામાં ભાષાંતર પામ્યા છે.

એ પછી યુનિવર્સિટીના મકાનમાં ફરતાં અમે અનેક વિદ્યાઓના ખંડો જોયા. એ બધા સંગ્રહો સાધનો અને પુસ્તકોથી સંપૂર્ણ રીતે સમૃદ્ધ હતા. એક ઠેકાણે નકશો જેવાં કપડાંમાં સજ્જ થયેલી કેટલીક બાઇઓ નાતાલનું ઝાડ શણગારતી હતી. બીજી ચોકીક મીણબત્તી ટોપલીઓ



ગોરીથી આવતાં અમે રસ્તામાં જોયેલું સાસાનિયન ઢબનું એક પ્રાચીન દેવળ

ભરતી હતી. તેમની પાસે જ્યાં રેક્ટરે અમને તેમનામાના અગ્રણી આદમી પોતાની પત્ની તરીકે પિછાન કરાવી. પ્રાધ્યાપકોની પત્નીઓ પણ ત્યાં હતી. યુનિવર્સિટી કેમ્પનાં હજાર જેટલાં બાળકો માટે નાતાલનો ઉત્સવ તેઓ તૈયાર કરી રહ્યાં હતાં. "આટલાં બાળકો?" એવા અમારા પ્રશ્નના ઉત્તરમાં અમને જણાવવામાં આવ્યું કે ઘણા પોસ્ટ ગ્રેજ્યુએટો પણ પરણેલા છે અને તેમનાં બાળકો પણ તેમાં આવી જાય છે. તેમણે અમને દરેકને મીઠાઈનું પડીકું નમૂના તરીકે આપ્યુ.



જ્યોર્જીઆ યુનિવર્સિના રેક્ટર.

પિતા બનેલા પોસ્ટ ગ્રેજ્યુએટોના ખંડ તરફ અમે ગયા ત્યારે પુખ્ત ઉંમરના સેંકડો તરુણો પોતપોતાનાં ટેબલો અને બત્તીઓ આગળ પુસ્તકો ખડકીને અભ્યાસનિમગ્ન હતા. તેમાંના અંગ્રેજી જાણતા એક બે યુવાનોને અમે વાત કરવા આગળ બોલાવ્યા ત્યારે તેમની સભ્યતા અને તેમનં શરમાળપણું જોઇ અમને આપણા દેશમાં વિદ્યાર્થીઓમાં વધતા જતાં અકડાઇ અને ગુમાન યાદ આવી ગયાં. આ યુનિવર્સિટીના શિક્ષકો અને પ્રાધ્યાપકોની કુલ સખ્યા ૫૦૦ જેટલી હતી. સરેરાશ લગભગ નવ વિદ્યાર્થી દીઠ એક શિક્ષક આવતો. ગ્રેજ્યુએટોને ૭ કલાકનુ નિયમિત કામ રહેતું અહીંથી "પ્રથમ રશ્મિ" નામે એક માસિક પણ વિદ્યાર્થીઓ કાઢે છે. એ ઉપરાંત સંગીત અને કલાવિષયક પણ વિવિધ સંસ્થાઓ છે. દમ્પતી શિક્ષકોને પસંદગી પ્રમાણે સાથે કામ મળે છે. પોસ્ટ ગ્રેજ્યુએટના ત્રણ વર્ષના કોર્સનો ખર્ચ દરેક વિદ્યાર્થીને સરકાર તરફથી મળે છે. યુનિવર્સિટી ઉપરાંત "એકેડમી ઓફ સાયન્સ" પાસે ૪૦ જેટલી સંસ્થાઓ છે.

સોવિયેટ પ્રજાસત્તાક રાજ્યોની યુનિવર્સિટીઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર અધિકાર ધરાવે જે છતા આખા "યુનિયન" ની પસિદ્દ નક્કી કરેલા ધોરણો જાળવે છે, તેમજ બીજા રાજ્યો સાથે શિક્ષકોની, અનુભવીઓની તેમજ પાઠ્ય પુસ્તકોની આપલે કરતી જ રહે છે

## કાળા સમુદ્રને કાંઠે

## [૧૪]

"Your Life is what your work is" "તમારૂં કામ તમારા જીવનનું ચિત્ર છે."

સાંજે સવા ૭ વાગે મુકામ પર પહોંચ્યા ત્યા ગતનો ભોજન કાર્યક્રમ, જ્યોર્જીયન નાટક જોવા જવાનો, કરી ચૂકયો હતો આ વખતે અમારા મંડળ માટેની જગા રંગમંચની બરાબર સામેની ગવર્નર નેતાઓની ખાસ અટારીમા રાખેલી હતી નાટકનુ વસ્તુ પ્રાચીન મીસરની રાજકુવરી વિશે હતુ કેદમા પડેલા એક રાજપુરુષ પ્રત્યે તેનુ મન ખેચાય છે પણ તે બીજી એક સામાન્ય અમીરપુત્રી સાથે સ્નેહથી બંધાયેલો છે એક એવો પ્રસગ આવે છે, જેમા રાજપુત્રી ઇચ્છામા આવે તે માગી શકે છે તે વખતે એ આ બંદીજનને માગી લે છે એટલે બીજી યુવતી નિરાશ થાય છે છેવટે કેદમાથી તેને છોડાવી નાસી જવાની તજવીજ કરે છે એ વાત રાજકુવરી જાણી જાય છે એટલે રાજાને ખબર આપી પોતે પણ સાથે નીકળે છે ભાગેડુઓ સરહદ આગળ પહોંચે છે ત્યા સંકેત મુજબ નાસવાની બરાબર તકે રાજા

અને કુંવરી આવી પહોંચે છે. એ વખતે પેલી યુવતી પોતાના પ્રેમીને નસાડી પોતે એકલી ગુનેગાર તરીકે રોકાય છે. હવે તેને ફરી જીવનમાં મળવાની કોઈ આશા રહી નથી જ્યાં પ્રેમીને ખાતર બલિદાન આપ્યાના સંતોષ સાથે રાજાની તલ્વારને તે વશ થાય છે. તે વેળા રાજકુંવરી હતાશ થઈ આપઘાત કરે છે. આવો આછો વસ્તુવિચાર અમે જેમતેમ સમજ્યા પણ નૃત્યો અને સંવાદો બોલશેવ થીયેટરની જ પ્રતિચ્છાયા જેવાં લાગ્યાં. નાટ્યગૃહની બાંધણીમાં પૌર્વી અલંકારો અને સુશોભનો હતાં છતાં વિશાળતામાં અને ગોઠવણમાં તે અઘતન હતું. રંગમંચની આગલી કમાન ઉપરની કપાળપટ્ટીમાં જ્યોર્જીઅન થીયેટરના આદ્ય પુરુષની અર્ધ શિલ્પમાં ઊભી હતી.

નાટકનો પહેલો અંક પડતાં ડિરેક્ટરે અમને સૌને એક મુલાકાત ખંડમાં આમંત્રી ઠંડાં પીણાં પાયાં. અમે કેટલીક વાતો કરી. પછી પૂછ્યું : "ગાયનો વગર નાટક ન ચાલે?" તેણે કહ્યું : "અમે



ટિફ્લીસનું જ્યોર્જીઅન થીયેટર



“સ્તાલિન પાર્ક”ના મંડપમાં આર્ટિસ્ટ ફોટોગ્રાફરે આ પુસ્તકના લેખક શ્રી રવિશંકર રાવળની લીધેલી છબી

પડદા પડી અને ત્રીજા અંકના પ્રારંભ પહેલાં ડિરેક્ટર અમારી પાસે આવ્યા અને મને તથા કુલાપીને લઈ ગયા. અમે સંગીતનાટ્યની પાછળ ફર્સ્ટ ક્લાસની મધ્યમાં ઊભા રહ્યા. ધ્વનિયંત્રની ગોઠવણ થઈ ગઈ હતી એટલે ડિરેક્ટરે સર્વને શાંત રહેવા વિનંતી કરી. તુરત જ સંપૂર્ણ નિસ્તબ્ધતા છવાઈ ગઈ. ડિરેક્ટરે કહ્યું, “મહેમાનો તરફથી બે વચન કહેવા તેમના એક સભ્ય અહીં ઊભા છે. તેમને શાંતિથી સાંભળો.” મારે માટે એ કટોકટીનો પ્રસંગ હતો. બે હજાર જેટલાં મોં મારી સામે તાકી રહ્યાં હતાં. વખત ટૂંકો હતો. તેમાં મારે અમારી લાગણી અસરકારક રીતે વ્યક્ત કરવા શું કહેવું એ પ્રશ્ન હતો. મેં કંઈક આવું કહ્યું:

“કળાના આ મંદિરમાં જે ઊમળકાભર્યો આવકાર અમને આ

રશિયનો સંગીત વગરનું નાટક કલ્પી શકતા નથી બીનીમીના આર્ટ થીયેટર પાછળ આખા પ્રતના કેનાગારાના અને નૃત્યગારનો મોટો સમુદાય નભે છે, તાલીમ લે છે અને વિકાસ કરે છે અથી ટિકિટની પ્રત્યેક ખુરશી ઉપર ૫૦ રૂબલ જેટલું ખર્ચ આવે છે પણ પ્રેક્ષક પાસેથી ૫ રૂબલ લેવામાં આવે છે બાકીનું ખર્ચ સરકાર તેને એક ' સંસ્કાર-કેન્દ્ર ' ગણી ઉપાડી લે છે હિંદમાં સંસ્કાર-કેન્દ્રો પર પડતા કરોથી હારી ગયેલા કલાકારો અને સંસ્થાઓને આ સમાચાર થી કેવા વિચારો આવશે?

એમણે એમ કહ્યું કે તેમનાં નાટકમાં " પ્રોમ્પ્ટીંગ [પાછળથી પાઠસૂચન] થતું નથી. દરેક નટ પોતાની ભૂમિકા પાકી તૈયાર કરી લે છે એમ છતાં તેઓ ધારે તો નવ મહિનામાં નવું નાટક રંગભૂમિ પર ઉતારી શકે છે એટલી તાલીમ અને ગ્રુપ તેમનામાં આવી હોય છે

બીજા અંકની શરૂઆત થતા પહેલાં ડિરેક્ટર પોતે પડદામાંથી બહાર આવી રંગભૂમિ ઉપરથી જ પ્રેક્ષકોને સંબોધી જણાવ્યું કે ' આજે આપણું સદ્ભાગ્ય છે કે ભારતના સન્નારી સ્ત્રી-પુરુષોનું એક શાંતિ ચાહક પ્રતિનિધિમંડળ આપણા શહેરમાં આવ્યું છે અને અત્યારે આપણી સામેની અટારીને શોભાવે છે શાંતિના ઉપાસકો તરીકે ત્યાં બેઠેલા ભાઈ-બહેનો આની પ્રજા વતી હું તમનું સ્વાગત કરું છું અત્યંત શાંત વાતાવરણમાં તેના શબ્દો લોકોએ ઝીલ્યા તે વખતે સૌના મોં અમારી અટારી તરફ ફરી ગયા હતા અને ડિરેક્ટરનું એ વાક્ય પૂરું થતા જ તુરત આખું નાટકશાળા તૂટી પડે તેવા તાલીનાદ કરીને પ્રેક્ષકોએ અમને વધાવ્યા અટારીમાં જેમના હાથ પહોંચ્યા તેણે અદ્ભૂત રીતે હાથ મિલાવ્યા

જરા વાર શાંતિ સ્થપાઈ અને નાટકનો બીજો અંક શરૂ થયો દરમિયાન અમારા નેતા ડૉ. કુમારપ્પાએ નિર્ણય આપ્યો કે આ પ્રસંગ મહત્ત્વનો છે માટે ડિરેક્ટરના ભાષણનો જવાબ મારે આપવો જોઈએ એ વાત ડિરેક્ટરને પહોંચાડી એટલે બીજા અંકનો અંતરો



"સ્તાલીન પાર્ક"ના મંડપમાં સાંજે ફોટોગ્રાફરે આ પુસ્તકના લેખક શ્રી રવિશંકર રાવળની લીધેલી છબી

પડદા પડી અને ત્રીજા અંકના પ્રારંભ પહેલાં ડિરેક્ટર અમારી પાસે આવ્યા અને મને તથા દુભાષીને લઈ ગયા. અમે સંગીતનાટ્યની પાછળ ફર્સ્ટ ક્લાસની મધ્યમાં ઊભા રહ્યા. ધ્વનિયંત્રની ગોઠવણ થઈ ગઈ હતી એટલે ડિરેક્ટરે સર્વને શાંત રહેવા વિનંતી કરી. તુરત જ સંપૂર્ણ નિસ્તબ્ધતા છવાઈ ગઈ. ડિરેક્ટરે "હિંદુસ્તાનના મહેમાનો તરફથી બે વચન કહેવા તેમના એક સભ્ય અહીં ઊભા છે, તેમને શાંતિથી સાંભળો." મારે માટે એ કટોકટીનો પ્રસંગ હતો. બે હજાર જેટલા પ્રેક્ષકો મારી સામે તાકી રહ્યા હતાં. વખત ટૂંકો હતો. તેમાં મારે અમારી લાગણી અસરકારક રીતે વ્યક્ત કરવા શું કહેવું એ પ્રશ્ન હતો. મેં કંઈક આવું કહ્યું:

"કળાના આ મંદિરમાં જે ઉમળકાભર્યો આવકાર અમને આ

થીયેટરના ડિરેક્ટરે આપ્યો છે તે અવિસ્મરણીય રહેશે. કલાનું સ્થાન સત્ય, પ્રેમ, મૈત્રી, અને સદાચાર સાથે છે. એ બધાની સ્થાપની અને આબાદી શાંતિસમિતિની છાયામા જ સંભવે છે. કલાના જે પ્રકારોનો તમારા દેશમા આદર થઇ રહ્યો છે તે જોઈને અમને ભારતવાસીઓને શાંતિ માટે મહાન આશાઓ ઉપજે છે. તમારી આ શાંતિઉપાસના અખંડ રહો! તમારી અને અમારી મૈત્રી પણ અખંડ રહો!"

હું બોલતો જતો હતો તેમ તેમ વાક્યે વાક્યે જ્યોર્જિઅન ભાષામા તરજુમો થતો જતો હતો. મારા વચનો પૂર્ણ થયા કે ન ત પહેલા કરતા પણ વધુ પ્રચંડ તાલીનાદ ચાલુ થયો ને હું મારે સ્થાને આવી અટારીમા ફરી દેખાયો ત્યા સુધી ચાલુ રહ્યો. કેટલાકે હાથ લાંબા કરી ને મિલાવ્યા. જનતાનું આવું બહુમાન મને વિસ્મય અને હર્ષરોમાંચ કરે એવો વિરલ અનુભવ થઇ ગયો. રાત્રે સૂતા સુધી અમે આ લોકોના અદ્ભુત ઉમળકાની જ વાતો કર્યા કરી.

૧૬–૧–'૫૩ ની સવારે નજીકના પર્વત ઉપર ઉપવન-વિહાર બનાવેલો હતો તે જોવા એક મોટી બસમા સૌ સાથે નીકળ્યા. પ્રજાએ એને "સ્તાલીન પાર્ક" નામ આપ્યું છે. ઉપર જવા માટે તળેટીથી ટોચ સુધી જતી-આવતી, વીજળીથી ખેંચાતા દોરડા સાથે ઢાળ પર ચડતી ઊતરતી ટ્રામ ટ્રેન હતી. એક ગાડી ઉપર જાય તે જ વખતે બીજી નીચે ઊતરતી હોય. ચાલુ થઇ ગયા પછી કોઈથી ચડાય કે ઊતરાય નહિ. ઉપર જઈએ એટલે એક મોટા મંડપગૃહમા ઊતરી જવાનું હતું અને ત્યાંથી ચારે બાજુના શિખરો અને સડકો ઢાળ છેડા પર બાંધેલા બુરજો પર જવાનું હતું. ઉપરથી શહેરનો વિસ્તારવંત દેખાવ તેમજ ગિરિકંદરાઓના અનેક વૈવિધ્યો દેખાતાં હતાં. ડુંગરનો એક પહાડ અમને બતાવ્યો તેમા બધી જનતાની બરફની રમતો માટે લપસણા રસ્તા તેમજ વિહારસ્થાનો હતાં.

મંડપના મધ્યેથી ઉપર જતા ચઢાવ પર અમે જતાં માર્ગે

સ્તાલીનનુ એક પ્રચંડ પૂતળુ હતુ તેની શિલ્પશૈલીમા એક સુમદ્ર પિંડા કારની માવજત કરી પવનથી ઊડતા ઓવરકોટમા સ્તાલીનની આકૃતિ ઘડવામા કલાકારની કુશળતા જણાતી હતી આરસને બદલે આપણા કાગનાના પથ્થર જેવો કોઈ શમનો એક જાતનો મજબૂત પથ્થર વાપર્યો હતો

અમારા મંડળે ત્યા છૂટી પડાડી કેનાક સુધી સૌ આડાઅવળા ભટકયા પછી સમયનો ખ્યાલ આવતા પાછા વળ્યા આવુ સુન્દર વિહારસ્થાન પ્રજાને થાક ઉતારી કેટલી તાઝગી અને પ્રેરણા આપતુ હશે ? ત્યાના વિહારમંડપમ ઉપરનો માળ માત્ર કાચથી છાયેલો હતો એટલે ગમે તેવી હવામા પણ અસંખ્ય માણસો ત્યા જલસા કરી શકે અથવા દરેનો માણી શકે એવી ગોઠવણ હતી સુસજ્જ આરામખંડો પણ હતા

અમે પાછા આવ્યા ત્યારે મે ત્યાની કળાની એકેડેમીમાં જવાની ઇચ્છા બતાવેલી પણ એકેડેમિય્યનો આવેલા નહોતા એટલે જમવાનુ પતાવી અમે પાસેનો પ્રાચીન વસ્તુસંગ્રહ જોવા ગયા ત્યા પણ અમને અભૂતપૂર્વ દર્શન મળ્યુ માનવજાતનો ઇતિહાસ અને વિકાસ પ્રજાને ઓછેવત્તે સમજાવતા એક ખરેખરા ગાપની ગુફામા ખરેખરા માનવી હોય એવા પ્રાચીન માનવના કુટુબનુ અને તેની પાસે તાપણા અને પથ્થરના ઓજારોનુ દૃશ્ય ગોઠવ્યુ હતુ અને પછી પાષાણ લોહ અને અન્ય સંસ્કૃતિઓ એમ આવતા ગયા તેના પ્રત્યક્ષ સ્વરૂપો જોયા ભીત ઉપર અનેક પ્રાણીઓના અને પખીઓના તાદૃશ ચિત્રો ગોખમા હતા જ્યોર્જિઆમાથી જ મળેલી વસ્તુઓ ત્યા હતી અને તે પણ શી રીતે મળી તેનો બધો ઇતિહાસ સમજાવનારા સવાદકા દરેક ખંડમા ઉમગથી બધી વીગતો કહેતા

છેવટે મ્યુઝીઅમના ક્યુરેટરે અમને નોયરૂ ખાની સંગીનધારી પહેરેગીરાની નજર નીચે પ્રાચીન રાણીઓ, બાદશાહોના ઝવેરાત અને રત્નો બતાવ્યા આ બધુ જોઈ પ્રાચીનના માટે અમે દિવ્ય દૃષ્ટિ મેળવી

એવું લાગ્યું. દિવસો સુધી જોઈએ તો પણ પાર ન પામીએ એવે સ્થાને કલાકમાં અમારે કમને બહાર નીકળવું પડ્યું. ધાર્યા કરતાં મોડું થઈ ગયું. પરિણામે મુકામે ગયા ત્યારે જાણ્યું કે એકેડેમીનો ટાઈમ પૂરો થઈ ગયો હતો અને એસ્ટેમારચનો આવીને પાછા ગયા હતા. મને બહુ જ અફસોસ થયો. સાંભળ્યું હતું કે મોસ્કો જેવી જ કલાસંસ્થાઓ અહીં પણ



અમારા મંડળે સ્તાલીનની શિલ્પપ્રતિમા આગળ પડાવેલી છબી

હજી પણ સમયની ભીંસ અને મહેમાનગીરી કાર્ય સાચવવાના હતા ગોળાનું ભાણું (લંચ) લીધા પછી એક બહુ દૂર આવેલા જ્યોર્જિયન ઇજનેરી કામનો અપ્રતીમ નમૂનો જોવા જવાનું થયું

તિફલીસ અથવા બીલીસી શહેરથી સાત-આઠ માઈલ દૂર પહાડોમાં એક નવું સાગરતળાવ બની ગયું છે પહાડોની વચ્ચે માટલોના સિન્તાની ખાડા જેવી ખીણ જે પાણીથી ભરી દેવાય તો કુદરતી તળાવ બની ગયું એ જ્યાં નિશાનોના ગામો આ તો એટલે ૪૦ માઈલ ઉપર વહેતી યોરી નામે નદીનું પાણી તેમાં વાળવાની પ્રચંડ યોજના થઈ, તેનું બધું પાણી પશ્ચિમ બાજુએ કૂરા નામ નદીમાં નકામું વહેતું હતું તે બધું ૪૧ કિલોમીટરની ૧૫૦ મીટર પહાડના તળમાંથી ઊંચાનું છે આ કામના મુખ્ય ઇજનેર અમારી સાથે આવ્યા હતા તેમણે વીગતવાર અમને તેની સમજ આપી

આ નહેર લાવવા તેમને અનેક સ્થળે ભૂગર્ભ ખોદકામ કરવું પડ્યું છે કેટલેક ઠેકાણે નાળાઓ ઉપરથી અદ્ધર કલ્વર્ટ કરવા પડ્યા અને બીજી નહેરો વટાવવી પડી સાત મીટર પહોળી અને બે મીટર ઊંડી આ નવી નહેર હવે યોરીના પાણી બીલીસી સમુદ્રને ભરી જાય છે તેમાં ૩૨૦ મિલિયન ક્યૂબીક ફીટ પાણી સઘરી શકાશે અને તેમાંથી નીચેના પ્રદેશોમાં બે મોટી નહેરો ઉતરશે ઉપરથી આવતી નહેરના પ્રવાહ ઉપર વીજળીના કારખાના થયા છે તેમજ નવા ગામડાં અને ખેતરો સરજાયા છે એ વીજળી બળ ૩૦ હજાર કીલોવાટ છે નીચેની નહેરો થશે તો લગભગ નવા વીજળીઘરો થશે એ નહેરથી ૫૦ હજાર હેક્ટર પડતર જમીનને પાણી મળશે ઉપરની નહેરથી પાંચ હજાર હેક્ટર પડતર જમીન તો યોરીના જળથી કામની થઈ પડી છે અને કેટલાય સંયુક્ત ખેતરો થયા છે

અમે નવા બંધાયેલા ગામડાઓ અને કારખાના જોયા આ યોજનાનો પ્રથમ ભાગ ૧૯૫૧માં પૂરો થયો હતો અને હવે તો

ઉપજ આપતો થયો છે બીનીભીનો સાગર જોઈ લાગ્યુ કે સૃષ્ટિમા માણસ પણ ફેરફાર કરીને ગજબના લાભો મેળવી શકે છે આવી ઘણી યોજનાઓ જુદા જુદા રાજ્યોમા ચાલુ કરવામા આવી છે અને નહિ ધારેલી ઉપજ અને સમૃદ્ધિના સ્વપ્ન ખરા પડતા જાય છે

તે રાત્રે તિફલીસના સંસ્કારમંડળ Voks તરફથી સત્કારભોજન હતુ લગભગ ૫૦૦ જેટલા માણસોની એ સભામા તિફલીસના અગ્રગણ્ય લેખકો, કવિઓ, વિજ્ઞાનીઓ, અભિનેતાઓ, પ્રાધ્યાપકો, ચિત્રકારો, અને શિલ્પકારો હતા રંગમંચ પર અમારા પ્રતિનિધિમંડળની વચ્ચે પ્રમુખ બેઠા હતા તેમની ઓળખાણ “પીપલ્સ આર્ટિસ્ટ” તરીકે મળી. પ્રજાના કલાકારનુ કેટલુ માન અને ઉચ્ચ પદ હોઈ શકે તે જોવા મળ્યુ અમારા સૌનો પરિચય થયા પછી અમારા મંત્રી શ્રી રોમેશચંદ્રે અમારા જ્યોર્જિઆના પ્રવાસની હકીકત જણાવી.

એ પછી લગભગ બાર વાગ્યે થોડાએક સભ્યો તથા કલાકારો સાથે બીજા ખંડમા ભોજન શરૂ થયુ. સલામતીઓ શરૂ થઈ જ્યોર્જિઅન લોકનૃત્યો અને સંગીત થવા લાગ્યા. એમા એક પ્રથા એવી જોઈ કે નૃત્યકાર કે નર્તિકા નાચ કરતા કરતા જે ગૃહસ્થ કે સન્નારી પાસે આવે તેણે ઊભા થઈને તેના માન ખાતર એક ચક્કર નૃત્યમા ફરવુ જોઈએ, માનવજીવનનો સંપર્ક સાધવા માટે કેવી સુન્દર વિધિ! અમારા પ્રમુખ, એક બે બહેનો અને સ્થાનિક કલાકારોએ એ રીતે તેમના આહ્વાનનો સ્વીકાર કર્યો ત્યારે આનંદ અને ટેવની હેલી ચડી હતી. ભોજનના પ્રમુખ જેનુ નામ આપે તેણે પણ કંઈક બોલી “ટોસ્ટ” મોનરો પડનો માન તરફ આગળી થઈ ત્યારે મે જ્યોર્જિઆના લોકગીતના પડઘારૂપે તેમના જેવા જ સાચા સાદે “એ...હ...” કરી એક દુહો સભાગાવી અર્થ કરી બતાવ્યો. અમારા સભ્યોને તેથી ખૂબ મજા આવી. મને પણ થયુ કે ઠીક ગાતા આવડતુ હોત તો ચાતિથી આવા પ્રસંગને રંગ ચડાવી શકાત. પછી મેં શાંતિનો ભારતીય મંત્ર

"સર્વે જના સુખિન ભન્તુ" સંભળાવ્યો.

સનામતી બોલનારા વધતા ગયા, ગમ્મત થઈ, પ્રીતિભોજન પૂરું થયા અને રાત્રે નવ વાગ્યે સમાપ્તિ થઈ તે વખતે પ્રમુખે દરેક જણને કંઈ ને કંઈ સ્મરણભેટ આપી અમાન મની માગ્ગુત કૉ. ફીચનુને જ્યોર્જિઅન ઇમારતોના મોટા ચિત્રોનું એક આલ્બમ ભેટ મોકલ્યું. અને જ્યોર્જિઅન ભાષામાંથી ચૂંટેલી કવિતાઓના અંગ્રેજી અનુવાદના એક સંગ્રહનું પુસ્તક આપ્યું ઉજાગરો બધાને થકવી ચૂક્યો હતો પણ પ્રસંગની લ્હેરમાં સૌએ સહન કરી લીધું

સવારે છાા વાગ્યે તો બસમાં બેસી અમે એરપોર્ટ ઉપર પહોંચી ગયા બેઉ વિમાનો તૈયાર હતા સંદેશો મળ્યો હતો કે સ્તાલીનબાડની મુલાકાત પણ પાર પડશે અમે બે ભાગમાં વહેંચાઈ ગયા રોસ્ટોવ આગળ નાસ્તા માટે ઊતરવાનું હતુ અમે બીજા વિમાનમાં હતા તેના પાઇલટે જણાવ્યું કે નીચે ઊતરી એક કલાક રોકાઈએ તે કરતા સૌ સંમત હોય તો દોઢ કલાકમાં સ્તાલીનગ્રાડ ઉતારી દઉં અમે સૌએ હા પાડતાં તેણે સીધું મારી મૂક્યુ



મુખ્ય એન્જિનીઅર

અમારી દુભાષી તાનિયાએ નાસ્તાના પડીકા તો સાથે બાંધી લીધા હતા એટલે અમારા પેટને તો 'પેટ્રોન' મળી ગયુ અને રસ્તામાં કોકેશસની શિખરમાળાઓનું ભવ્ય દર્શન જોવા મળ્યુ

સ્તાલીનગ્રાડના એરપોર્ટ પર ઊતર્યા ત્યારે બન્દ્રના ગુમસામ વિસ્તાર પર તડકો પડતો હતો છતાં ઠંડીના સુસવાટા આકરા લાગતા હતા આગળના અનુભવે હાથમોઢું સાલમાં લપેટી હાજર ગાડીની બસમાં ઘૂસી ગયા સામા આવેલ શાંતિસભ્યોના જણાવ્યા મુજબ બીજું પ્લેન

રોસ્ટોવ ઊતર્યું હતું એટલે તે બે કલાક મોડું થશે એમ જાણ્યું તેથી અમે સ્તાલીનગ્રાડ તરફ બસ ઉપાડી. ચારે તરફ ક્ષિતિજ સુધી બરફ હતો. રસ્તામાં પણ બરફના ગઠ્ઠા જામી ગયા હતા. માત્ર ટેલિફોન લાઇન નથી જ રસ્તાની દિશા સમજાય. એવા બરફ વચ્ચે એકેક માઇલને અંતરે એક સંતરી ખડો હતો. વચ્ચે વચ્ચે ત્યાગેલું મકાન કે છાપરું દેખાતું. અહીં સુધી હિટલરનું સૈન્ય પહોંચેલું અને અહીં સર્વનાશ કરી પોતાનો નાશ વ્હોરી લીધો હતો. આખરે થોડાં અર્ધાં બાંધેલાં મકાન વચ્ચે એક નાની સરખી "ઇન્ટુરિસ્ટ હોટલ" આગળ બસ અટકી. મોસ્કો જેવી વિશાળતા કે સગવડો નહોતી છતાં ય અંદર તો નાના મહેલ જેવી સજાવટ હતી. પાણી અને બાથરૂમોની તાણ હતી, કારણ કે સ્તાલીનગ્રાડ તો હજી સર્વનાશમાંથી ઊભું થઇ રહ્યું હતું. અમારે તો એક દિવસ નિભાવી લેવાનું હતું. તેમાંય હોટલના માણસોની મીઠી રીતભાતથી અને તેમના આવકારથી મુશ્કેલીઓ જણાઇ નહિ

---

૧ મીલીયન=૧૦,૦૦,૦૦૦ દસ લાખ
૧ હેક્ટાર=૧૦૦ આર ( ૧ આર=૧૧૯,૬ વાર )
૧ મીટર=૩૯.૩૭ ઇંચ=લગભગ ૧ા વાર
૧ કીલોમીટર=૩ાા ફીટ ( લગભગ )
૧૦૦૦ કીલોમીટર=૩૨૮૦, ૯૧ ફીટ

## સ્તાલિનગ્રાડનું નવનિર્માણ

## [ ૧૫ ]

" Creative powers of the people and powers of Workers and Peasants felt in everyday and life is the winning point in History."

**"કાર્યકરો અને ખેડૂઓની શક્તિઓનો વિકાસ અને સર્જન કરતી શક્તિઓ દિનપ્રતિદિનમાં અને જીવનવ્યવહારમાં પ્રત્યક્ષ થતી રહી છે એ ઘડાતા ઇતિહાસનું વિજયપ્રતીક છે."**

થોડી વારે સ્વસ્થ થઇ અમે "ઇન્ટુરિસ્ટ હોટેલ" ના આગન્તુક ખંડમાં આવી બેઠા એટલામાં બાકીની મંડળી પણ આવી ગઇ. બાથરૂમો થોડી હતી તેમજ પાણીની પણ અછત તાણ હતી, કારણ કે નવા સ્તાલીનગ્રાડની વ્યવસ્થાઓ હજી થતી જતી હતી. અમે અંદર અંદર સમજુતી કરી એકબીજાના ખંડમાં વારાફરતી સ્નાનગોષ્ઠા બનાવી લીધા.

**તા. ૧૨-૧-'૫૩ :** હોટેલના ભોજન દરમિયાન અમારી સાથે બિરાજેલા સ્તાલીનગ્રાડના મેયરનો અમને સૌને પરિચય થયો. ખાણું પૂરું થયું કે તુરત બાજુમાં આવેલા આર્કીટેક્ચરના કાર્યાલયમાં અમને આને પગપાળા તેઓ લઇ ગયા હતા. સાદા મકાનમાં નવા બંધાતા સ્તાલીનગ્રાડના સુંદર, મોટા "પર્સ્પેક્ટિવ" નકશાઓ [યથાદર્શન ચિત્રો] ચોમેર દીવાલ ઉપર ચોંટાડેલા હતા. મકાન થયા પહેલાં કરેલા એ ચિત્રો એટલા તો વાસ્તવિક સ્વપ્નાં હતા કે એવા મેં બીજે કદી જોયા નથી. આ જ મકાનમાં એક વખતના જર્મન નાઝી સેનાપતિ પૌલુસનો મુકામ થયો હતો.

સ્તાલીનગ્રાડના અદ્ભુત નવવિધાન વિશે અમારામાંના ઘણાએ વાંચેલું. ડૉ. કુમારપ્પાએ ભોજન વખતના સંભાષણમાં સાચું જ કહ્યું હતું કે "સ્તાલીનગ્રાડની મુલાકાત એ અમારા પ્રવાસનું શિખર બને છે" જે સ્તાલીનગ્રાડે જર્મન નાઝીવાદનો સામનો કરી દેશની અરિશક્તિઓ નીચોવીને તેને નેસ્તનાબૂદ કર્યો અને જાતમહેનતે નિર્માણ કરી આપી તેની વીરગાથા જગતની પ્રાચીન કથાઓના યુદ્ધોને વીસરાવી દે છે

સ્તાલીનગ્રાડનો પાછલો ઇતિહાસ ભવ્ય છે. તે વોલ્ગા નદીને કાંઠે લાંબે પટે વસેલું છે. ૭૦ કીલોમીટર લાંબુ અને ૪થી ૧૦ કીલો મીટર પહોળુ છે. ૧૯૧૮ માં તેનું નામ ઝારિત્સીન (Isaritsyn) હતું તે વખતે શ્વેત દળોએ તેના પર હલ્લો કર્યો હતો. તે વખતે સ્તાલીને પોતે તેના બચાવ માટે નેતૃત્વ લીધું હતુ. ૧૯૪૨ માં ત્યાં ફરી જંગ જામ્યો. શહેરની અંદર અને બહાર લશ્કરો અથડાયા. પાંચ-



અમારું સ્વાગત કરનાર સ્તાલિનગ્રાડના મેયર

માંથી ત્રણ જીલ્લાનો સદંતર વિનાશ થયો. લાખ જેટલા લોકો ઘરબાર વિનાના થઇ ગયા. ઉપર આભ અને નીચે ધરતી ! દક્ષિણ બાજૂના વોલ્ગાના કાંઠા પરના બે જીલ્લા લાલ સેનાના હાથમાં રહ્યા હતા. છેવટે લાલ સેનાનો ભરડો ફાવ્યો. ૧૯૪૩ ની બીજી ફેબ્રુઆરીએ છેલ્લો ભરડો લેવાયો અને ઘેરાયેલા જર્મનો પરાસ્ત થયા.

શહેરની મુક્તિ પછી નવી સમાજદૃષ્ટિથી નવી રચના કરવાનો નિર્ધાર થયો. વોલ્ગાની સમાંતરે ૧૮ કીલોમીટરનો એક ધોરી રાજમાર્ગ પાડયો છે. શહેરની મધ્યમાં બળી ગયેલા વીરોનો ચોક પાડયો છે. ત્યાં સ્તાલીનની પ્રતિમા અને જેઓ લડયા અને પડયા તેમની યાદગીરી બનાવી છે. નકશામાં વીરોના ચોકની સામે ૧૭ માળનું નગરસભાનું મકાન બતાવેલું હતું. નગરની કોઇ દેવપ્રતિમા જેવું તે ચિત્રમાં શોભતું હતું. સ્તાલીનગ્રાડના ડક્કા ઉપરથી મોસ્કો, રોસ્ટોવ, મોલોટોવ વગેરે સ્થળે નૌની બોટો આવજા કરે છે અને હવે ડોન અને વોલ્ગાના જોડાણ પછી પાંચ સાગર સાથેનો તેનો વ્યવહાર ચાલુ થયો છે.

અમને સ્તાલીનગ્રાડના મેયરે દોઢ કલાક સુધી વ્યાખ્યાન આપતાં લાંબી લાકડીથી નકશા પરનાં નવી રચનાનાં ચિત્રોની સમજ આપી. પોસ્ટ ઑફિસ, નવાં રેલ્વે સ્ટેશનો, કામદારોનાં ઘરો, મ્યૂઝીઅમો, એ સૌ ફરી વાર બંધાવાં શરૂ થઇ ગયાં હતાં. કુટુમ્બ દીઠ એક "ફ્લેટ" વાળાં ૫૦૦ ઘરો ગ્યાસ વીજળી સાથેનાં બંધાવરાવ્યાં હતાં. દર વર્ષે ૧૦ શાળાઓ બંધાય છે. લડાઇ પછી ૯૬ શાળાઓ, ૫ નવી સંસ્થાએ અને ૧૦ હુન્નરશાળાઓ તૈયાર થઇ છે. એગ્રીકલચર કોલેજ, શિક્ષણ કોલેજ, ટ્રેડ યુનીયનની કચેરી, લશ્કરોના નિવાસ, સ્ટેડિયમ (રમતમેદા- વગેરેનો પણ ભાવિ નગરરચનામાં સમાવેશ છે. શાળાઓ, ઇસ્પીતા- સ્ટોર્સ વગેરે એવી રીતે વચ્ચે વચ્ચે છે કે કોઇને પણ ૧૦ મિ ત્યાં પહોંચવું ફાવે.



નવી નહેરના વોલ્ગા દ્વાર આગળ ઇ વુચેટિચ નામે સોવિયેટ શિલ્પકારે સર્જેલી સ્તાલિનની ભવ્ય પ્રતિમા

આ મહાન નદીસયોગની યોજનાએ રશિયાના આનન્ગ્યદારમાં મહાન ક્રાન્તિ અને સમૃદ્ધિનો પ્રસ્તાવ કર્યો છે રશિયાની મહાન નિર્માણશક્તિનુ અને જીવનશ્રદ્ધાનું એ મહાન પ્રતીક છે નહેરના પહેલા નાકા આગળ સ્તાલીનનુ ત્રીસ ફીટનુ પૂતળુ—ભૂખરા સખત પથ્થરમાં ઘડેલુ—તેના મોટા ઓવરકોટની લહેરાતી ઘડોમા ભવ્ય લાગતુ

હતું. સૂર્ય પ્રકાશતો હતો પણ વોલ્ગાનાં પાણી પત્થર જેટલાં થીજી ગયાં હતાં. અમે એક બીજાના હાથ પકડી, પડતા લપસતા બચીને પાણીની સપાટી સુધીના પગથાર પર ગયા. અમારી એ હાલત પરથી ૧૯૪૨–૪૫ના દિવસોમાં લડાઇના યોદ્ધાઓએ કાતીલ સંજોગોમાં કેટલી બધી તાકાત અને કેટલું બધું ધૈર્ય દાખવ્યાં હશે તે અમે અનુમાની શક્યા.

ત્યાં ઊભીને સોવિયેટ પ્રજાની બે મહાન નદીઓનો સંયોગ કરાવતી નહેરનો મુખ્ય દરવાજો અને તેનું યંત્રકામ નિહાળ્યાં. સમાજ-શક્તિનું એ એક પરાક્રમ હતું. દરવાજાને મથાળે લખ્યું હતું:

"Glory to the Soviet People–builders of *communism*"

"સમાજશક્તિનું નિર્માણ કરનાર સોવિએટ પ્રજાનો જય થાઓ!"

વોલ્ગા સરખી યુરોપની સૌથી મહાન નદીનું મૂળ કેદી સમા કાસ્પીઅન સમુદ્રના જળમાં ઉતારવામાં વિધાતાએ જરૂર કંઇક ભૂલ કરી નાખી હતી. આવી નદીનો જળમાર્ગ બંધ હોવાથી તેની ફળવતી ખીણોનાં અનાજ, લાકડાં અને તેલનો વેપાર રૂંધાઇ રહ્યો હતો.

કુદરતની આ ભૂલ સુધારવા સોળમા સૈકામાં પ્રયાસ થયેલો, પણ યોગ્ય કૌશલ અને સાધનોને અભાવે પડતો મૂકાયો હતો. રશિયન વેપારીઓ બ્લેક સી સુધી માલ પહોંચાડવા, વોલ્ગાને કામીશીંકા મળે છે ત્યાં સુધી મળવામાં પહોંચતા, અને પછી એક લાકડાના લપસતા રસ્તા પર ડોનની એક શાખા–નદી સુધી માલ ખેંચી જતા.

ઈ. સ. ૧૬૬૦ના અરસામાં રશિયા પર આક્રમણ કરવાના ઈરાદાથી વોલ્ગા અને ડોનને સાંધી દેવાનાં સ્વપ્નાં તુર્ક સુલ્તાન સલીમ બીજાએ પણ સેવ્યાં હતાં. આસ્ટ્રાખાન પર પ્રબળ હલ્લો કરવા વોલ્ગા-માર્ગે એક જબરો કાફલો લઈ જવા ડોન કંઠારથી જ પડે. ડોનનો

મેયરે છેવટે કહ્યુ "આ વિરાટ યોજના પાછળ હજારો માણસો કામ કરે છે હાલ નાના ઘરો કામચલાઉ ઉપયોગ માટે જ બાંધ્યા છે છેવટે તે બધાં દૂર થઇ જશે. સહકારવિહીન છેવટે એક ગરીબ નહિ. રાજ્ય તરફથી અમને પૂરી મદદ મળે છે નવુ સ્તાલીનગ્રાડ એક બગીચો બની રહેશે."

શહેરના ઉદ્યોગોના કારખાના તો પહેલા ઊભા કરી નાખવાના આવ્યા હતા અને ૧૯૪૮–૪૯ સુધીમા યુદ્ધ પહેલા હતા તેટલા ચાલુ થઇ ગયા હતા. વોલ્ગા અને ડોન નદીઓ વચ્ચે નહેર કરવા માટે એકંદરે ઘરો તેમજ કેટલાક ગામો પણ હટાવવા પડયાં હતા. પણ દરેકને પૂરો બદલો તેમજ ૪૦૦ સ્કવેર મીટર જમીનમા પ્લોટ પાડી ઘર બાંધવાની સગવડો અને ખર્ચી આપવામા આવ્યા હતા. સ્તાલીનગ્રાડનુ સમગ્ર વિરાટ નિર્માણ ૨૫ વરસની યોજના હતુ તે હવે ૫–૮ વર્ષમા જ પૂરૂ થઇ જશે એમ મનાય છે

તે રાત્રે મેયર સાથે અમારા આખા મડળે "સાદકો" નામે એક સાઉન્ડ ફિલ્મ પીકચર રગીન ફિલ્મમાં જોઇ સાદકો નામનો જુવાન વતનના જુ માગ અને મેનારીથી કટાગી સાત સમુદરના પ્રવાસે નીકળે છે અને મધુર તત્વ સાતવ્યો વગાવે છે આ ફિલ્મમા હિન્દુસ્તાનના દેખાવો પણ હતા બનારસનો આખો ઘાટ અને બાદશાહી મહેલોનો ઠાઠ આમેહૂબ લાગતો હતો. છેવટે સાદકો પાતાળમા કઇ સાથ છે પતાળની પરીયુ તેને પરણવા માગે છે પણ પોતાના વતનમા પોતાની રાહ જોતી એક વફાદાર કુમારિકાના સ્મરણે તે સાવચેત રહે છે તેની ટેકથી પ્રસન્ન થએલો સાગરનો રાજા તેને વતનને કિનારે પહોચાડી દે છે અને દુખમા દિવસ ગુજારતી તેની પ્રિયતમાનો જોગ અના તે છેવટ સુધી જીવન અનુભવે છે

સ્તાલીનગ્રાડના ભાવિ નિયોજનની સિદ્ધિ માટે કોઇને શકા નહી રહી હોય તે બીજા દિવસના દર્શનોથી ઓસરી ગઇ

સવારે આડા દસે "સ્તાલીન વિસ્તાર"માના અમારા મુકામેથી બહાર પડયા એ વિભાગ જ્યારે જર્મનોના હાથમા હતો ત્યારે એક પણ મકાન ત્યા બચ્યુ નહોતું પણ હવે તો ત્યાં અમે જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ નવા રસ્તાની બેઉ બાજૂએ ઊંચા મકાનો બંધાઇ ગયેલા જોયાં. વીરોનો ચોક, સ્તાલીનનુ પૂતળુ, ઊંચા સ્થભો-વાળુ ગોર્કી થિયેટર, મોટા વસ્તુભંડારો અને સમૂહનિવાસગૃહો પૂર્ણ સ્વરૂપે અમે તૈયાર જોયા અહીં એક વેળા મહોલ્લે મહોલ્લે અને મકાને મકાને સામસામી સખત ઝપાઝપી થઇ હતી એક મકાનના આગના ભાગમા જર્મનો હતા, ત્યારે તેજ મકાનના પાછલા ભાગમા લાલ સૈનિકો હતા વોલ્ગાના કિનારાથી ૧૦૦ વાર છેટે અમે મોરચાની રેખા પર જઇ રહ્યા હતા

એ પછી અમે "વોરોશિલોવ વિસ્તાર' માંથી પસાર થયા તે પણ શત્રુઓને હાથે સાફ થઈ ગયેલો પ્રદેશ હતો પણ ત્યા કારખાના, કાર્યકરોની કચેરીઓ અને સયુક્ત નિવાસગૃહો ઊભા થઇ ગયા હતા લડાઇનુ દરેક ધારૂ પૂરાતુ જતુ હતુ ઠેર ઠેર મકાનો, શાળાઓ, ફેક્ટરીઓ અને રસ્તાઓ તૈયાર થઇ રહ્યા હતા છેવટે એક જગ્યાએ રસ્તાની બે બાજૂ ઊંચા સ્થભો ઉપર મોટી ટેંકો (રણગાડીઓ) ચડાવી હતી તે બતાવી ડ્રાઈવરે કહ્યુ "બસ અહીં સુધી નાઝીઓ આગળ આવી શકયા નહોતા અહીં તો "ખાડા ખમે પણ હાડા ન હટે" [Stand unto death]નો અમારો સંકલ્પ હતો"

ટેંકોની બેઉ બાજૂ ઊંડી ખાઇઓ હતી જર્મનોએ એ આગળી નહોતી એ ખરૂ પણ બોમ્બોથી આખા વિસ્તારમા વિનાશ વર્ત્યો હતો અત્યારે ત્યા પાટિયાના ઝૂપડાઓમાથી અને નાના કારખાનાંઓની ચીમનીઓમાથી ધુમાડા નીકળતા હતા એ વિસ્તારમા થઇને અમે વોલ્ગા–ડોન નહેરને પહેલે દરવાજે પહોંચ્યા ત્યાં સુધી તો ૩૦ માઇલની મુસાફરી થઈ ગઇ હતી ।

વેરાન પ્રદેશ ખોદવા હાથલારીઓ લઈ એક સેના ઊપડી પણ ખરી. પણ ગરમી, થાક અને વ્યાધિથી તેમજ તંગીને લીધે હજારો માણસો મરી ગયાં.

સત્તરમા સૈકામાં પીટર પહેલાને આ જોડાણનું રાષ્ટ્રીય મહત્વ લાગ્યું. યુરોપમાં જવા માટે એનાથી બીજું બારું મળશે એમ વિચારી તેણે પ્રિન્સ ગોલીશીનને કામ સોંપ્યું; પણ તેણે ખાનગી પ્રયત્નો કરીને આ યોજના ધૂળમાં મેળવી. તેણે ધર્માત્માઓ પાસે કહેવડાવ્યું કે "ઈશ્વર એકલાને જ અધિકાર છે કે નદીનો માર્ગ બદલી શકે. ખુદાએ જે નદીઓને નોંખી પાડી છે તેમને પાસે લાવવાનું સાહસ કરનાર માણસ તેની સામે મિથ્યાભિમાન બતાવે છે." આ પ્રસંગથી કાયર થઈને પરદેશથી આવેલો ઈજનેર બેન્ક્લ નિષ્ફળતાને કારણે ઝાર કોપશે એવી બીકે જાનોમાનો સ્પીડીશ સરહદમાંથી પલાયન થઈ ગયો હતો અને પાછળથી કાગળમાં પ્રિન્સની ખટપટની વાત લખી જણાવી હતી.

એ પછી ૧૯૧૧ સુધીમાં નવી નવી વ્યક્તિઓએ વોલ્ગા–ડોન સંયોગ માટે ૧૬ યોજનાઓ તારવી. ૧૯૧૮માં રશિયામાં આંતરકલહો અને કાતીલ યુદ્ધો ચાલતાં હતાં છતાં લેનિને આ યોજનાને - દેશના વ્યવહારની ધોરી નાડ અને આર્થિક બળનું સાધન ગણાવી. ૧૯૨૫–૨૮માં તેની ઝીણામાં ઝીણી વીગતે યોજના તૈયાર થઈ.

એ સ્વપ્ન આજે તો સત્ય થઈ ચૂક્યું છે. બીજા દેશોમાં જે કામને સૈકાઓ વર્ષ લાગી જાત તે ૧૯૫૨માં સંપૂર્ણ રીતે પાર પડી ચૂક્યું હતું. "વ્હાઈટ", "બાલ્ટિક", "કાસ્પીઅન," "બ્લેક" અને "આઝોવ" એ પાંચે સમુદ્રો સુધી માલભરેલાં વહાણો આવજા કરી રહ્યાં છે. બાકુના તેલનો પ્રવાહ મોસ્કો અને લેનીનગ્રાડ સુધી સરળતાથી પહોંચે છે. આ જળબંધો થયાં છે, જેથી ખેતીને, ઉદ્યોગોને, રોશનીને અને પ્રવાસને અકલ્પિત વેગ અને સમૃદ્ધિ પ્રાપ્ત થયાં છે.




ડોન-વોલ્ગાનો સંયોગ એ રશિયન પ્રજાના સંકલ્પનું અને તેના વૈજ્ઞાનિક તેમજ યાંત્રિક કાર્યકરોની સિદ્ધિનું અદ્‌ભુત પ્રદર્શન છે. ભારતમાં ભાગીરથી નદીને ઉતારનાર પુરાણપ્રસિદ્ધ રાજા ભગીરથને અમરતા પ્રાપ્ત થઈ છે તેમ ડોન-વોલ્ગાના વિશ્વકર્માઓનું કાર્ય જગતનું આશ્ચર્ય રહેશે.

ડોન અને વોલ્ગાના અર્ધ ભાગે વોલ્ગાની સપાટી કરતાં ૮૮ મીટર ઊંચાણ છે અને ડોનની સપાટી વોલ્ગાની જળસપાટી કરતાં ૪૪ ફીટ ઊંચી છે. આ કારણે ચડઊતર સપાટી મેળવવા ૧૦થી૧૬ મીટરની

ઊંચાઈમાં ફાટકો કરેલા છે વોલ્ગાની બાજુએ ૯ અને ડૅાનના ઢાળ તરફ ચાર ફાટકો છે એક ફાટકમાં વહાણ આવે ત્યા સુધી એ ફાટક બધ રહે પછી પાછળનુ બધ થાય અને આગળનુ ઊઘડે એટલે નીચેની સપાટી પર વહાણ આવી જાય છે એ જ રીતે પાછાં વળતા વહાણો ફાટકમાં આવી ગયા પછી ફાટક બધ થાય અને ઉપરની સપાટી જેટલું પાણી તેમાં આવે એટલે ઊંચકાય, પછી સામેનુ બીજુ ફાટક ઊઘડે એટલે તેની સપાટીએ અદર ચાલ્યુ જાય આને "લૉકસ" કહે છે

જ્યા જ્યા નદીઓ મળી ત્યાં માછલીના વિસ્તારવાળાં સાગર-તળાવો બન્યાં છે

"શીમ્લાન્સ્કાયા" સરોવર સોવિયેટ ભૂગોળમા નવુ જ નામ બન્યુ છે આસપાસના સુકાભઠ પ્રદેશોમા તેના બધમાથી સેંકડો નહેરો નીકળી છે અને પહેલા જ્યા કાસ્પીઅન લૂ વાતી હતી ત્યાં માછલો સુવી લીનાછમ ખેતરો હિલોળા લે છે

આ નહેરોના ખોદકામમા માનવમજૂરી ભાગે જ ઉપયોગમા આવી હતી "ટનલો' ખોદવા મેટ્રો ભૂગર્ભ રેલ્વેના નિષ્ણાતો પહોચી ગયા અને એક વાર જે માર્ગો પર પગે સાપો અથડાતા ત્યાં રાક્ષસી તાકાતવાળા "એક્સ્કેવેટરો" (ખોદકામના એન્જીનો)એ એક સળગ ખાડ ખોદી પાળો બનાવી દીધી. મોટર ટ્રકો વપરાઈ જ નથી. યાત્રિક સાઢીવાની લાંબી ડોકે ગાડાં ને ગાડાં જમીન ખોદી, જરા મો ફેરવી બાજુમા પાળો અને સડકો કરી નાખી. પછી યત્રમાથી સીમેન્ટનાં અસ્તરો થઈ ગયા વોલ્ગા બધથી આઝોવ સમુદ્ર સુધી ૫૪૦ કીલો-મીટરની વહાણ ચાલે એવી નહેરની યોજના હતી, તેમાથી ૧૦૧ કીલો-મીટર બાધકામથી તૈયાર થયા પછી બાકી "શિમ્લાંસ્કયા" સરોવર અને ડૉન નદી વાટે વ્યવહાર ચાલે છે આસપાસના પ્રદેશોમાં પ્રસરી રહેલી નહેરોના સરવાળા ૫૬૮ કીલોમીટર થાય છે પૂર્ણ તાકાતવાળા

૧૪૦ વીજળિક મથકો છે તેમની સહાયથી ઘણા-પ્રદેશોમાં પાણી ઊંચા ચડાવવા ઉતારવાનું કામ સસ્તું અને સરળ થયું છે ખાસ કરીને ડોન-વોલ્ગા વચ્ચેના ઝાપાનું યંત્રકામ અને જળસમૂહનો કાબૂ તેનાથી નભશે. દરેક ઠેકાણે વિદ્યુત અને પ્રચંડ યંત્રોની અનેકાનેક રચનાઓનો પ્રયોગ કરી આ યોજના ધારેલી મુદત કરતાં બે વર્ષ વહેલી પૂરી કરવામાં રાજ્યપ્રધાનોને યશ મળ્યો છે સોવિયેટ ધરતી પર તેમણે પ્રકૃતિના સ્વરૂપને પલટાવી નાખ્યું છે

અમે પહેલા ફાટકની આસપાસ ફર્યા. માણસો નદીના પટ પર ચાલતા હતા, કેમકે નદીમાં બધે જ બરફ જામી ગયો હતો આને લીધે અમને જળ-વ્યવહાર જોવાની તક ન મળી પણ આ આખાય સાહસની ફિલ્મી કથા સાદ્યંત નોવાયેની તે અમને મોસ્કોમાં જોવા મળી હતી.

પાછા વળતા બેએક ઠેકાણે અમારા મંડળની છબીઓ લેવાઈ ત્યાંથી નવા બંધાતા સ્તાલિનગ્રાડના રાજ્યમાર્ગે નવા મકાનો જોતા જોતા અમે એક ટ્રેક્ટરના કારખાનામાં ગયા એ કારખાનું યુદ્ધમાં તદ્દન તારાજ થઈ ગયું હતું અને અર્ધું જર્મનોને હાથ ચડ્યું હતું પણ આજે તો જાણે કંઈ જ બન્યું ન હોય તેમ હજારો કામદારો તેનું ઉત્પાદન ચલાવી રહ્યા છે આમાંનો એક કામદાર અમને મળ્યો તે લડાઈમાં જોડાયો હતો અને ઠેઠ બર્લીન સુધી જર્મનોની પૂંઠ પાછળ ધસ્યો હતો હવે પાછો તે પોતાને કામે લાગી ગયો હતો એની સાથે અમે સૌએ હાથ મિલાવ્યા

પાછા ફરતા અમે કામદારોનું એક વિશ્રાંતિગૃહ (કલબ) જોયું એને નવો મહેલ જ કહેવો પડે એની ભીંત પર પ્રસિદ્ધ સોવિયેટ ચિત્રકારોના મોટા ચિત્રો હતા એના મોટા ખંડોમાં નકશીદાર કોતરણી અને શિલ્પો હતા. આ સ્થાન વોલ્ગાને કાંઠે હોવાથી શીતળ પવનની લહેરો આવતી હતી. ત્યાં કામદારો માટે વિશેષ અભ્યાસના વર્ગો, પુસ્તકાલય, સંગીતશાળા વગેરે અનેક પ્રબંધો હતા એક એન્જિનિયરની છોકરીને

# [૧૬]

**"Do you want your life to be good? Then fulfill your quota."**

"તમારું જીવન મંગલમય થાય એવું ઇચ્છતા હો તો તમારો કાર્યભાગ પાર ઉતારો."

* * *

તા. ૧૫-૨-'૫૩ સવારે એવું ઠર્યું કે હવેના થોડા દિવસ દરમિયાન પ્રત્યેક પોતાના વિશિષ્ટ અભ્યાસના ક્ષેત્ર પ્રમાણે વહેંચાઈ જવું. કેટલાક ખેતીપ્રધાનની કચેરીમાં ગયા તો સ્ત્રીમંડળ એક સ્ત્રીસભામાં ગયું. કેટલાકને રેડિયો-વ્યાખ્યાન માટેની કે લેખન માટેની શી તરીકે રૂબલો મળેલા તેઓ ખરીદી કરવા નીકળી પડયા, જેમાં ડૉ. કુમારપ્પા પણ હતા. તેમની સલાહથી મેં પણ એક સસ્તો રશિયન કૅમેરા ખરીદ્યો. 'રિફ્લેક્ષ' રચનાવાળો ૩૫ લેન્સનો કૅમેરા ૧૩૦ રૂબલમાં મોંઘો ન લાગ્યો. ત્યાંથી મેં રશિયાના "આર્ટિસ્ટ યુનિયન" વિશે થોડી વધુ માહિતી મેળવી.

"સોવિયેટ આર્ટિસ્ટ કો-ઓપરેટિવ" દુનિયાના બીજા દેશોની દલાલ પેઢીઓથી નોખી જ પ્રણાલી ધરાવે છે. અગર તેનાથી ઘણી શ્રેષ્ઠ છે, કારણ કે કલાકારનો બધો કારભાર તે ઉપાડી લે છે અને ખર્ચ ઘણું જ ઓછું આવે છે. ચિત્રોના દલાલોની બધી તરકીબો

અને નફાખોરી તેણે નાબૂદ કરી છે એટલું જ નહિ પણ ધંધાની ચિંતાઓથી ચિત્રકારને સાવ બેફિકર બનાવી તેમને પોતાના ચિત્રનિર્માણના કાર્યમાં જ કાર્યશક્તિ પરોવવાની સગવડ કરી આપે છે.

કોઇ પણ ધંધાદારી કારીગરની પેઠે ચિત્રકાર પણ આરંભમાં પોતાનો હાથ અજમાવવાનાં ક્ષેત્રો તરીકે કલબો, ધંધાર્થી કલાગૃહો, નાટકશાળા, સંસ્કારગૃહો, મોટાં ભીંતચિત્રો, સુશોભનો—આ બધામાંથી જેમાં જવાની તક મળે ત્યાં પેસી જાય છે. ઘણાને એમાંથી જીવનનું કાયમી ક્ષેત્ર મળી જાય છે. આ સર્વ કામો ઠીક ઠીક બદલો આપનારાં હોય છે અને તેમાં તાલીમ પણ પુષ્કળ મળે છે. વિદ્યાર્થીઓને

*



લેનિનગ્રાડમાં ઝારના સમયનો રાજમહેલ "વીન્ટર પેલેસ", જે આજે "હર્મીટેજ મ્યૂઝીયમ" સાથે જોડી દેવામાં આવ્યો છે. ૧૭૩૨માં શરૂ થયેલું તેનુ બાંધકામ ત્રીસ વર્ષે પૂરૂ થયુ હતુ. બાંધણી પશ્ચિમ યૂરોપની નકલ છે સ્તંભોનો, પૂતળાંઓનો ને ઝુમ્મરોનો ઠઠારો ખૂબ છે. બહારથી ચોરસ માપના દેખાવનું નહિ એવું તોતીંગ મકાન છે.

*

અમે ત્યાં પીયાનો શીખની જોઈ. તેને શીખવનાર એક બાઈ હતી.
૬૦૦ માણસો એક સાથે બેસી શકે એવું રંજનભવન હતું.

પછી અમે "વીર ચોક" ની પાસેનો બાગ પર બંધાયેલો આરસનો લાંબોઃ ઓવારો જોયો. તેના પર ઠેર ઠેર ગ્રીક ઢબના આરસના ખડો હતા. બાળકો માટે તો બધે જ સુન્દર વ્યવસ્થા હતી.

અમે લગભગ સવા ચાર વાગે મુકામે પહોંચ્યા. જમવાનું તૈયાર હતું. પછી તુરત ૭ વાગે નજીક આવેલી વીરગાહ પર ફૂલપાટ ચડાવવા અમે બબ્બેની હાર કરીને ચાલ્યા અને ગંભીર મૌન ધારણ કરી ફૂલ ચડાવી બહાર નીકળ્યા ત્યાં સુધી કોઈએ અવાજ કર્યો નહિ. એ વખતે ઠંડી સહન કરવી મુશ્કેલ લાગી હતી.

એ પછી અમારે તુરત થોડાક જ અંતરે આવેલ સ્તાલિનગ્રાડ મ્યૂઝીઅમમાં જવાનું હતું. ત્યાં અમે યુદ્ધના ફોટોગ્રાફો, ચિત્રો તેમજ રણમેદાનનું નાનું "મોડેલ" જોયાં. એથી લડાઈની ભીષણતાનો અને યુદ્ધના જોખમોનો ખ્યાલ મળ્યો. ત્યાં પ્રસિદ્ધ સેનાપતિનાં શસ્ત્રો, બંદૂકો, વસ્ત્રો અને તમંચા સંઘરેલા હતા. પ્રદર્શનની રચના અભ્યાસપૂર્ણ હતી. દર્શક બાઈ અમને બધી જ બાબતો ખૂબ વીગતથી સમજાવતી હતી.

મ્યૂઝીઅમ જોઈ રહ્યા પછી અમારે સામે દેખાતા "ગોર્કી થિયેટર" માં વિક્ટર હ્યુગોનું "નોટરે ડેમ" (એટલે કે "ખૂંધો ઘંટ વગાડનાર") નામે નાટક જોવાનું હતું. સોવિયેટ કલાકારો જગતનાં ઉચ્ચ કોટિનાં અનેક નાટકો શબ્દચ્છેદ વિના ભજવે છે. તેમણે નાટકની કળાને અતિ ઉચ્ચ કક્ષાએ મૂકી છે.

કાળા પડદા પાછળથી કોઈએ વાર્તાનો પ્રસ્તાવ કર્યો એ પછી પડદો ઊપડયો. બહુ જ ઊંચી માનસચિકિત્સાભર્યો અભિનયો અને પાત્રનમણુ જોવાને મળ્યાં. બહેરા અને મૂંગા ખૂંધાનો અભિનય કરવો એ અતિ વિકટ હતું. એ કદરૂપા માનવદેહની પાછળ રહેલું માનવ

અનુકંપન અને તેની સામે દુનિયાનાં છેલછબીલાં, રૂપસમૃદ્ધ પાત્રોની. સૃષ્ટિનો અજબ વિકાસ અને ભેદ દર્શાવાયાં હતાં. પાદરીઓ, ગુંડાવાસનાં નરનારીઓ અને છેલછબીલીઓ તેમજ મુત્સદ્દીઓ, વીરો અને તેમના પ્રપંચો, તેમજ પરાક્રમો,—આ બધું અમને માત્ર અભિનયથી જ સમજાતાં ત્યારે તેમની કલા માટે "વાહ વાહ !" બોલાઈ જવાતું. રંગભૂમિનાં સાધનો અને રંગભૂમિની રચનાની બાબતમાં તો આપણે તેમના શિષ્યો લેખાઈએ એટલી ઉચ્ચ. કક્ષાએ તેઓ પહોંચ્યા છે. દેશ્ય દશ્યરચના, પોશાક, રૂપરચનાઓ અને છેવટે ફરતી રંગભૂમિ–નાટકના પ્રવાહને કેટકેટલી રીતે પૂરક થતાં એ લખાએ તો એક મોટો નિબંધ થાય. દિવસની બધી વાતો ભૂલીને, અમે એ નાટક ધીરજપૂર્વક સાદ્યંત જોયું અને નટોને અનહદ ધન્યવાદ આપ્યા.

અર્ધી રાતે મુકામે પહોંચ્યા. તે પછી બિછાનામાં પડતાં સવાર કેમ પડી તે જણાયું જ નહિ. નાસ્તો કરીને નવ વાગ્યે એરોડ્રોમ પર પહોંચી જવાની નોટીસ મળી ગઈ. "ન્હાવાનું હવે મોસ્કોમાં જ રાખીશું," કહી તૈયાર થઇ ગયા. ફરી બે "ગ્રૂપ" થઈ ગયાં. પહેલા વિમાનમાં હું અને રમણલાલ દેસાઈ સાથે હતા. આ વખતે વિમાનોમાં ઘણી ઝડપ અને હવામાં સ્થિરતા હતી. મેં વિમાનમાં જ રેડિયો પર આપવાનું મારૂં પ્રવચન લખી કાઢ્યું. ત્રણ વાગે તો મોસ્કોની અમારી હોટલે પહોંચ્યા અને જાણે પોતાને અસલ ઘેર આવી ગયા હોઇએ એવી નિરાંત અનુભવી.

અમારામાંના કેટલાકની ટપાલ આવી પડી હતી. હિંદના કાગળો પહેલી જ વાર અહીં મળ્યા. તે દિવસ પૂરતો સાંજે કશો જ કાર્યક્રમ ન રાખવા અમે ચંદ્રને કહ્યું અને તેણે કબૂલ રાખ્યું એથી ખૂબ જ રાહત મળી. ન્હાઈધોઈ, જરા ખોરાક લઇ શાંતિથી કાગળો લખી નાખ્યા અને પછી એ સુખાવાસમાં નિદ્રાનું શરણ લીધું.

પણ ધંધાદારીની રીતે જ દરો ચૂકવવામાં આવે છે પ્રવાસી ચિત્રકારો-ને અથવા "પોસ્ટ ગ્રેજ્યુએટ સ્કોલરશિપ" દ્વારા સ્થાનિક કલાકારોને હજારોનું કામ મળે છે

કલાકારો પોતાના "ટ્રેડ યુનિયન" માં જોડાય છે આથી તેમના પગારનું ધોરણ નક્કી થઈ જઈ તેમની માંદગી પ્રસંગે દવાદારૂ, માવજત અને દવાઈની પૂરી સગવડો મળે છે એટલું જ નહિ પણ કામ ન મળે તો તેટલી મુદત સુધી બેકારીનો દરમાયો પણ મળે છે પણ રશિયામાં કલાકાર ભાગ્યે જ બેકાર રહે છે ત્યાં કલાની કામગીરી માટે માણસો જોઈએ તે કરતાં ઓછાં છે જરૂર પડતાં કલાકારોને શીખઉનાણાં પણ મળે છે

'એકેડેમી' માંથી ગ્રેજ્યુએટ થનારો દરેક કલાકાર "આર્ટીસ્ટ કો-ઓપરેટીવ" માં ૧૦ રૂબલ ફી ભરીને સભ્ય બની જાય છે પછી તો તેના કામ પ્રમાણે તેની ફી ચડે છે એ "કો-ઓપરેટીવ" તેની આડતિયા પેઢી જેવી થઈ જાય છે અને પાર વગરની સેવા તેમજ સહાય આપતી રહે છે પ્રથમ તો, તે પેઢીના કારખાનામાં અને લેબોરેટરીઓમાં બનેલા રંગ તેમજ ઇતર સામગ્રી તેને પૂરી પાડવામાં આવે છે કોઈ ખાસ કામ માટે તેને જરૂર હોય તો પરદેશની સામગ્રી પણ મગાવી આપવામાં આવે છે તેને એક અલગ સ્ટુડિયો ભાડે મેળવી અપાય છે મોસ્કોના "સોકોલ્નિકી" નામે પાર્કમાં એ માટે ખાસ કલાકેન્દ્ર છે કલાકારે સર્જેલી કલાકૃતિઓ સીધેસીધી તે સંસ્થા ખરીદી લે છે અથવા તેમના વગવસીલાવાળા પ્રદર્શનો, ચિત્રસંગ્રહો અને મોટા મોટા યુનીઅનોમાં મોકલી આપે છે "કો-ઓપરેટીવ" તરફથી પણ મોસ્કોમાં એક બે મોટા પ્રદર્શનો પ્રતિ વર્ષ યોજાય છે

આ સર્વ માટે તેની ફી માત્ર આઠ ટકા જ છે "કો-ઓપરેટીવ' તરફથી કલાકારોની સગવડો અને પ્રગતિ માટે યોજના કરનારી સમિતિઓ માટે એ પ્રદેશમાં અને બીજા રાજ્યોમાં મકાનો, ઉદ્યોગો,

વર્તમાનપત્રો, શાળાઓ યુનીઅનો વગેરેના કેટલાય પ્રકારનાં કામો ઊભાં જ હોય છે "કો–ઓપરેટીવ" ને જરૂર પડે ત્યારે લાખો રુબલની "લોન" "કો–ઓપરેટીવ કોમ્યુના બેંક" આપે છે અને "કો–ઓપરેટીવ"નું કામકાજ, વચાણ તેમજ તેનો વકીવટ ઠગેડા સુધી પહોચે છે આ સસ્થા પોતાના સ્ટુડિયોમા પણ અનેક પ્રકા ની કલા કારીગીરી નિપજાવતી રહે છે પણ તેની નફાકારક પ્રવૃત્તિઓ ઉપર "આર્ટીસ્ટ કાઉન્સીલ" કડક નજર રાખે છે

સામાન્ય રીતે ચિત્રોની કિંમત ૩૦૦ રુબલથી ૧૦,૦૦૦ રુબલ સુધીની હોય છે નાના વોટર–કલર ચિત્રો ૧૫૦ રુબલથી ૩૦૦ રુબલ સુધીના હોય છે શિલ્પપ્રતિમાઓ તો ૩૦ હજાર રુબલ કે વધુ સુધી પહોચે છે

સોવિયેટ કલાકારોની તાલીમ કેટલી ઉચ્ચ કક્ષાની છે તે આપણે અગાઉ જોયું છે રશિયામાં કલા માટે મોટી પરિષદો ભરાય છે ને વિચારો થતા જ રહે છે "સોવિયેટ આર્ટ યુનીઅન" તરફથી એક મોટું દળદાર ત્રૈમાસિક પ્રગટ થાય છે આ સામાયિકની સજાવટ અને તેનું છાપ કામ જગતના કોઈ પણ કલાપ્રકાશનને ટક્કર મારે એવા નાના બીજા નાનામોટા તો કેટના ય કલાસામાયિકો નીકળે છે સોવિયેટ ચિત્ર રો વાસ્તવલક્ષી હોવા છતા પ્રચડ પુરુષાર્થ કરી તેમણે સ સ્કૃતિ માનવ સમાજ, ઇતિહાસ વગેરેમા પોતાના શ્રેષ્ઠ ચિત્રકારો જગતની બીજી એકેડેમીઓની હરોળમા ઊભા રહી શકે એવા પેદા કર્યા છે આ સર્વની પ્રાપ્તિ અને સિદ્ધિના વિવેચન માટે એક જુદું પુસ્તક થઈ શકે એમ છે

હુ બીજી વાર "કો–ઓપરેટીવ" ની કચેરીમા ગયો ત્યારે તેના સેક્રેટરી અને એકેડેમિસ્યનોએ કેટલાક ચિત્રોની, પીછીઓની અને રગ–ટયૂબોની મને બહુ જ ભાવપૂર્વક ભેટ ધરી

ત્યાથી હોટેલ પર આવ્યા કે તુરત રાતની ટ્રેનમા આખી મડળીને લેનિનગ્રાડ જવાનો આદેશ મળ્યો સ્ટેશને પહોચ્યા ત્યારે "સ્લીપીંગ

કાર'નો મિજાનાવાજો કમો અમારે માટે એક 'સાઈડ'માં તૈયાર જ હતો

બગડના ઉપરીઆળ પ્રગોમાં ગાડી જતી દની છતાં અદરની ગોઠવણીથી અમે દુઃખ અને આરામમાં એ રાત ગાળી.

## ભવ્ય લેનિનગ્રાડ

તા ૧૬–૧–'૫૩ બપોરે બાર વાગ્યા પછી અમારી ટ્રેન લેનિનગ્રાડમાં દાખલ થઈ રશિયાનુ જૂનુ પાટનગર પીટર્સબર્ગ તે જ લેનિનગ્રાડ લેનિનગ્રાડ જોવાની અમારી ઇંતેજારી પાર વગરની હતી, કેમકે નવી ક્રાંતિનાં પગરણુ ત્યાંથી જ થયાં હતા. રેલ્વે સ્ટેશન પર લેનિનગ્રાડ શાંતિ–સમિતિના પ્રમુખ, મત્રી અને તેમની સાથે પ્રસિદ્ધ સોવિયેટ નટ ચિરકાસોવ વગેરે અમને લેવા આવ્યા હતા ચિરકાસોવ તો "સોવિયેટ ફિલ્મ ડેલીગેશન" સાથે ભારતમાં આવી ગયા હતા તેમણે કેટલાક ભારતીય ચિત્રોને યાદ કરીને ભારતની ફિલ્મી દુનિયાના સમાચાર અમને પૂછ્યા મોટરોનો કાફલો અમને ત્યાંની મોટામા મોટી હોટેલ "એસ્ટોરિયા" માં લઇ ગયો સગવડભર્યા ને વૈભવશાળી એના ખંડોની વાત શી કરવી? ત્યા અમને દરેક જણને એકેક સ્વતત્ર ખડ મળ્યો અમારી રીત પ્રમાણે મે અને શ્રી. રમણલાલ દેસાઈએ જોડે-જોડેની રૂમ પસદ કરી. આ રૂમોની લગભગ એક વેત જેવડી લાબી અને અન્ડેર ભારની પીત્તળની કૂચીઓ અમારી ખાસ રમૂજ હતી.

અમે ઝડપથી ચ્હાપાન અને સ્નાન પતાવ્યાં ન પતાવ્યા ત્યા તો ઘટડી બજી કે "લન્ચ માટે રાહ જોવાય છે તુરત તૈયાર થઇને નીચે આવો જમીને તુરત જ બહાર નીકળવાનુ છે

આ "લન્ચ વખતે આપણી સાજ જેવો સમય હતો બહાર તો બરફની હવા અને આછુ અજવાળુ હતા પણ હોટેલની અદર તો ખડે ખડે દીવાળી હતી. ખાણાનુ અમારૂ ટેબલ એક ખાસ ખડમા

અલગ ગોઠવાયું હતું. ત્યાં ફરી વાર દરેકની વ્યક્તિગત ઓળખાણ થઈ. આ વખતે પ્રખ્યાત સિનેઅદાકાર ચિરકાસોવે આનંદ અને હાસ્યથી વાતાવરણ સજીવ કરી દીધું. તેણે હિંદના કેટલાક કલાકારોને યાદ કર્યા અને પોતાનાં સ્મરણો તાજાં કર્યાં. એ કલાકારે રંગભૂમિ પર, સિનેમાસૃષ્ટિમાં અને ચિત્રનિર્માતા તરીકે ઘણી પ્રસિદ્ધિ અને બહોળો અનુભવ મેળવ્યાં હતાં. જમતાં જમતાં તેણે કેટલી ય રમૂજો ઉડાવીને




હોટલ એસ્ટોરીયામાં
અમારા ખંડનાં પાત્રો

સૌને હસાવ્યા અને રાત્રે પણ પોતે કંઈક બતાવશે એમ કહ્યું. ખાણા પછી નગરપર્યટનનો કાર્યક્રમ હતો. અમારી હોટેલ એક મોટા, ખુલ્લા વિસ્તારની એક બાજુએ હતી. ચોમેર મોટા મહેલો સરખા મકાનો હતાં. ૧૯૨૪ની છવીસમી જાન્યુઆરીએ પ્રજાની ઇચ્છાથી જૂના પેટ્રોગ્રાડને લેનિનગ્રાડનું નામ આપવામાં આવ્યું હતું.

એક મોટી બસમાં બેસી અમે હોટેલથી જરા દૂર ગયા કે શહેરના સર્જક મહાન પીટરનું ઊછળતા ઘોડા સાથેનું પૂતળું જોયું. ૧૮૭૫માં સર્જાયેલા આ પૂતળાના શિલ્પીએ ખૂબીથી પૂછડાને ખડક પર અડતું રાખી, ધાતુના વજનનો ટેકો આપી ઘોડાના આગલા બે પગ અદ્ધર લીધા છે. આથી એમ જ લાગે છે કે હમણા પગો હેઠા મૂકાશે. આનું અનુકરણ ઘણા દેશોમા થયું છે. એના આધારનો પ્રચંડ ખડક દૂરથી એ સ્થાન પર લાવતા બે વર્ષ લાગ્યા હતા. એ પૂતળાની પાસે અમારી મંડળીનો ફોટો લેવાયો

એ જ ચોગાનમાંથી પસાર થતાં એક તરફ 'કોલેજ ઓફ



લેનિનગ્રાડમાં મહાન પીટરનુ ઉછળતા ઘોડા સાથેનુ પૂતળુ

આર્કિટેક્ચર' જોઇ લગભગ અર્ધા માઇલમા વિસ્તરેલા એ ત્રણ માળના મકાનમા એ વખતે દીવાની રોશનીમા રશિયાના વિશ્વકર્માઓ તૈયાર થઈ ગયા હતા

નીવા નદીને સામે કાંઠે એક કિલ્લો હતો તેમાં એક વાર રશિયાના આધુનિ દેશભક્તોને કેદ કર્યાં હતા આ િ ો આજે તો "મ્યુઝીઅમ બની ગયો છે વિસિલ્વીઅસ્ખી બેટ ઉપર "ઍકૅડેમી ઑફ સાયન્સીઝ' અને ઝાનોવ યુનિવર્સિટી' છે ત્યાં ૧૨ વિભાગો (ફેકલ્ટી)-મા જુદા જુદા દેશના ૧૨૫૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે લેનિન પણ ત્યાંથી જ સ્નાતક થયા હતા. ૧૯૧૭મા પહેલી સોવિયેટ કૉંગ્રેસ મળી હતી તે મકાનમા રેપીન નામના મહાન રશિયન ચિત્રકારને

નામે ક્લાસસ્થા ખોલી છે.

અમે સેન્ટ ઇઝાકનુ મંદિર જોયુ તેનાં બાંધકામમાં ૧૮૧૭ થી ૧૮૫૭ સુધીનાં ચાળીશ વર્ષો ગયાં હતાં તેમાં ૧૧૨ થાંભલાઓ છે. દરેક થાંભલો એકજ પથ્થરમાંથી ઘડેલો છે તેના ઘુમ્મટમાં ૩૦૦ કિલોગ્રામ સોનુ વપરાયું છે હાલ તો એ "મ્યૂઝીઅમ" બન્યુ છે

જે "વિન્ટર પેલેસ" આગળ ૧૯૦૫મા હજારો સ્ત્રી, પુરુષો અને બાળકોનો શાંત સમુદાય ઝારને અરજ ગુજારવા આવેલો અને જેમના પર ઝારના સૈનિકોએ ગોળીબાર કરી હજારોની નિષ્ઠુરતાથી કત્લ કરી હતી તે મેદાન અમે જોયો એના ચોક વચ્ચે નેપોલિયનની પીછેહઠની યાદમા એક જ ગ્રેનાઇટમાં કરેલો ૬૦ મીટર ઊંચો સ્તંભ જોયો.

અમે "લેનિન મ્યુઝીઅમ" પણ જોયુ જે રણગાડી ઉપરથી લેનિને ત્યા ભાષણ કર્યું હતુ તે રણગાડી યથાવત્ જોઇ રસ્તાઓ પસાર કરતા કરતા અમે "મ્યૂઝીક અકાદમી" "ઇન્સ્ટીટ્યૂટ ઓફ થીએટર્સ", "મ્યૂઝીકલ કોમેડી થીએટર," "ઓપેરા થીએટર,' "પુશ્કીન થીએટર," "પુશ્કીન લાયબ્રેરી' (જે સોવિયેટ યુનીઅનમા સૌથી મોટી છે)-એ સૌ બહારથી જોયા

અંધારૂ થતુ હતુ કેટલુ ક જાઇએ? લેનિનગ્રાડમા એટલુ બધું જોવાનુ તેમજ જાણવાનુ હતુ કે વર્ષ પણ ઓછુ પડે અને અમને તો હવે હિંદ પાછા ફરવાની ચટપટી લાગી હતી હોટેલ પર પાછા આવ્યા ત્યારે સાદુ ગાનીભોજન તૈયાર હતુ રૂચિ નહોતી તો પણ સમાગમને ખાતર હુ અને શ્રી રમણલાલ દેસાઈ તેમા જોડાયા એ ખરેખર સારૂં થયુ, કેમકે ગત્રે ચિત્રકામોવ ખુબ ખીલ્યા તેમણે કેટલાક પાત્રોના સ્વરૂપ માન મુજબના ફરીને બતા વાં જાપાનીઝ અમલદાર, બ્રિટીશ "બુલ-ચહેરા" ડોન ક્વીક્ઝોટ તથા શેકસપીઅરના એકમે પાત્રો જોઇ અમને કળાની સિદ્ધિ કેવી હોય તેની પ્રતીતિ થઇ

એ ભોજનની સમાપ્તિ વેળાએ બે શબ્દો બોલવાનો મને આદેશ મળ્યો એટલે મે કહ્યુ, "સોવિયેટ જગતમા હુ કલાકારનો હાથ જીવનને

ખૂણે ખૂણે ફરી વળેલો જોઉં છું. જનની સંસ્કૃતિનો એક નવો પ્રકાર અમને અહીં જોવા મળ્યો છે, જેમાં કલાકારની પ્રતિભા પ્રત્યેક બાજુએ પ્રસરી રહી છે અને સમસ્ત ભૂમિ પર અજવાળાં પાથરી રહી છે."

ભોજન પછી અમે લેનિનગ્રાડના નાટ્યગૃહમાં "રેડ પોપી" ("કસુંબલ ફૂલ") નામે સમકાલીન ઇતિહાસનું 'બેલે' જોયું. "રેડ પોપી" આઝાદ થયેલા ચીનનું પ્રતીક હતું. ચીન પર અમેરિકાનું વર્ચસ્વ, ચીનના શ્રીમંતો અને શાહીવાદીઓ તેને કેવો ટેકો આપી રહ્યા હતા, નીચલા થરની પ્રજા તેમાં કેવી કચડાતી હતી અને તેમાંથી ક્રાન્તિનો તણખો કઈ રીતે જાગ્યો, તરણ મજૂરનેતાની મજેલી દોસ્તગી, રશિયાની દિલોજાનભરી મદદ અને મૈત્રી વગેરે બાબતો આ નાટકમાં એક રૂપકથી બતાવવામાં આવી હતી. ચીની પાત્રો, ચીની દૃશ્યો, ચીની નૃત્યો અને છેવટે રશિયા અને ચીનની મૈત્રીનાં દૃશ્યોમાં તિરસ્કાર, લાગણી અનુકંપા, શૌર્ય, પ્રેમ વગેરેનું કાવ્યમય આલેખન થયું હતું. દૃશ્યરચનામાં તો અવધિ લાગે. જૂથબંધ પાત્રો એ તો જાણે સોવિયેટ રંગભૂમિની વિશિષ્ટતા જ બની ગઈ છે.



શ્રી. રમણભાઈના ખંડમાંનું ટેબલ લેમ્પ

તા. ૧૭-૧-૫૩: સવારે પહેલો કાર્યક્રમ "હર્મીટેજ મ્યુઝીઅમ"

જોવાનો હતો એક વેળા એ મ્યૂઝીઅમવાળુ મકાન ઝારનો "વિન્ટર પેલેસ" (શિશિર મહાલ) હતો અને તેનો એક ભાગ "હર્મિટેજ" કહેવાતો આજે એ સમગ્ર મહાલયને એક કરી બહારનો દેખાવ એવો ને એવો જ સાચવી ગખ્યો છે વિશ્વયુદ્ધ દરમિયાન આ મહેલ પર ગોળા ઝીકાયા હતા પણ આજે તેનુ લેશ પણ નિશાન નથી. એ ભવ્ય મકાન હજી જાણે ગઇ કાલે જ બાધ્યુ હોય એવુ લાગે છે ૧૯૪૬મા તેનુ સમારકામ સપૂર્ણ થયુ હતુ આ "હર્મિટેજ મ્યૂઝીઅમ" જગતમા મોટામા મોટા લેખાતા મ્યૂઝીઅમોમાનુ એક લેખાય છે એમાં ૨૬૪ ખડો છે આ ભવ્ય ઇમારતનો ઇતિહાસ લાંબો અને જૂનો છે આજે પણ તેની વાત વર્ણનથી યથોચિત કહી શકાય નહિ. રશિયન ઝારોની સમૃદ્ધિ દુનિયાની બાદશાહી કરતા વધારે હતી એક જ આરસમાથી કાઢેલા એના ઊચા ઊચા સ્તભો, વિરાટ આકૃતિઓ, સીડીઓ અને ઝૂમરોમા વપરાયેલી સામગ્રી અને શિલ્પકળામા માણસોની જિદગીભરનો પરિશ્રમ દેખાય છે કઇક રાજ્યોના વિજયચિહ્નો સરખા વાવટાઓ ત્યા સચવાયા છે મહાન પીટરની ગાડી સોનાના પતરાથી મઢેલી હતી નીચેની લોખડની કમાનોને બદલે સતરના મજબૂત પટા ઉપર તેને ઝુલતી ગખી હતી આ સગ્રહસ્થાનમાનો શિલ્પસગ્રહ યુરોપના કોઇ પણ મ્યૂઝીઅમની સ્પર્ધા કરે એવો છે સુપ્રસિદ્ધ ઇટાલિઅન કલાકારોની કૃતિઓ પણ ત્યા હતી ચિત્રસગ્રહ પણ અપાર હતો

મને ઇટાલી ફ્રાન્સ કે ઇગ્લાડના સગ્રહો જોવાની તક મળી નહોતી છતા મે "હર્મિટેજ"મા યુરોપના કલાસ્વામીઓના જે ચિત્રો જોયાં એથી મને પૂરા સતોપ થયો રેમ્બ્રાન્ટની દસ તસ્વીરોએ મારૂ મન ભરી દીધુ માનવપાત્રના ચહેરા પાછળ તરવરતુ વ્યક્તિત્વ પકડવામાં આ કલાકારને હજી કોઈ પહોચી શકયુ નથી ત્યા મે યુરોપની ચિત્રકલાના આદ્ય સ્વામી લીઓનાર્ડોના બે મૂળ ચિત્રો મારી આખે જોયાં ત્યારે મન આર્દ્ર થઇ ગયુ રાફેલની પણ બેએક કૃતિઓ ત્યા હતી.

ચિત્રાનનો મોટો સંગ્રહ એ વિયેનાના ભોગોલ્ડનો પણ અહીં તો નામોશ



લેનિનગ્રાડના રાજમહેલને એક પૂલ જેવા માર્ગથી જોડતો "હર્મીટેજ" કલાપ્રાસાદ છે ૧૯૪૦માં મ્યૂતીયના શિલ્પીએ તેની રચના કરી હતી તેનો વિસ્તાર ૫૧૨ ફીટ લાંબો અને ૩૭૫ ફીટ પહોળો છે વચ્ચે બે મોટા ચોક છે એના પ્રવેશખંડમાં વીસ ફીટ ઊંચાં, કાળા ગ્રેનાઇટનાં દસ પૂતળાં છે આગળ જતા ફીન્લેન્ડના એક જ આરસમાં કોતરેલા ૧૬ સ્તંભો છે, એવા "હર્મીટેજ" મ્યુઝીઅમનો આ એક વિશાળ અને ભવ્ય ખંડ છે

ભૂલી જવાય એટલી બહોળી સંખ્યામાં હજારો ઉત્તમ કૃતિઓ મને જોવા મળી અને યૂરોપની કલાસાધના કેટલી સર્જનશીલ અને વ્યાપક છે તેનો મને અનુભવ થયો

સકાઓવાર શિલ્પ અને કનાકારીગરીનાં મૂલ્ય સમજાવતા નમૂનાઓ, તેમની ગોઠવણી અને એ પાછળ જાગૃત રહેતા નિરીક્ષકો અને સવાદકોના ત્યા જૂથ હતાં ખડે ખડે તરુણો અને બાળકોને લઇને શિક્ષકો નીકળી પડયા હતા બાળકોને બહુ જ શાંતિથી અને રસથી સગ્રહસ્થાનની વસ્તુઓ નીરખતાં અને એ વિશે વ્યાખ્યાનો સાભળતા જોયા એ દશ્ય આખ ઠારતુ હતુ વાતવાતમા જાણ્યુ કે રોજ લગભગ ચાર હજાર માણસો આ મ્યૂઝીઅમની મુલાકાત લેતા હતા એથી એની પાછળ થતા ખર્ચ અને મહેનત સાર્થક લાગ્ય

એક ઠેકાણે લગભગ ૧૫×૧૫ ફીટનો ચોરસ નકશો ભીત પર હતો તેમા રગબેરગી આરસથી જ પ્રદેશો બતાવેલા હતા, એ નકશામાં પીસ્તાળીસ હજાર ટુકડાઓનુ કામ હતુ !

રશિયાના મહાન લોકનેતાઓની છબીઓનો, ચિત્રપ્રસગોનો અને પૂતળાનો તો પાર નહોતો સારુ ય સગ્રહસ્થાન જ્ઞાનપ્રદાતા એક વિશ્વ બની રહ્યુ હતુ અમે તો એ જોવામા નજર અને પગ એક સાથે ચલાવતા અને પરસ્પરને ઉતાવળ કરાવતા બહાર નીકળી આ ા તો પણ ચાર કલાક કેમ વીત્યા તે સમજાયુ નહિ. આભાર માની અમે અતૃપ્ત મને મ્યૂઝીઅમ છોડયુ બે વાગે મુકામ પર આ યા થાકનો પાર નહોતો જમવા કરતાં ઊંઘી જવાની વધુ ઇચ્છા હતી જમ્યા પછી મજૂરસનામતીના પ્રયોગો કરતી સસ્થાઓ જોવા અમારામાંના કેટલાક ઊપડયા સુભાગ્યે શ્રી. રમણલાલ દેસાઇએ તેમનો સાથ છોડી રશિયન મ્યુઝીઅમ જોવા જવાનુ સ્વીકાર્યુ તેમનો પગ દુખતો હોવાથી તેઓ બહાર જવા જરાય ઉત્સુક નહોતા પણ હેનીટાએ બહુ ઉમળથી એક જુદી મોટર મેળવી અને અમે મ્યૂઝીઅમ ઉપર પહોંચ્યા ત્યારે તે બધ

રિશાનનો મેટો સમ્રાટ મે વિરેનામા જોયો હતો પણ અ'ી તો નામોશ



લેનિનગ્રાડના ગજમહેલને એક પુલ જેવા ભાગથી જોડતો "હર્મીટેજ" મહાપ્રાસાદ છે ૧૮૪૦માં મ્યુનીચના શિલ્પીએ તેની રચના કરી હતી તેનો વિસ્તાર ૫૧૨ ફીટ લાંબો અને ૩૭૫ ફીટ પહોળો છે વચ્ચે બે મોટા ચોક છે એના પ્રવેશખંડમા વીસ ફીટ ઊંચા ગ્રેનાઈટના દસ પૂતળાં છે આગળ જતાં ફીન્લેન્ડના એક જ આરસમા કોતરેલા ૧૬ સ્તંભો છે, એવા હર્મીટેજ મ્યુઝીઅમનો આ એક વિશાળ અને ભવ્ય ખંડ છે

મળી જવાય એટલી બહોળી સખ્યામાં હજારો ઉત્તમ કૃતિઓ મને જોવા મળી અને યૂરોપની કલાસાધના કેટલી સર્જનશીલ અને વ્યાપક છે તેનો મને અનુભવ થયો

સકાઓવાર શિલ્પ અને કલાકારીગરીનાં મુખ્ય સમજાવતા નમૂનાઓ, તેમની ગોઠવણી અને એ પાછળ જાગૃત રહેતા નિરીક્ષકો અને સવાદ કોનાં ત્યા જૂથ હતાં ખડે ખડે તરુણો અને બાળકોને લઈને શિક્ષકો નીકળી પડયા હતા બાળકોને બહુ જ શાન્તિથી અને રસથી સગ્રહસ્થાનની વસ્તુઓ નીરખતાં અને એ વિશે વ્યાખ્યાનો સાભળતા જોયા. એ દશ્ય આખ ઠારતુ હતુ વાતવાતમા જાણ્યુ કે રોજ લગભગ ચાર હજાર માણસો આ મ્યૂઝીઅમની મુલાકાત લેતા હતા એથી એની પાછળ થતા ખર્ચ અને મહેનત સાર્થક લાગ્ય

એક ઠેકાણે લગભગ ૧૫×૧૫ ફીટનો ચોરસ નકશો ભીત પર હતો તેમા રગબેરગી આરસથી જ પ્રદેશો બતાવેલા હતા, એ નકશામાં પીસ્તાળીસ હજાર ટુકડાઓનુ કામ હતુ !

રશિયાના મહાન લોકનેતાઓની છબીઓનો, ચિત્રપ્રસગોનો અને પૂતળાનો તો પાર નહોતો સારુ ય સગ્રહસ્થાન જ્ઞાનપ્રદાતા એક વિશ્વ બની રહ્યુ હતુ અમે તો એ જોવામા નજર અને પગ એક સાથે ચલાવતા અને પરસ્પરને ઉતાવળ કરાવતા બહાર નીકળી આ ત્યા તો પણ ચાર કલાક કેમ વીત્યા તે સમજાયુ નહિ આભાર માની અમે અતૃપ્ત મને મ્યૂઝીઅમ છોડ્યુ એ વાગે મુકામ પર આવ્યા થાકનો પાર નહોતો જમવા કરતા ઊંઘી જવાની વધુ ઇચ્છા હતી જમ્યા પછી મજૂરસનામતીના પ્રયોગો કરતી સસ્થાઓ જોવા અમારામાના કેટલાક ઊપડયા સુભાગે શ્રી રમણલાલ દેસાઈએ તેમનો સાથ છોડી રશિયન મ્યૂઝીઅમ જોવા જવાનુ સ્વીકાર્યુ તેમનો પગ દુખતો હોવાથી તેઓ બહાર જવા જરાય ઉત્સુક નહોતા પણ હેર્નાગએ બહુ ઉમગથી એક જુદી મોટર મેળવી અને અમે મ્યૂઝીઅમ ઉપર પહોચ્યા ત્યારે તે બધ

થવાને માત્ર અર્ધો જ કલાક બાકી હતો. બધા ખંડોમાં લાઇટો બંધ થવા લાગી હતી પણ હેલીટાએ અમારી ઝડપી મુલાકાતની વાત કરી એટલે દ્વારાધીશે એક સાથી મોકલ્યો. તેણે કોઇ કોઈ ઠેકાણે ચાપ દાબી રોશની કરી બતાવી. એ મ્યુઝીઅમ ખરેખર એક "વિશાળ ભવન" હતુ, જેમાં કેવળ રશિયન ચિત્રકારોની મહાન પરંપરા અમારી નજરે પડી અને રશિયામાં પણ ભૂતકાળમાં યુરોપના બીજા દેશોને આટે એવા કલાસ્વામીઓ થઈ ગયા હતા તેનું જ્ઞાન થયું. આધુનિક કલાશૈલીના આદ્ય સ્વામી રેપીનનું સમગ્ર કામ એક જુદા જ ખંડમાં હતું. તેનું લગભગ પચાસેક ફીટનું એક મોટું ચિત્ર અમે જોયું, જેમાં કેટલા ય તત્કાલીન રાજદ્વારીઓની તત્વત્ તસ્વીરો એ ચિત્રકારની અદ્ભુત કાર્યશક્તિની સાખ પૂરતી હતી. એ ચિત્ર માટે એણે જે પ્રાથમિક રેખાઓ દોરેલી, જે નમૂનાઓ કરેલા, છૂટાં પાત્રોનો જે અભ્યાસ કરેલો અને એકે એક પોશાક, શસ્ત્ર તેમજ બેઠકની વીગતો દોરેલી એ સર્વ ભાવિ ચિત્રકારના માર્ગદર્શન માટે ત્યાં સચિત્ર કરેલું હતું. એમને જોઈને બીજાની વાહ વાહ કરતા જીભ એવા ચિત્રોનો તો ત્યાં પાર નહોતો. અમે ત્યાં અર્ધાને બદલે દોઢ કલાક ગાળ્યો અને એ દોઢ કલાકમાં જ મારા જીવનનો સમગ્ર અનુભવ લઈને હું બહાર નીકળ્યો ત્યારે મારી પોતાની કલાસાધના મને દરિયામાંના છીપના સરખી લાગી. આવી ભવ્ય સાધનાનો સત્કાર કરી રહેલી રશિયન પ્રજાને મેં ધન્યવાદ આપ્યા.

રાત્રે અમે મજૂરોનું સંસ્કારકેન્દ્ર જોયું. ત્યાં પુસ્તકાલય, નાટ્યશાળા, સંગીતવર્ગો, નૃત્યવર્ગો અને અભ્યાસવર્ગો ભવ્યક ચાલતા હતા. ઊંચા કુટુમ્બની સ્ત્રીઓ ત્યાં નિયામકો તરીકે કાર્ય કરતી હતી. તેમને દરેકને અમારા પ્રતિનિધિ શ્રી. તુલસીદાસ જાદવે શાંતિનિકેતનીય ભેટ આપ્યા અને અમે વિદાય લીધી. હોટેલ પર અમારા બધો જ સામાન બંધાઈને તૈયાર પડ્યો હતો અને રાત્રે નવ વાગ્યે તો અમારી ટ્રેન લેનિનગ્રાડની વિદાય લઈને અમને મોસ્કો તરફ લઈ ચાલી.



ર. મ. રા.નાખંડમાંનુ પોસીલીનનું શિલ્પ

તા. ૧૮-૧-’૫૩ : તે દિવસે રવિવાર હતો. અમે ટ્રેનમાં જ ન્હાનાસ્તો પતાવ્યાં. સાંભળ્યું કે શ્રદ્ધા માતા એકલાં જ વધુ વખત રોકાવા માગતાં હતાં. પણ એ તો એમનો અંગત નિર્ણય હતો. બપોરે બાર વાગ્યે અમે મોસ્કો પહોંચ્યા ત્યારે શ્રી. રમણલાલ દેસાઇને તો તેમના ઘરનો તાર મળ્યો અને પત્રો પણ મળ્યા એટલે એમનો ફફડતો જીવ સ્વસ્થ થયો. મને હિંદનો એક પણ પત્ર મળ્યો નહોતો એટલે મનમાં ચટપટી થતી હતી. જાણ્યુ કે અમારા પત્રો વિયેનામાં ‘સેન્સર’ થયા પછી જ આવે છે. એટલે સ્વાભાવિક રીતે જ મોડું થાય એમ સમજીને મન વાળ્યું.

બપોરે કશો જ કાર્યક્રમ ગોઠવાયો નહોતો એટલે અમે પૂરતો આરામ મેળવી સાંજે મંત્રીના ખંડમાં બધા એકઠા થયા. તે વેળા નિર્ણય મળ્યો કે તા. ૨૧મીએ મોસ્કોની છેલ્લી તારીખ છે. સાથે એ પણ જાણ્યું કે મોસ્કોના હૃદયમંદિર સરખું ક્રેમલીન જોવાની ગોઠવણ બીજા દિવસ માટે થઇ ગઇ હતી.

## મોસ્કોનું હૃદય મંદિર

# [ ૧૭ ]

“ સમગ્ર એશીયાનું શીર જેની આગળ નમે છે, જ્યાં કાળનાં અનેક તોફાનો અને ઝંઝાવાત વંટોળ મારી

**મથા, સૈકાંઓથી દેશના ભાવિની ધરી બની રહેનાર અને મોસ્કો નગરી ઉપર પોતાની સતત જાગૃત પૌઢ શ્રમરો નીચેથી જ્યોતિર્મય પ્રતિભા પ્રસારી રહેનાર, જ્યાં માણસોનાં અભિમાન ગળી જાય છે અને વિચારો સ્તબ્ધ બને છે પણ જે રશિયાનાં ભૂમિસંતાનોને માટે આનંદનો સ્રોત વહાવે છે એવા "ક્રેમલીન" ને અમારી માનભરી સલામ!"**

* * *

તા. ૧૯–૧–'૫૩ : મોસ્કોની હોટેલ "સોવિયેટસ્કાયા" માં સવારનો નાસ્તો લઈ બરાબર ૯॥ વાગ્યે સૌ બહાર પડ્યા. ક્રેમલિનના કિલ્લા પાસેના મોટા રસ્તા પર થઈ, જરા વાંક લઈ છેડાના બુરજ પાસેના દરવાજે મોટરમાંથી ઊતર્યા. બરફ ધીરે ધીરે વરસતો હતો. કિલ્લાની દોઢીમાં પોલીસ અફસરે અમને જરા વાર રોકીને દરેકનાં નામ લખી લીધાં અને



ક્રેમલીનના દરવાજા અને બુરજો રશિયાના સ્થાપત્યનાં ખરાં પ્રતિનિધિ છે. આખું રશિયા તેને માટે મગરૂર છે. ક્રેમલીનના કોટની કુલ લંબાઈ ૭૨૮૦ ફીટ છે. તેના કાંગરા બાણની પણછ જેવા વચમાં ખાંચવાળા છે.

પછી એક અફસર તથા એક દર્શકની સાથે અંદર જવા દીધા.

ક્રેમલીનનુ દશ્ય અનોખુ લાગે છે–પ્રવાસીએ બીજે કયાય ન જોયુ હોય એવુ અંદર મહાલયોવાળુ એક બીજુ નગર જ જાણે વસ્યુ છે રશિયામા મકાનો પર વારવાર સફેદ ચૂનો લગાડવાનો રિવાજ છે એટલે આજે પણ ક્રેમલીનના જૂના મહાલયો પર સમયની ઝાખપ જણાતી નથી બધુ સ્વ અને વચ્ચે રગપટા અને મોતેરી શણગાર નજરે પડે

એક ટેકરી પર ચડતા હોઈએ એમ તેના રસ્તા પર અમે આગળ વધ્યા અને ચારે તરફ ઊચા ગુબજોવાળા મોટા દેવાલયોના ચોગાનોમા આવ્યા ખુલ્લી ઋતુમા અહીં ફૂલોવાળા મોગ બગીચા ને ઉદ્યાનોની પ્રચુરતા હોય છે પણ આ વખતે અમે ઠડા ઝપાટાથી બચવા દીવાલોની ઓથે ચાલતા હતા

ક્રેમલીન એક ટેકરી ઉપર બધાયુ છે તેની ઉત્તર બાજુ મોસ્કવા નદી વહે છે નદી તરફ ઝારોના મહેલો છે પદર, સોળ સત્તર અને અઢારમા સૈકાઓમા દરેક ઝારે પોતાનુ અક એક મોટુ દેવળ ત્યા બધાવ્યુ છે ક્રેમલીન ગઢ અટપટા ત્રિકોણાકારે બધાયો છે તેનો ઘેરાવો ૭૨૮૦ ફીટ છે ગુનામી રગની તેની દીવાલો પર M M M આવા તીરના છેડા જેવા M આકારના કાગરા છે અને ખૂણે ખૂણે બુરજો છે તે પણ એક બીજાને મળતા નથી તે બુરજો પર પાચ કમાનદાર પાસામા બારીઓ અને માથે અણીદાર મિનારાઓ છે તે દરેકની તરાહ જુદી ૦ અદર ચાર મોટા ચોક ત્રણ દવાલયો, સાત ચર્ચ, એક સાધુઓનો મઠ અને ત્રણ જૂના રાજ્ય–મહેલો છે અને એમા જ "ઇવાન ધ ગ્રેટ" ના મહેલની ભીત આગળ "ઝારકોલ" અથવા "મોસ્કોનો ઘટ"—જેને જગતનો 'ઘટરાજ' કહી શકાય—છે આ ઘટ ૧૭૩૩માં ઢાળવામાં આવ્યો હતો તેનુ વજન લગભગ ૨૦૦ ટન (૧૧૨૦૦ મણ) થાય છે ઊચે ચડાવતી વખતે

ગયા, સૈકાંઓથી દેશના ભાવિની ધરી બની રહેનાર અને મોસ્કો નગરી ઉપર પોતાની સતત જાગૃત ચોકી ભરનારી નીચેથી જ્યોતિર્મય પ્રતિભા પ્રસારી રહેનાર, જ્યાં માણસોનાં અભિમાન ગળી જાય છે અને વિચારો સ્તબ્ધ બને છે પણ જે રશિયાનાં ભૂમિસંતાનોને માટે આનંદનો સ્રોત વહાવે છે એવા "ક્રેમલીન"ને અમારી માનભરી સલામ!"

*     *     *

તા. ૧૯–૧–'૫૩ : મોસ્કોની હોટેલ "મોનિપેટસ્કાયા" માં સવારનો નાસ્તો લઈ બરાબર ૯॥ વાગ્યે સૌ બહાર પડ્યા. ક્રેમલિનના કિલ્લા પાસેના મોટા રસ્તા પર થઈ, જરા વાંક લઈ ઉંડાના બુરજ પાસેના દરવાજે મોટરમાંથી ઊતર્યાં. બરફ ધીરે ધીરે વરસતો હતો. કિલ્લાની દોઢીમાં પોલીસ અફસરે અમને જરા વાર રોકીને દરેકનાં નામ લખી લીધાં અને



૭

ક્રેમલીનના દરવાજા અને બુરજો રશિયાના સ્થાપત્યના ખરાં પ્રતિનિધિ છે. આખું રશિયા તેને માટે મગરૂર છે. ક્રેમલીનના કોટની કુલ લંબાઈ ૭૨૮૦ ફીટ છે. તેના કાંગરા બાવની પણ જેવા ઘાટમાં ખાંચવાળા છે.

પછી એક અફસર તથા એક દર્શકની સાથે અંદર જવા દીધા.

ક્રેમલીનનું દૃશ્ય અનોખું લાગે છે–પ્રવાસીએ બીજે કયાંય ન જોયું હોય એવું. અંદર મહાલયોવાળું એક બીજું નગર જ જાણે વસ્યું છે. રશિયામાં મકાનો પર વારંવાર સફેદ ચૂનો લગાડવાનો રિવાજ છે એટલે આજે પણ ક્રેમલીનના જૂના મહાલયો પર સમયની ઝાંખપ જણાતી નથી. બધું સફેદ અને વચ્ચે રંગપટા અને સોનેરી શણગાર નજરે પડે.

એક ટેકરી પર ચડતા હોઈએ એમ તેના રસ્તા પર અમે આગળ વધ્યા અને ચારે તરફ ઊંચા ગુંબજોવાળા મોટા દેવાલયોના ચોગાનોમાં આવ્યા. ખુલ્લી ઋતુમાં અહીં ફૂલોવાળા મોટા બગીચા ને ઉદ્યાનોની પ્રવૃત્તિ હોય છે પણ આ વખતે અમે ઠંડા ઝપાટાથી બચવા દીવાલોની ઓથે ચાલતા હતા.

ક્રેમલીન એક ટેકરી ઉપર બંધાયું છે. તેની ઉત્તર બાજુ મોસ્કવા નદી વહે છે. નદી તરફ બાગના મહેલો છે. પંદર, સોળ, સત્તર અને અઢારમા સૈકાઓમાં દરેક ઝારે પોતાનું એક એક મોટું દેવળ ત્યાં બંધાવ્યું છે. ક્રેમલીન ગઢ અટપટા ત્રિકોણાકારે બંધાયો છે. તેનો ઘેરાવો ૭૨૮૦ ફીટ છે. ગુલાબી રંગની તેની દીવાલો પર M M. M આવા તીરના છેડા જેવા M આકારના કાંગરા છે અને ખૂણે ખૂણે બુરજો છે તે પણ એક બીજાને મળતા નથી. તે બુરજો પર પાંચ કમાનદાર પાસામાં બારીઓ અને માથે અણીદાર મિનારાઓ છે. તે દરેકની તરાહ જુદી છે. અંદર ચાર મોટા ચોક, ત્રણ દેવાલયો, સાત ચર્ચ, એક સાધુઓનો મઠ અને ત્રણ જૂના રાજ્ય-મહેલો છે. અને એમાં જ "ઇવાન ધ ગ્રેટ" ના મહેલની ભીંત આગળ "ઝારકોલ" અથવા "મોસ્કોનો ઘંટ"—જેને જગતનો 'ઘંટરાજ' કહી શકાય—છે. આ ઘંટ ૧૭૩૩માં ઢાળવામાં આવ્યો હતો. તેનું વજન લગભગ ૨૦૦ ટન (૧૧૨૦૦ મણ) થાય છે. ઊંચે ચડાવતી વખતે તે

પછી એક અફસર તથા એક દર્શકની સાથે અંદર જવા દીધા.

ક્રેમલીનનું દૃશ્ય અનોખું લાગે છે—પ્રવાસીએ બીજે ક્યાંય ન જોયું હોય એવું. અંદર મકાનોવાળું એક બીજું નગર જ જાણે વસ્યું છે. રશિયામાં મકાનો પર વારંવાર સફેદ ચૂનો લગાડવાનો રિવાજ છે એટલે આજે પણ ક્રેમલીનના જૂના મકાનો પર સમયની ઝાંખપ જણાતી નથી. બહુ સફેદ અને વચ્ચે રંગપટા અને સોનેરી શણગાર નજરે પડે.

એક ટેકરી પર ચડતા હોઈએ એમ તેના રસ્તા પર અમે આગળ વધ્યા અને ચારે તરફ ઊંચા ઘુમ્મટોવાળા મોટા દેવાલયોના ચોગાનોમાં આવ્યા. ખુલ્લી ઋતુમાં અહીં ફૂલોવાળા મોટા બગીચા ને ઉદ્યાનોની પ્રચુરતા હોય છે પણ આ વખતે અમે ઠંડા ઝપાટાથી બચવા દીવાલોની ઓથે ચાલતા હતા.

ક્રેમલીન એક ટેકરી ઉપર બંધાયું છે. તેની ઉત્તર બાજુ મોસ્કવા નદી વહે છે. નદી તરફ ઝારોના મહેલો છે. પંદર, સોળ, સત્તર અને અઢારમા સૈકાઓમાં દરેક ઝારે પોતાનું એક એક મોટું દેવળ ત્યાં બંધાવ્યું છે. ક્રેમલીન ગઢ અટપટા ત્રિકોણાકારે બંધાયો છે. તેનો ઘેરાવો ૭૨૮૦ ફીટ છે. ગુલાબી રંગની તેની દીવાલો પર M M M આવા તીરના છેડા જેવા M આકારના કાંગરા છે અને ખૂણે ખૂણે બુરજો છે તે પણ એક બીજાને મળતા નથી. બુરજો પર પાંચ કમાનદાર પાસામાં બારીઓ અને માથે અણીદાર મિનારાઓ છે તે દરેકની તરાહ જુદી છે. અંદર ચાર મોટા ચોક, ત્રણ દેવાલયો, સાત ચર્ચ, એક સાધુઓનો મઠ અને ત્રણ જૂના રાજ્ય-મહેલો છે અને એમાં જ "ઇવાન ધ ગ્રેટ"ના મહેલની ભીંત આગળ "ઝારકોલ" અથવા "મોસ્કોનો ઘંટ"—જેને જગતનો 'ઘંટરાજ' કહી શકાય—છે. આ ઘંટ ૧૭૩૩માં ઢાળવામાં આવ્યો હતો. તેનું વજન લગભગ ૨૦૦ ટન (૧૧૨૦૦ મણ) થાય છે. ઊંચે ચડાવતી વખતે

પડ્યો અને જમીનમાં ૧૧ ફીટ ખૂંચી ગયો. ૧૦૦ વર્ષ સુધી તો એ એમ ને એમ પડ્યો રહ્યો. પછી ૧૮૩૬માં ઝાર નિકોલસે તેને બહાર



ક્રેમલીન ગઢમાં આવેલો ઝાર કોલ નામે ઘંટ સાથેનો પાચ માળનો મિનારો. મોસ્કોનો આ સુપ્રસિદ્ધ ઘંટ ઉપર ચડાવતાં એ તૂટીને નીચે પડેલ. તેનો ટુકડો પણ પાસે પડ્યો હતો. છે. આ ઘંટ કદી વાગ્યો નથી. એક પથ્થરના ઓટલા પર તેને ગોઠવી રાખ્યો છે.

કઢાયો અને એક પથ્થરના ઓટલા પર તેને રખાયો, તે આજસુધી એમ જ છે એ ઘંટમાંથી કદી અવાજ ગાજ્યો નથી એક તરફથી એ તૂટી ગયો છે તેમાંથી માણસ દાખલ થઈ શકે એવડુ કાણુ પડયુ છે એ તૂટેલો ટુકડો ૧૧ ટન [૬૭૧ મણ]ના છે ઘંટની ઊંચાઈ ૧૯ ફીટ છે ઘેરાવો (વ્યાસ) ૬૦ ફીટ છે તેની ધાતુની દીવાલ બે ફીટની છે અંદર ૨૦ માણસો નિરાંતે ઊભા રહી શકે તેમ છે

બાજુમા બીજી એવી એક ૨૦ ટનની તોપ–મહારાણી પડી છે ૧૫૮૬મા એ બનેલી પણ કદી ફોડવામા આવી નહોતી બબ્બે ટનના તેના ગોળા બાજુમા પડ્યા હતા તોપ ઉપર સુંદર નકશીકામ હતુ પદરમા સૈકામા આવડુ લોઢુ ગાળવાની અને સુરેખ, વિરાટ ઘાટ કરવાની શક્તિ રશિયનોમા હતી

ક્રેમલીનનો દેખાવ કોઈ વાર્તાનગરી જેવા લાગે છે ઇટાલિયન પણ નહિ, બિઝન્ટાઇન પણ નહિ હિંદુસ્થાની પણ નહિ પણ એ સર્વનુ કંઈ ને કંઈ તત્ત્વ ત્યા દેખાય છતા આખુ નવતર લાગે સ્થાપત્યરચનાઓ દારૂખાનાની પેઠે ત્યા ફૂટી નીકળી છે જાતજાતના ઘુમ્મટો, અણીદાર મિનારા, છપ્પરો, છત્રીઓ બધુ ખરેખર નવુ અને વિચિત્ર લાગે ઘડીમા આકાશે ચડતો ચિમનની ચીમની જેવો, મિનારો દેખાય તો ઘડીમા નીચી ગુફાઓ જેવા દરવાજા દેખાય આ જ રશિયન સ્થાપત્ય–તેમનુ મૌલિક અને પ્રગતસ્વરૂપી સર્જન

યુરોપના લોકો એક કાળે હસતા કે રશિયામા તે વળી કળા હોય ખરી ? અને એમ એ પ્રજાના ઇતિહાસની અને રીતભાતની અવગણના કરતા રશિયનો દગ્લાંડની કે ફ્રાન્સની નકલ છે એવા લોકો તે વળી મહાન બની શકે ખરા ?

સ્લાવોફીલેસ તેનો જવાબ આપે છે

"પીટર ધી ગ્રેટ યુરોપમાથી જે આણ્યુ તેનો મદ પરિપાક નીકળ્યો તે અમે સમજીએ છીએ એણે પ્રજાની પોતાની સસ્કૃતિ વિસરાવી

હજી પણ અમારા જૂનાં સર્જનો જુઓ અમારું પોતાનું એક પ્રકારનું સ્થાપત્યસ્વરૂપ છે શિલ્પકળાનાં રાષ્ટ્રીય સ્વરૂપો પણ છે સુશોભનો પણ રશિયાનાં જ કહી શકીએ એવા પડ્યા છે'



મોસ્કોના મધ્યવર્તી પુરાણું વાસીલી મંદિર જે ઝાર ઈવાન ટેરીબલના વખતમાં એક ઈટાલિયને બાંધ્યું હતું તે આજ સુધી એવું ને એવું જ જળવાયું છે ક્રેમલીન ગઢની સામે મોટા મેદાન વચ્ચે ઊભું છે

ક્રેમલીનના રાજમહેલોના સંગ્રહોમાં અજબ ધાતુકામ અને મીનાકામના નમૂના છે. સોળમો અને સત્તરમો સૈકા મોસ્કોની કારીગરો માટે તેજસ્વી યુગ હતો. તેઓ થોડો વખત રૂંધાયા પણ હવે જૂની કડીઓ મેળવીને રશિયન કળાની પ્રતિષ્ઠા કરી રહ્યા છે.

ક્રેમલીનના કિલ્લાની બહાર વાસીલી મંદિર છે. તે રશિયાની દરેક ચોપડીમાં જોવા મળે છે એટલે નજરે પડતાં જ અમે તેને ઓળખી કાઢ્યું હતું. ઝાર ઇવાન ધ ટેરિબલે કાઝાન મુલક જીત્યો તેની યાદમાં તે બંધાવ્યું હતું. તેનો બાંધનાર ઈટાલીયન હતો. નામ જણાયું નથી પણ કહેવાય છે કે દેવળ બંધાયા પછી ઇવાને તેની આંખો ફોડાવી નાખી, જેથી બીજે ક્યાંય તે એવું બાંધી શકે નહિ અને એ માણસની એક જ અનન્ય કૃતિ તરીકે આ એક જ મંદિર રહે. પ્રતિષ્ઠા, ધર્માંધતા અને નિષ્ઠુરતાનો કેવો વિચિત્ર યોગ!

એ મંદિરને નવ ઘુંમ્મટો છે તેમનાં પ્રમાણ અને ઘાટ જુદાં જુદાં છે. રંગ અને નકશીમાં એ સર્વ એકમેકથી જુદા છે. દ્વારદર્શનો પણ જુદાં. આખા બાંધકામમાં એશિયાની અને યુરોપની અનેક શૈલીઓ ભેગી થઈ છે. સુશોભનમાં પણ રાતું, પીળું અને લીલું ચિત્રકામ એક વિચિત્ર ભેદી સંવાદ જન્માવે છે. જે કળવો મુશ્કેલ છે છતાં અજબ મોદિની ઊભી કરે છે. બધું કામ મૌલિક લાગે છે. ઘુમ્મટોમા અનનાસની ભાત, થોરના ફૂલની ભાત, બીજા નાના ગોળામાં અનાનાસ, લીંબુ, પાઘડીઘાટ અને તે સર્વ ઉપર સર્પના પટા જેવા આકારો છે. આખી આકૃતિ fantastic (ચવિત્રી), સમુદ્રના કોઈ મત્સ્ય જેવી લાગે. અર્ધું મત્સ્ય, અર્ધું વિરાટપુષ્પ અથવા વનસ્પતિ, અટાપટાવાળી પાઘડી અને અશક્ય એવા માપોનું સ્વપ્નસ્વરૂપ જોઈ કવિઓ તેને "Most original in the World" એટલે કે "વિશ્વનું મહામૌલિક રૂપ" કહે છે.

એ જ રીતે કિલ્લાની અંદરના ભાગનાં બધાં મકાનોમાં કંઈ ને

કઈ નાવીન્ય અને વિચિત્રતા દેખાય છે હિંદના કારીગરો ત્યાં પહોંચ્યા હોય એવો પણ ભાસ થયો.

સ્થાપત્યરચનામાં કોઈ એક જ ધાટમાં કે શૈલીમાં સૌન્દર્ય મર્યાદિત નથી દેશના હવામાન માણસોની રહેણીકરણી, મકાનના સાધનો, સામાન અને તે વાપરવાની પદ્ધતિ પ્રમાણે સ્થાપત્યમાં વિવિધતા પ્રકટે છે કુદરત પોતે જ આપણને બતાવી રહી છે કે વિવિધતા અને વિચિત્રતા સર્જનનો આગળ પડતો પ્રકાર છે જીવનની આવશ્યકતાઓ પ્રમાણે તે બધાંને સાથે રાખી મેળ ઉપજાવવાની શક્તિ પ્રમાણે સૌન્દર્યનો અંશ પ્રવર્તે છે

ઝારોના મહેલો ખૂબ શણગારેલા છે બિઝન્ટાઇન પદ્ધતિએ ચોકસ ખંડોના ખૂણા પરથી કમાનો લાવી વચ્ચે ગોળાકાર છાપરો ઉતારેલી છે પણ અંદરની નકશી અને સુશોભનમાં ભારત ચડી જાય એમ લાગ્યું ઝારના મહેલો રશિયાની હવા પ્રમાણે નાની બારીઓવાળા છે તેમાં અજવાળું લાવવા અમરખના બનેલા પડથી માર્ગીના ચોકમાં મઢેલા છે આરસપહાણ પલંગો અને ટેબલો જેમના તેમ રાખેલા છે પૂનાના પેશ્વાઈ વાડાઓ જેવી જાડી ભીંતો વચ્ચેથી બારણાં અને દાદરો રાજમહેલનું એઠી વાતાવરણ ઉપજાવે છે પરંતુ આજે ત્યાં બધી ચીજો સમારકામ અને સજાવટથી એવી તો સચવાઇ છે કે જાણે હાલે જ બની હોય એવું લાગે!

સત્તરમા અને ઓગણીસમા સૈકાના બે મહેલોની વચ્ચે આજના સ્થપતિઓએ એક નવો "કોંગ્રેસીન હૉલ" બહુ ખૂબીથી જોડી દીધો છે વર્ષમાં એક વાર સોવિયેટ રાજ્યના બધા ડેપ્યુટીઓ ત્યાં મળે છે અને વડા પ્રધાન આ મહેલોમાં ઘણો વખત વસે છે તેમજ રાજ્યમંત્રણાઓ ત્યાં થાય છે

મહેલો જોયા પછી ઝારના સમયનાં વસ્ત્રો, વાહનો અને અન્ય પદાર્થોનું મ્યુઝીઅમ જોયું એ પણ જ સુસજ્જ અને વ્યવસ્થિત હતું

અમે ત્યાં સોનાની કેટલી યે ગાડીઓ, રત્નજડિત અલંકારો અને વસ્ત્રો તેમજ લેખકની કલ્પના પણ ન પહોંચે એવી અપાર સમૃદ્ધિ જોઇ. સાડા એ વાગે અમે ત્યાંથી બહાર નીકળ્યા.

પછી તો કેટલોક વખત શૂન્ય મને પથારીમાં પડયાં પડયાં આરામ મેળવ્યો. સૌનાં મન પર હવે પ્રવાસના વળતાં પાણી વહી રહ્યાં હતાં. સાંજે જૂથ પ્રમાણે પાછા જવાના વીઝા (પ્રવેશપત્રો) મેળવવા જુદી જુદી એલચી કચેરીઓમાં જવાનું હતું. ડૉ. કુમારપ્પાની નેતાગીરી રાખી પહેલાં ફ્રેન્ચ એલચીને ત્યાં ગયા. કોઈ એકાંત ખૂણે આવેલી અંધારાવાળી એ જગ્યા હતી. અમને જોતાં સેક્રેટરી ચીડાયો. બધાંને બહાર ઊભાં રાખ્યાં. બેસવાની ખુરશીઓ પણ નહિ! સ્ત્રીઓ માટે માંડમાંડ જગ્યા મેળવી. ઘણી માથાફોડ પછી કામ ઊકેલ્યું. ઓસ્ટ્રીઅન કોન્સેલની ઑફિસ બંધ થઈ ગઇ હતી. નાટક જોવાનું હતું તે મુલતવી રહ્યું પણ રાત્રે હોટેલના એક ખંડમાં ટેલીવીઝન જોવા મળ્યું. લેનિનના જીવન સંબંધી એક નાટક ચાલતું હતું. લેનિનનું હાલતુંચાલતું પાત્ર અજબ અભિનયથી પ્રત્યક્ષ થતું હતું. અમે રશિયન ભાષા સમજતા નહોતા એટલે જોતાં જોતાં આંખને થાક લાગવા માંડયો. આથી હું અને શ્રી. રમણલાલ દેસાઇ અમારા ખંડમાં ગયા. ત્યાં જયાબહેન ગોય ફરી નિરાંતે મળવા આવ્યાં હતાં તેની સાથે અમે વાતો કરી. મારી પાસે ભારતીય રાષ્ટ્રગીતની રેકર્ડો હતી તે તેમને આપી દીધી. એવામાં "ઓગનેવ" પત્રના તંત્રીએ આવીને મને જણાવ્યું કે મેં કરેલો ડૉ. કીચલુનો "પેન્સીલ સ્કેચ" એમના પત્રમાં છપાયો હોવાથી મને તેનો ૨૦૦ રૂબલ પુરસ્કાર મળશે. શ્રી. રમેશચંદ્રે આવીને ડેલીગેશન તરફથી મોસ્કોની "પીસ કમીટી" આગળ થનારૂં સંયુક્ત નિવેદન વાંચી સંભળાવ્યું. તે પર ચર્ચા કરવા બીજે દિવસે સવારે મંત્રીના ખંડમાં ભેગા થવા જણાવ્યું.

તા. ૨૦–૧–'૫૫: મંગળવાર; સવારે. ઠીક વહેલા ઊઠયા. સાડા

આઠ વાગે મનીગૃહમાં બધા સભ્યોની સભા થઈ. નિવેદનના કટલાક શબ્દો પર ચર્ચા થઈ છેવટે સર્વનું સમાધાન કરી એકમતે નિવેદન તૈયાર થયું અને તે પર સૌએ સહીઓ કરી. આ નિવેદનમાં સ્પષ્ટતા અને પ્રામાણિકતા લાવવામાં સ્વ. રમણલાલ દેસાઈએ બહુ ઝીણવટભરી ચર્ચા કરી હતી. એ પછી "પ્રવદા"ની ઓફિસે જઈ મેં 'સ્કેચ' ના પુરસ્કારની રકમ મેળવી. હવે રૂબલોનું શું કરવું એ પ્રશ્ન હતો. જ્યાં મહતે અમને રશિયાના નાગરિકો માટેની "સ્ટ્રાઈપ ટ્રિમ" અને "ત્રોજે કટ્રેસ" બનાવ્યા, જે ઉપયોગી અને સસ્તા લાગતા અમારામાંના લગભગ દરેકે ખરીદ્યા.

બપોરે મોસ્કોના પ્રેસ રિપોર્ટરોની એક સભામાં બધા સભ્યો મળ્યા. ત્યાં પરસ્પર ઓળખાણ થઈ અને અમે અમારું નિવેદન પત્રકારો સમક્ષ પેશ કર્યું. તેમણે વ્યક્તિગત કેટલાક પ્રશ્નો પૂછ્યા, જેના તે તે વિષયના જાણકાર અમારા મિત્રોએ જવાબો આપ્યા. શ્રદ્ધામાતાએ પણ રશિયન પ્રજાને અંજલિ આપી. મને પૂછવામાં આવ્યું કે "ભારતના કલાકારો શાંતિપ્રચાર માટે શું કરે છે?' મેં જવાબ આપ્યો કે 'ભારતની કલા પ્રાચીન કાળથી શાંતિના જ સ્વરૂપોમાં આપણી રહી છે 'નટરાજ' બુદ્ધ, 'ત્રિમૂર્તિ' વગેરે આલેખનોમાં. ભારતની શાંતિનું રૂપ છે પણ આજની જગતની પરિસ્થિતિમાં ભારતનો કલાકાર હજી પૂર્ણ સજ્ઞાન થયો નથી છતાં, અમારા 'કાર્ટૂનિસ્ટો'એ આ બાબતમાં નફાખોરી, યુદ્ધપરસ્તી અને વગદારો પ્રતિ ઠીક ઠીક ચેતવણી આપી છે.'

ત્યાંથી છૂટી આઠ વાગે હોટેલ પર પહોંચ્યા. ત્યાં ખબર મળ્યા કે મોસ્કો શાંતિ સમિતિના સભ્યો સાથે ગ્રાન્ડ હોટેલનો ભોજન સમારંભ રાખ્યો છે, તેમાં જઈ પહોંચવાનું છે એટલે સામાન બાંધવાનું અધૂરું પડતું મૂકી અમે ત્યાં પહોંચી ગયા.

મોસ્કો શાંતિ સમિતિ સાથે અમારો છેલ્લો મિલાપનું એ મેળાવડું હતું. તેમાં અમને મળવા માટે કલાકારો, વિદ્વાનો અને શાંતિ સમિતિના



શ્રી. બિનય રૉય—શ્રી જયા રૉયના જીવનસાથી, કવિ, નાટ્યકાર, લેખક અને ગાયક

અગ્ર સભ્યોની મોટી હાજરી હતી. હોટેલના મુખ્ય ભોજનગૃહમાં બહારના લોકોની આવજા ચાલુ હતી એટલે આ પ્રસંગ માટે એક જુદા જ ખંડમાં વ્યવસ્થા થઇ હતી. હોટેલના વ્યવસ્થાપકોએ પણ બહુ મહેનત લઈ ખંડમાં ફૂલદાનોની તેમજ બીજી શોભા વધારી દીધી હતી. અમને દરેક જણને એક એક રશિયન મિત્રની વચ્ચે જગ્યા આપી. મારી બાજુમ એક પ્રખ્યાત ચિત્રકારનાં પુત્રી હતાં, જે અંગ્રેજી બોલી શકતાં હતાં. તેમણે પોતે જ પોતાની ઓળખાણ આપી અને પછી પોતાની બાજુમાં બેઠેલા પોતાના પતિનો પરિચય કરાવ્યો. એ સજ્જન બાલસાહિત્યના સર્જક હતા. તેમણે મને પોતાની રચેલી એક ચોપડી આપી. આ વખતે ભોજનમાં શાકાહારી અને આમિષાહારીનાં ટેબલ જુદાં નહોતાં એટલે ખાવાનું શરૂ થતાં શિષ્ટાચાર મુજબ મેં બાજુનાં બાનુને રકાબીઓ ધરવા માંડી, જેમાંથી પોતાને જોઇતું તે લઇ લેતાં. પણ મેં જ્યારે અમુક વસ્તુઓ ન લીધી ત્યારે તે સમજી ગયાં કે હું ચુસ્ત શાકાહારી છું. આથી તેમણે રકાબીમાં લીધેલી વસ્તુઓ પડી જ રહેવા દીધી અને

ખાંધી નહિ! તેમની આવી ઊંચી સદ્ભાવના અને સમજશક્તિ જોઈ હું ખરેખર આશ્ચર્ય પામ્યો. જે દેશમાં પાડોશીની લાગણી માટે આવી દરકાર રખાય ત્યાં કોઈ કટુતા કે વૈમનસ્ય ન નભી શકે. એમણે ખાતાં ખાતા ઘણી રીતે પ્રસંગને રસમય બનાવતી વાતો કરી. છેવટે તેમના પતિને કામ હોવાથી ઉતાવળે જવાનું હતું. એટલે એ બેઉએ વિદાય લીધી પણ એ યુવાન પતિપત્ની પોતાના વિવેકની સુન્દર છાપ મૂકતાં ગયાં.

ભોજનસમારંભ તો લાંબો ચાલ્યો. છેલ્લો દિવસ અને છેલ્લો પ્રસંગ હોવાથી શાંતિપ્રમુખ કવિશ્રી તિકોનોવે પહેલાં રશિયન કલાકારોને કંઈ રંજન કરવા કહ્યું અને "સારી જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા" એ ગીત એક રશિયન યુવાનના ગળામાંથી શુદ્ધ ઉચ્ચારે અને શાસ્ત્રીય ચોકસાઈથી પૂરી હલકે ગવાતું સાંભળી અમે તો છક્ક થઈ ગયા. એ ગાનાર યુવાન એ પછી તો હિંદમાં આવ્યા હતા અને પોતાની કલાનો પરિચય ભારતવાસીઓને આપી ગયા છે. શ્રી. ગીતા સેલ્લિકે ટાગોરનું ગીત ગાયું. શ્રી. બિનય રોય અને તેમનાં પત્ની જયા રોય પણ આ જલસામાં હતાં. બિનય રોયનાં ગીતો આપણે બંગાળના સંસ્કાર મંડળની ટેપ નંખાઈ તે વખતે સાંભળ્યાં છે. એમણે મોસ્કોના સંગીતપ્રેમી યુવાનોને ઘણાં ભારતીય ગીતો શીખવ્યાં છે આ વેળા એમણે હાવરાના ખલાસીઓનું એક ગીત ગાયું. પછી સ્વામીનાં સંભાષણો શરૂ થયા. પ્રમુખ આંગળી ચીંધે કે નામ બોલે તેણે ઊભા થવાનું હતું. અને સાથે તરજુમો કરનાર રમૂજી સ્વભાવના દુભાષી પણ તૈયાર થઈ જતા. છેવટે શ્રી. ચન્દ્રે સંભારી સંભારી દરેક જણની પ્રશંસા કરી આભાર માન્યો તે વખતે તેનું મંત્રીપદ ખરેખર દીપી ઊઠ્યું.

પ્રમુખે દરેક જણને અમારા પ્રવાસમાં લેવાયેલા ફોટોગ્રાફોનો સેટ અને અમારામાંની દરેક વ્યક્તિને તેના ગુણ પ્રમાણે અંકેકી ભેટ આપી. મને રશિયન ચિત્રકારોનો એક અતિ મૂલ્યવાન ચિત્રસંપુટ આપ્યો.

એ વખતે શાંતિસમિતિના મંત્રીએ કૉકેશસના બાબ "પાયોનિયરો"

તરફથી એક ભેટ આવી છે કહી એક પેટી ખોલી. તેમાંથી લાલ રંગના રૂમાલો નીકળ્યા. સાથે તેમનો સંદેશો કહ્યો કે "અમારાં બાળકોની

અમારી વિદાયના દિવસે સાંજે વિદેશી ભાષાવિદ્યાલયમાંથી મળવા આવેલા હિંદીના પ્રોફેસર તેમણે શુદ્ધ હિંદી ભાષામાં વાત કરી અને હિંદી-રશિયન શબ્દકોષ તૈયાર થઇ ગયાના ખબર આપ્યા તેમણે હિંદ સાથેના રશિયાના પરિચયોની તેમજ પ્રવાસીઓ વગેરેની વાતો અમારી સાથે કરી



આપ હિંદી શાંતિદૂતોને સલામ છે અમને ભૂલશો નહિ !" એમ કહી અમારા દરેક જણના ગળામાં એકેક લાલ રૂમાલ બાંધ્યો. આ વખતે કોઇ લગ્નમાં વેવાઇની આપેલી પાઘડીઓ બાંધેલા જાનૈયા જેવા સૌ લાગ્યા

છૂટા પડતી વખતે દરેક જણે પરસ્પર ખૂબ ભાવથી હાથ મિલાવ્યા અને અમે અમારી રૂમમાં પહોંચ્યા ત્યાં શ્રી રમણભાઇએ તો સામાન તૈયાર કરી રાખ્યો હતો. એ જ વખતે મેં "ગુજરાતની બહાદુર પુત્રી" જયા ગૌપનો સ્કેચ કર્યો અને તેમના પતિ આવ્યા તેમનો પણ સ્કેચ કર્યો. પછી મોડી રાતે સામાન બાંધવા માંડ્યો. સામાન વધી જતો હતો. મહા ઠાંસાઠાંસ કરી તે બાંધી લીધો ત્યાં સાડા ત્રણ વાગ્યે

સ્ટેશનની ઘંટડી રણકી ઊઠી. સમ્પૂર્ણભાઈ જાગી ઊઠયા. તરત મોં સાફ કરી, કપડાં પહેરી, સામાન રૂમની બહાર લાવી નીચે ગયા. એ વખતે પણ મહેમાનો માટે સ્હાનાસ્તો તૈયાર હતાં.

બધાનો સામાન મોટરોમાં ચડી ગયો. ઠંડી ખૂબ લાગતી હતી પણ મોટરની અંદર ગરમ હવા આવવાની ગોઠવણ હતી તે ડ્રાઈવરોએ ચાલુ કરી. અંધારામાં બરફના માર્ગો પર દોઢ કલાકમાં ૩૨ માઈલની મુસાફરી કરી 'એર–પોર્ટ' ઉપર પહોંચ્યા અને એકદમ મકાનમાં દાખલ થઈ ગયા. કસ્ટમની નામની વિધિ થઈ ગઈ અને અમારો સામાન પસાર થયો. મારા કૅમેરામાં ફિલ્મ છે કે નહિ એમ મને પૂછવામાં આવ્યું. મેં હા કહી એટલે એક ઑફિસર કૅમેરા લઈ ગયો અને બાજુ રૂમમાં જઈ જોયું તો એક જ નંબર પાડેલો હતો એટલે કૅમેરા મને પાછો આપવામાં આવ્યો. ઘણા મુસાફરોની 'ડેવેલપ' કર્યા વિનાની ફિલ્મ જપ્ત કરવામાં આવે છે અને તપાસ પછી જ પાછી અપાય છે.

આ વખતે રશિયાની શાંતિ સમિતિના પ્રમુખ, મંત્રી તેમજ અમારા દુભાષી મિત્રો અમને છેલ્લી વિદાય આપવા ત્યાં પહોંચી ગયા હતા. એકે એક જણ સાથે હાથ મિલાવ્યા, બથ ભરી ભેટયા. દુભાષી બહેનોની આંખ ભીની થયેલી લાગી. એ વિદાય અમને સૌને વસમી લાગી.

## વળતા વાયરા

## [૧૮]

લગભગ ૬–૨૦ મિનિટે વિમાન ઊપડયું. કલાક સુધી તો અને સૌ ઠરી જ ગયા લાગ્યા. હાથપગનાં આંગળાં ગળી જતાં લાગ્યાં

પણ પછી વિમાનના યંત્રમાંથી ગરમી અંદર ફૂંકાવા લાગી અને સૌ હાલવા લાગ્યા. નવ વાગ્યે મીન્સ્ક આગળ વિમાન નીચે ઊતર્યું. અંગ્રેજીમાં વાત કરતાં ત્યાંના શાંતિસદસ્યે અમને ઊતરવાની વિનંતિ કરી. એક બસ વિમાનના દાદર પાસે જ લાવીને ઊભી રાખી અને તેમાં બેસાડી ૦ા માઇલ જેટલે છેટે આવેલા એક રેસ્ટોરાંમાં અમને લઇ ગયા. ત્યાં ચ્હા નાસ્તો મળ્યાં. છેક ઝાંપા સુધી પણ મહેમાનની બરદાસ્ત કરનાર સોવિયેટ પ્રજાને દરેક જણે ધન્યવાદ આપ્યા. કલાક પછી વિમાનમાં બેઠા. હજી ઠંડી હતી પણ હવે અમને કશું કષ્ટ જણાયું નહિ. દોઢ વાગવા આવ્યો ત્યારે તો ગરમી ઘર જેવી થઇ ગઇ હતી. ઓવરકોટ અંગેરાખે ચડાવી સૌ નિરાંતે લાંબા થઇ સ્વસ્થતા માણતા હતા.

'સાડા બાર વાગ્યે બુડાપેસ્ટ આગળ વિમાન ઊતર્યું,



"આર્ટીસ્ટ યુનીઅન"ના મંત્રીમંડળ સાથે અમારી સમૂહ તસ્વીર. વચ્ચે સ્વ. રમણલાલ દેસાઇ ઊભા છે.

હંગેરીની હદમાં અમે આવી ગયા હતા. પોલીસ આવીને અમારા 'પાસપોર્ટ' ચેક'કઈ અને અમને ઊતરવા દીધા. ત્યાંના "એર પોર્ટ"માં સુખડના અર્ને સાદાઇ હતાં પણ કોઇ માણસ મળે નહિ, કારણ કે અમારું વિમાન ટાઇમ બહારનું હતું. ચ્હા માટે રેસ્ટોરાં પણ બંધ હતું. ટેબલ પર હંગેરી ભાષામાં છાપેલાં પોસ્ટ રશિયન છાપાં પડ્યાં હતાં. જેમતેમ એક કલાક વીતાવીને અમે વિમાનમાં ચડી ગયા. આ વિમાન ખાસ અમારા માટે જ હતું એટલે "એર પોર્ટ"ના ધારા મુજબ ત્યાં કશું ખાવાપીવાનું તૈયાર હતું નહિ. છતાં અમે જોયું કે અમારા રશિયન મિત્રોએ ચીવટ રાખવામાં બાકી રાખી નહોતી. અમારા દરેક જણની બેઠક પર એક સીલોફાનની કોથળીમાં એકેક નારંગી, લીંબુ, ચૉકલેટ, પીપરમિન્ટ, બિસ્કિટ તેમજ બ્રેડ અને ચીઝ ભરીને મૂકી દીધાં હતાં. જરૂર પડશે તો ખાઇશું એમ વિચારી અમે તે રાખી મૂક્યાં. પણ ત્રણ વાગ્યે તો વિમાનની રૂપાળી રખવાળે અમને જણાવી દીધું કે વીસ મિનીટમાં તો અમે વિયેના ઊતરી જઇશું.

"એર પોર્ટ" બધાં શહેરોથી માઇલોને અંતરે હોય છે. અહીં વળી રશિયન એર પોર્ટ જુદું હતું. વિમાન ઊભું રહ્યું ત્યાં સુધી ખબર પડી નહિ કે ક્યાં આવ્યા. ચારે તરફ બરફનો જ વિસ્તાર દેખાતો હતો. નજીકમાં જ એક નાનું મકાન હતું. અમે હાથપાકીટો લઈ ત્યાં પહોંચી ગયા. ત્યાં કોઇ જ નહોતું. એક રશિયન પોલીસ આસપાસ નજર રાખતો ફરતો હતો. અમારા હિસાબે ૩॥ વાગ્યા હતા પણ વિયેનાની ઘડિયાળમાં ૨॥ થયા હતા. એ મકાનમાં એક ટેલીફોન હતો. તે પર નંબર મેળવી અમે શાંતિ સમિતિની ઑફિસમાં ટેલીફોન કરવા ધાર્યું. પણ ત્યાં તો એક મોટી બસ પૂરપાટ અમારા તરફ ધસી આવતી અમે જોઇ. બસ પાસે આવતાં તેમાંથી અમારો વિયેનાનો દુભાષી મિત્ર મેનફ્રેડ અમને આવકારની સલામી આપતો ઊતર્યો. તેની સાથે એક બીજો જુવાન પણ હતો. અમે સૌ હોંશમાં

આવી ગયા. વિમાનમાંથી બધો સામાન ઉતારી લીધો અને પછી અમને સૌને બેસાડી બસ હંકારી મૂકી.

કેટલી યે વાર સુધી શહેરની નિશાની દેખાય નહિ. લગભગ ૨૮ માઈલ બસે કાપ્યા પછી વિયેનાનાં પરાં આવ્યાં. ચારેક વાગ્યે શહેરના મોટા રસ્તાઓ વચ્ચેથી પસાર થઈ "હોટેલ સેન્ટ્રલ" આગળ ઉતર્યા. હોટેલના એક પહેલવાન મજૂરે સામાન ઉતાર્યો તેને દાગીના દીઠ એક શિલીંગ એટલે ૩ આના પ્રમાણે ચૂકવ્યું.*

હવે અમે શાંતિ સમિતિના મહેમાન નહોતા. એટલે અમારે ખર્ચે રહેવાનું હોવાથી મેનહૂડે આ એક સસ્તી હોટેલ શોધી કાઢી હતી. તેણે મેનેજર સાથે વાત કરી દરેકને અલગ રૂમ મળે તેનો, સવારના

●

* ડૉ. જે. સી. કુમારપ્પા, ગાંધીવાદી અર્થશાસ્ત્રના વિશારદ, અમારી સાથે હતા તેથી અમારાં અવલોકનોની અને માહિતીની કસોટી થતી અને અમે કદરમાં પ્રમાણ સાચવી શકતા. ગાંધીયનવાદ ઉપરનો એમનો વિયેના પરિષદમાંનો વાર્તાલાપ પ્રભાવશાળી બન્યો હતો. સોવિયેટ પ્રદેશમાં તેઓ બીજી વાર આવતા હોવાથી અમને ખૂબ માર્ગદર્શક થયા હતા.



ડૉ. જે. સી. કુમારપ્પા

નાસ્તા સાથેનો ૩૮ શિલીંગનો દર ઠરાવી આપ્યો.

શ્રી. કુમારપ્પાની સાથે હું અને રમણભાઈ "એર ફ્રાન્સ"ની ઓફિસમાં ગયા. જુવાન કલાર્કે વિનયથી કહ્યું કે "પેરિસની ઓફિસને પૂછ્યા વિના ટિકીટો રીઝર્વ કરાય નહિ. આથી અમે નામો લખાવ્યાં અને હોટેલનો ટેલીફોન નંબર આપી પાછા આવ્યા. એ પછી અમે પાછા કૂકમાં આવ્યા અને રમણભાઈએ ટ્રાવેલીંગ ચેકથી પાંચ પૌંડના ઓસ્ટ્રીઅન શીલીંગ લીધા.*

અમે હવે થાકી ગયા હતા એટલે ટેક્સી કરી પાછા જતા હતા. કૂકની ઓફિસમાંથી શ્રદ્ધામાતાને સાથે લીધાં. શ્રદ્ધામાતાને હિંદમાંથી તેમના શુભેચ્છકો વળત ટિકીટનાં નાણા અહીં મોકલવાના હતા તે આવ્યાં ન હતાં તેથી મુઝવણમાં હતાં. બીજા કોઈની પાસે વધારે નાણાં ન હતાં. વળત ટિકીટોમાં કૂપનો જ હતાં. હોટેલમાં પહોંચતાં માલતીબેન બેડેકરે કહ્યું કે તા. ૪થીએ એક વિમાન પેરિસથી હિંદ જવાનું છે. તેમાં એક જગ્યા બાકી હતી તે તેમણે પોતાને માટે રીઝર્વ કરાવી લીધી હતી. દરમિયાન મેં અને ડૉ. કુમારપ્પાએ ભારતી દૂતાવાસમાં ટેલીફોન કર્યો મેં કામાણી કંપનીવાળા શ્રી. પેટ્રીસને ટેલીફોન કર્યો તો જણાયું કે તેઓ હિંદ ગયા હતા પણ તેમના ભત્રા જમાઈ મિ. સ્ટ્રોહે તુરત આશ્ચર્યથી જવાબ આપ્યો અને ખુશાલી બતાવી તેમજ બીજે દિવસે દસ વાગ્યે મળવાનું નક્કી કર્યું.

તા. ૪ પહેલાં ટિકીટ ન મળે તો વિયેનામાં શું કરવું અથવા પેરિસ જઈ રાહ જોવી તેના વિચારોથી નિરાશ બનેલા હોવાથી તેમજ થાકયા હોવાથી અમે બહાર જવાની જરા ય ઈચ્છા કરી નહિ હોટેલ-

---

* ૧ પૌંડ=રૂ. ૧૩–૮–૬=૭૧ ઓસ્ટ્રીઅન શીલીંગ

૧. ૩ પિગો=પા ઓસ્ટ્રીઅન શીલીંગ. ૧ ઓસ્ટ્રીઅન શીલીંગ=૩ આના.

મઠથી બ્રેડ અને ચ્હા મંગાવી હું અને રમણભાઈ વહેલા નિદ્રાને આધીન થયા. ડૉ. કુમારપ્પાએ ડૉ. રામસ્વામીને ફોન કરી તેની મોટર મંગાવી હતી તેમાં શ્રદ્ધામાતા પણ પોતાની ગોઠવણ માટે સાથે ગયાં. તેમણે તો વિમાનમાં પૂજા પણ કરી નહોતી અને કંઈ ખાધું પણ નહોતું! પછીથી જાણ્યું કે ડૉ. સ્વામીને ત્યાંજ તેમના ઠાકોરજી અને પેટની પૂજાની સગવડ થઈ રહી હતી.



શ્રદ્ધામાતા—પંજાબના ક્ષત્રી-કુળમાં જન્મેલાં એક સનાતન ધર્મપ્રચારક. અનેક મુશ્કેલીઓ સ્હેતાં તેઓ શાંતિ પરિષદમાં આવ્યાં તેમજ શાંતિ આંદોલનમાં રસ બતાવ્યો અને સોવિયેટ પ્રદેશોમાં પણ અમારો સંપૂર્ણ સાથ સાચવ્યો.

હું અને રમણભાઈ સવારના ત્રણ વાગ્યે જાગી ઊઠયા. એક બીજાના ખબર પૂછ્યા. સૌ વાતો કરતા પાછા ચાદીમાં ઊભા રહ્યા ત્યાં મેઇડ આવી અને સૌની રૂમમાં ચ્હા, તાજી બ્રેડ, મુરબ્બો અને માખણ પહોંચાડયાં.

બરાબર દસ વાગ્યે મિ. ગ્રેહામ જાતે મોટર હાંકી લાવ્યા. તેમનાં પત્ની "ફ્લ્યુ" થી બીમાર હતાં એ જાણ્યું. આથી તેમને વધુ તકલીફ ન આપવી એમ ધારી અમને ટિકીટ મેળવવા પૂરતી મદદ કરવા કહ્યું. ડૉ. કુમારપ્પાને સાથે લીધા. તેમણે રામસ્વામી પાસેથી થોડીક વધુ

માહિતી મેળવી હતી. "એર ફ્રાન્સ" વાળાએ તો તા. ૪ની વાત પકડી રાખી હતી. પણ ઝુરીચથી "એર ઇન્ડીઆ" લાઇન મળે છે, એ ડૉ. કુમારપ્પાએ સૂઝાડ્યું અને તેઓને કબૂલ કરવું પડ્યું, કે એ રસ્તો છે, ખરો. તેણે ઝુરીચને ફોન કરી બપોરે જવાબ આપવા કહ્યું. મિ. સ્ટ્રોઙે, પણ સાંજે મોટર લઈ આવવા કહ્યું અને અમને પાછા મૂકી ગયા.

બપોરે બાર વાગે કુમારપ્પા પોતાની રૂમમાંથી બહાર આવ્યા અને કહ્યું: "ચાલો, ક્યાંક જઇને ખાઈએ લઈએ." તેમનો આગલો અનુભવ અને સાફ સાફ વાતચીત બહુ મદદરૂપ થયાં. અમે નીચે ઉતરી પડ્યા અને ખુણા પરના એક રેસ્ટોરાંમા અમને ગરમ શાક, ભાત વગેરે ખાવા મળ્યાં. જણ દીઠ લગભગ વીશ શિલીંગનું ખર્ચ આપ્યું પણ તૃપ્તિથી જમ્યા

હોટેલમા પાછા આવ્યા ત્યાં "એર ફ્રાન્સ"નો ફોન આવ્યો કે તમારી ચારે ટિકીટો ઝુરીચ, કેરો, મુંબઈ માટે રીઝર્વ થઈ ગઇ છે. અમે આનંદ પામ્યા. બપોરે સૌએ આરામ લીધો. ચાર વાગે પાસપોર્ટ, કૂપનો વગેરે લઇ તૈયાર થઇ બેઠા ત્યાં મિ. સ્ટ્રોઙ આવ્યા. મોટરની સહાય વગર અને ભોમિયા મિત્ર વગર બહાર ફરવું અમારે માટે મુશ્કેલ હતું. અમે "એર ફ્રાન્સ"માં જઇને જૂની ટિકીટો રદ કરાવીને નવી તૈયાર કરાવી લીધી. રસ્તામાં રમણભાઇએ ચામડાની પટ્ટીની હાથશેરી વધારાની ચોપડીઓ ભરવા ખરીદી. છેવટે મિ. સ્ટ્રોઙ અમને શાંત ખૂણે આવેલા એક રેસ્ટોરાંમાં ચ્હા માટે લઈ ગયા.

અમે બધા ખુશ હતા. ડૉ. રામસ્વામી સૌને મળવા આવ્યા હતા. બીજે દિવસે સ્વ૦ નેતાજી સુભાષ બોઝની સંવત્સરી કુલાલમ્પુરમાં ઉજવવાની હતી તેમા સૌને નોતર્યાં. શ્રદ્ધામાતાએ તેમને 'મેજ' ફ્રેંકવી આપવા કહ્યું હતું. ખૂબ ગપ્પાં મારી અમે નિરાંતે થયા.

૨૩-૬-૫૬: સવારમાં ઇશ્વરભાઇ પટેલ અને વિનુભાઈ ચાદ ધૂઇને તાજે, સ્નાન થયા. સ્ટ્રોઙનો ફોન આવ્યો કે, મારે અને, રમણ

બંગાળનાં એક અભિજાત સ્ત્રી-પ્રતિનિધિ શ્રી. ગીતા મલિક. તેઓ થોડું રશિયન બોલી શકતાં અને સમારંભોમાં મધુર કંઠે ભારતીય ગીત ગાતાં




સાંઇએ તેમની સાથે બપોરનું લંચ લેવું. ગીતા મલ્લિકને પણ તેમણે એ જ પ્રમાણે નોતરું આપ્યું હતું એની અમે બપોરે બાર વાગ્યે નીચે આવ્યા ત્યારે ખબર પડી. સ્ટ્રોવ આવ્યા એટલે અમે સૌ સાથે જઈને એક રેસ્ટોરામાં જમ્યા. જમતા જમતાં રમણભાઈએ ઇચ્છા બતાવી કે રાણી કેથેરાઇનનો મહેલ જોવા જવું છે. ભલા મિ. સ્ટ્રોહે વાત ઉપાડી લીધી અને જમીને અમે મોટરમાં ઊપડયા.

હેપ્સબર્ગ રાજવંશની રાણી કેથેરાઇનનો મહેલ સત્તરમા સૈકામાં બંધાયેલો હતો. શહેરથી તે ઘણો દૂર હતો. લગભગ પચીસેક માઇલ દૂર છતાં સ્ટ્રોહે આનાકાની વગર ત્યાં ગાડી લીધી. એ મહેલમાં હિંદી ચિત્રોનો એક ખંડ છે એમ મેં સાંભળ્યું હતું.

સ્ટ્રોહે એક ભોમિયાને લીધો. તેણે પહેલું જ અમને પૂછ્યું:

“બધું જોવા માટે તમારી પાસે કેટલો વખત છે? લગભગ જોતાં મે અઠવાડિયા થાય અને સાધારણ રીતે જોતાં બે દિવસ.' અમે કહ્યું 'અમારી પાસે બે જ કલાક છે” તેણે મિ. સ્ટ્રોહને શી ખાતરી એટલે તેને વીસ શિલીંગ આપ્યા પછી તેણે કહ્યું 'હવે ગભરાયા વિના મારી સાથે ચાલતા આવો. હું બધું બતાવીશ. કંઈ જ નહિ છોડું પણ ઝડપ અતિ વધારવી પડશે.' આ મહેલનો આગ્રાના શીશમહેલ જેટલો જ વિસ્તાર છે પણ બાંધણી અલગ છે એવું લાગ્યું ત્યાંની ડી અને બહારની બાજુ હતી. મહેલમાના મોટા ખંડો, દિવાનખાના, વિશાળ સભામંડપો, ખૂબ શણગારેલી અને ચીતરેલી છતો, ભીંત પરની મોટી તસ્વીરો આ સર્વનું ઓળખાણ ભોમિયો નામ બોલીને આપતો જાય અને અમે ફિલ્મ જોતા હોઈએ તેમ જોતા જોતા ઝડપથી આગળ વધીએ.

એક આખોય ખંડ ચીનાઈ કારીગરીની નમૂનેદાર ચીજો, ફર્નીચર ચિત્રો અને પાત્રોથી ભરેલો અને શણગારેલો હતો. બીજો એ ખંડ હિંદી બનાવટનો હતો. તેમાંના ચિત્રો મુગલાઈ અને ભારતના જાણીતા પ્રસંગો હતા. એ ચિત્રો કોઈએ ખાસ ફરમાયશથી ત્યાંની તખ્તીઓના માપમાં મંગાવ્યા હોય એમ લાગતું હતું. શાહી વૈભવની બાબતમાં આ મહેલ મોગલ બાદશાહને વટાવી જાય એટલી બધી સામગ્રી ત્યાં હતી.

વિયેના યૂરોપની મોજમજાનું એક ધામ છે. થાક અને ભૂખનો ભાર વધી ગયા હતા એટલે અમે પણ મોટરમાં ખડકાયા. મિ. સ્ટ્રોહે અમને વખતસર ભારતીય દૂતાવાસમાં પહોંચાડ્યા. તેમનું ઘર ત્યાંથી પાસે જ હોવાથી તેમને પણ એ સગવડભર્યું થયું.

ભારતીય દૂતાવાસના એક ખંડમાં વિયેનામાં વસતા તમામ વિદ્યા ભણતા કેટલાક વિદ્યાર્થીઓ, એક-બે ગૃહસ્થો તેમજ શ્રીમતી ઓઝા, તેમના વૃદ્ધ માતુશ્રી અને કુમારી ઓઝા પણ હાજર હતાં. હિંદમાં

ઞસ લેનારી વિયેનાની ઍંચાગ સ્કારી સ્ત્રીઓ પણ ત્યા હતી નેતા જીની છબી આગળ તેમના વર્ષો જેટલી મીણબત્તીઓ મૂકી હતી પ્રથમ ડૉ. રામસ્વામીએ નેતાજીની સ્મૃતિ જગાવતુ એક નાનુ ભાષણ કર્યું પછી કુમારી બોઝે પહેલા એક મીણબત્તી સળગાવી એ પછી અમે દરેકે એકેક મીણબત્તી પ્રગટાવી આ વેળા શ્રીમતી બોઝની માની આખમા પાણી આવી ગયા. શ્રીમતી બોઝ ખુબ દદ હતા. કુમારી બોઝે સૌનો મીઠી ભાષામા આભાર માન્યો એ પછી ચ્હાપાણી થયા



અમારી મડળીના એક સ્ત્રી–પ્રતિનિધિ, દિલ્હીની એક પ્રસિદ્ધ શિક્ષણ સસ્થાના નિયામક અને બાળશિક્ષણના નિષ્ણાત હાજરા બેગમ હતા

અને સૌ છૂટા પડયા અમારી મડળીને હેટેલ પહોંચતી એક ટ્રામ પ..ડી. ત્યા પહોચતા જાણ્યુ કે શ્રદ્ધામાતા લડન જવાના છે રમણભાઇ ખુબ થાકી ગયા હતા એટલે અમે તુરત સૂઈ ગયા હવે તો જેમતેમ વિમાનમા ચડી જઇએ તો ઠીક, એમ મને પણ થતુ હતુ મહારની ઠડી ખમાતી નહોતી

રાત્રે ધારને માતાજી સાથે સવાદ કરતાં સાભળ્યા તેમણે બન્નેએ રમણભાઇ પાસે આવી માતાજીને લડન જવાની સગવડ કરી આપવાનુ જણાવ્યુ

તા. ૨૮–૧–'૫૪ સવારનો નાસ્તો પહેલા પતાવ્યો, દસ વાગ્યે બહાર જઈ નીચેની દુકાનો જોતા ફર્યા. રમણભાઇએ નજીવી જરૂરાતની થોડીક ચીજો ખરીદી. બાર વાગ્યે હોટેલના હિસાબો પતાવી કુમારાપ્પા અને માકનીમેન સાથે અમે "એર ફ્રાન્સ ની ઑફિસે પહોચ્યા સૌનો સામાન ચાર ટેક્સિમા સમાઈ ગયો ધાર, જાનાની અને જોશી ઝુરીચ

સુધી સાથે આવવાના હતા. ડૉ. રામસ્વામી મળવા આવ્યા હતા પણ મેં તેમને આપેલા ભાડાભાજના ફેરિયાફ્રો લાવ્યા ન હતા. પાછળથી મોકલી આપવા કહ્યું. એર પોર્ટ પર જવા માટે બસનું ભાડું આપવું પડ્યું. કસ્ટમમાં પેટીઓ ખોલવી પડી જરૂરી છૂટવા તો ખરા. "એર ફ્રાન્સ"નું મોટું વિમાન સામે હતું. પચાસ માણસને લઈ જનારું ચાર પંખાનું એ વિમાન હતું. તેણે પોણા પાંચ વાગે અમને ઝૂરીચ ઉતાર્યા. મેં મારા ગુમ થયેલા પાર્સલની ફરિયાદ મૂકી. અમારે એક રાત અને એક દિવસ ઝૂરીચમાં રોકાવાનું હતું એટલે બસમાં બેસી અમે શહેરમાં ગયા. ઝૂરીચના સેન્ટ્રલ રેલ્વે સ્ટેશન પાસે જ "એર ઓફિસ" હતી. તેણે પોતાને ખર્ચે સેન્ટ્રલ હોટેલમાં અમારા મુકામની ગોઠવણ કરી આપી. ઝૂરીચની સફાઈ, વ્યવસ્થા અને સૌંદર્યમાં પૂછવું શું !



"દિલ્હી પાર્લામેન્ટના એક સભ્ય શ્રીયુત સત્યેન્દ્ર બેનરજી પણ અમારી મંડળીમાં હતા.

રાત્રે બજાર જોતા જોતા ઝુરીચના તળાવ સુધી અમે ચાલતા ગયા. દુકાનો બંધ હતી પણ દરેક દુકાનની "શો વિન્ડો"માં પ્રકાશ અને ગોઠવણથી રજૂ કરેલી વસ્તુઓ જોઈ વિવિધતાભર્યું પ્રદર્શન જોયાનો આનંદ થયો. સ્વીટ્ઝર્લેન્ડની અનેક સુંદર અને સફાઈદાર બનાવટો પાસે યુરોપ અને અમેરિકાની બનાવટો ઝાંખી લાગે.

તા. ૨૫-૧-૫૪ સવારનો નાસ્તો લીધા પછી ટેક્સી કરી અમે નગરપર્યટને નીકળ્યા. રવિવાર હોવાથી બજારો બંધ હતાં પણ ચકચકિત રસ્તાઓ પંખાં શહેરની ખૂબી

નજર કરી. સવારના પહોરમાં ચપળ છોકરાઓ લપસણા જોડા લઈ "સ્કી" (બરફ સરકણી) રમવા નીકળી પડયા હતા. એ તાઝગી અને ખૂબસૂરતીનો સમુદાય જોતાં આંખ થાકે જ નહિ.

ફરીને આવ્યા પછી જરા આરામ લઈ સાડા બારની બસમાં ઝુરીચના "એર પોર્ટ" ઉપર પહોંચ્યા. ત્યાં સરસ અને સસ્તાં ઘડિયાળો મળતાં હતાં. રમકડાં પણ હતાં. અમે થોડીક ખરીદી કરી. ત્રણ વાગ્યે લંડનથી આવતા B E A વિમાનમાં બેઠા અને સાડા ચારે જીનીવા પહોંચી ગયા. ત્યાં પોર્ટના રેસ્ટોરાંમાં જ ધામા નાખ્યા. અહીં રમણભાઈએ ઘડિયાળ ખરીદ્યું. મેં મારા પૌત્ર માટે મોઢાનું 'હાર્મોનિકા' લીધું. અમે ત્યાં જ ખાણું લીધું અને ૭ વાગ્યે "એર ઇન્ડીઆ" નું પાંચ એન્જીનનું મોટું વિમાન આવ્યું. આ વખતે નવા ઉતારૂઓમાં ભારતીય પોશાકમાં એક વિદ્યાર્થિની જોવામાં આવી. એ આપણા સેન્ટ્રલ કેમેરા કંપનીવાળા શ્રીયુત પટેલનાં સુપુત્રી હતાં. શાળામાં રજા પડતાં એ ઘેર જતાં હતાં. કાલે સાંજે ઘેર પહોંચવું છે એવા સહજભાવે એક "પોર્ટમેંટો" લઈ આવેલી ભારતીય કન્યાની એકાકી પ્રવાસ કરવાની હિંમતથી હું અને રમણભાઇ ખુશ થયા. "એર ઇન્ડીઆ"ના વિમાનોની ચાલ અને સગવડ વખણાય છે. અમે તેમાં ગોઠવાયા ત્યારે મનમાં મોટી નિરાંત થઇ કે "હવે બદલવાનું નથી. આમ ને આમ હિંદ પહોંચી જઇશું." પણ બાર વાગ્યા સુધી ઊંઘ આવી નહિ. પેટ રસ્તો આપતુ નહોતું પણ હવામાન અનુકૂળ હોઇ કંઇ તકલીફ જણાતી નહોતી

સવારે અંધારામાં ત્રણ વાગ્યે અમે કેરો ઊતર્યા. દીવાબત્તીથી ઝગઝગતા "એર પોર્ટ"ના ખંડોમાં લાંબા ઝભ્ભાવાળા કાળા મીસરીઓ મોટા દાંત બતાવતા હસી હસીને સલામો કરતા હતા. એશિયાઈ ખુશામદનો પહેલો દેખાવ જોતાં જરા કંટાળો લાગ્યો. ત્યાં બીજી હલકી જાતની ઠગાઇ અને મોદાઓ પણ થાય છે એ જાણવા મળ્યું. એક કલાક પછી કેરો છોડયું.

તા. ૨૬-૯-'૫૪: "એર ઇન્ડીઆ" સરખું ચાલ્યું જતું હતું. બાર વાગે બધા પેસેન્જરો માટે આવતું પ્લાસ્ટીકની મોટી રકાબીમાં કેળાં, માખણ લગાડેલ બ્રેડ, 'બીસ્કીટ' ચોકલેટ અને કોફીનું સાદું પણ સ્વાદિષ્ટ ભોજન જતું કરવા જેવું નહોતું. એવો જ બપોરનો નાસ્તો અને સાથે મોસંબીનો રસ પણ આવ્યાં. બધી રીતે પ્રવાસીની તબિયત ખુશ રહે એવી તજવીજ હતી. સારાં ચોપાનિયાં પણ હતાં. બારી-માંથી તો સમુદ્ર જ દેખાતો પણ હવે તો ભારતનો કિનારો દેખાવા

*

પંજાબના રાજનીતિના નેતા સરદાર ગુરબક્ષસિંહ પણ અમારા જૂથમાં હતા. પેકીંગ પરિષદમાં અગ્ર ભાગ લેવા આવેલા 'પ્રીતલડી'ના ઉપ-પ્રમુખ હતા. તેઓ પત્રકાર, વાર્તાલેખક અને પ્રકાશક છે. તેમની કેટલીક વાર્તાઓ રશિયન પત્રોમાં છપાઈ હતી. પૂર્વકાળમાં તેમણે અમેરિકામાં એન્જિનિયરીંગની ડીગ્રી મેળવી હતી. સ્વભાવે નીડર અને સાહસિક છે.

*



લાગ્યો નાળિયેરીનાં ઝાડો, જમીન, ટેકરીઓ અને બંગલાઓ દેખાવા લાગ્યાં. સાંજે પાંચ ને વીસે સાન્તા ક્રુઝના "એર પોર્ટ" પર પગ મૂક્યો. અમારા પહોંચવાની તારીખ કે પહોંચવાનો સમય અમે કોઈને જણાવી શક્યા નહોતા. "પાસ પોર્ટ"ની તપાસ દરમિયાન કોઈની પાસેથી છૂટા બે આના માગી મેં મારા મિત્ર યશવંત પાઠકને ઘેર

ટેલિફોન કર્યો. મારો પુત્ર નરેન્દ્ર કુટુમ્બ સાથે તે વખતે તેમને ત્યાં જ હતો એ ખરેખર અજબ હતું. તેઓ તુરત આવે છે એમ જણાવ્યું. રમણ-ભાઇ માટે ચિંતા થતી હતી ઘરના શા ખબર હશે તેનો એ ફફડાટ કરતા હતા. પણ શ્રીયુત પટેલ તેમનાં પુત્રીને લેવા આવ્યા હતા તેમણે એમની જવાબદારી લઈ લીધી અને ઠેઠ ઘેર પહોંચાડવા સ્વીકાર્યું.

કસ્ટમની તપાસ ચાલતી હતી તે દરમિયાન મેં બહાર મારા પુત્ર ચિ. નરેન્દ્રને અને ગૌતમ પાઠકને આવી પહોંચેલા જોયા. કોઇ પણ પોર્ટમાં ન અનુભવેલી રોકાણ અને મૂઝવણ આ ઘરઆંગણે અનુભવી. ડૉ. કુમારપ્પાની સલાહ પ્રમાણે અમે એક એક નવી ચીજ કસ્ટમના ભરતિયામાં લખી જણાવી હતી છતાં મને ભેટ મળેલા રંગો ઉપર લાગો ભરવો પડ્યો. બાકી નિયમો મુજબ છૂટમાં મુકાયું અને આખરે વતનની ભૂમિ પર છૂટકારાનો દમ લેતા અમે પહોંચ્યા અને વિમાનયાત્રાની સ્વપ્ન સરખી આ કથા પૂરી થઇ.